# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

આ બુકની અંદર આવેલા ચૈત્યવંદનાદિ લખવા લખાવવામાં ભાવનગરમાં ચતુર્માસ રહેલા ગુરૂણીજી શ્રી લાભશ્રીજીએ અત્યંત પ્રયાસ કર્યો છે. ચૈત્યવંદનો, સ્તવનો, સઝાયો અને સ્તુતિઓ વિગેરેનો આવો સંગ્રહ કોઇપણ સ્થળે છપાયેલ નથી. આની અંદર ઘણો ભાગ તો તદ્દન વગર છપાયેલો અને અપ્રસિદ્ધ લખેલી પ્રતો ઉપરથી લીધેલો છે. બીજ, પંચમી, અષ્ટમી, એકાદશી વિગેરે તિથિઓના ને પર્વો વિગેરેના ચૈત્યવંદનાદિ જે સંખ્યામાં આ બુકમાં છે તેટલાં કોઇપણ બુકમાં લભ્ય થઇ શકે એમ નથી. આવો ઉત્તમ સંગ્રહ કરવા સાથે તેને શુદ્ધ કરવા માટે પ્રેસ કોપીજ પ્રવીણ શાસ્ત્રી પાસે કરાવી હતી અને ત્યારપછી અમે પણ તેને શુદ્ધ કરવા માટે બનતો પ્રયાસ કરેલો છે. તે છતાં છપાતાં જે કાંઇ અશુદ્ધિ રહી ગઇ છે, તેને માટે શુદ્ધિપત્ર આપ્યું છે ખરૂં; પરંતુ વાંચનારાને મોઢે કરનારા શુદ્ધિપત્ર તરફ દૃષ્ટિ કરતા ન હોવાથી તે તે ભૂલો અસલ જગ્યાએ જ સુધરાવેલ છે. એક સ્તવનના તો બે પદજ લભ્ય નહીં થયેલા તેથી છપાયેલા નહીં, તે પ્રસંગોચિત નવા બનાવીને દરેક બુકમાં લખાવ્યા છે. આવી રીતે આ બુક તૈયાર કરવામાં પૂરતો પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ બુકના મુખ્ય પાંચ વિભાગો રાખેલા છે તેનું વર્ણન—

૧ પ્રથમ વિભાગ ચઈત્યવંદનોનો છે. તેમાં એકંદર ૧૩૦ વસ્તુઓમાં ૧૨૬ ચઈત્યવંદનો છે. ૨ છંદો છે ને ૨ વિનતિ છે. તેની વિશેષ હકીકત અનુક્રમણિકા જોવાથી જાણી શકાય તેમ હોવાથી અંહીં લખેલ નથી એની અંદર બે તો ચઈત્યવંદન ચોવીશી આપેલ છે.

૨ બીજા વિભાગમાં સ્તવનોનો સંગ્રહ છે. તેમાં એકંદર ૧૧૨ વસ્તુઓ છે. તેમાં ૧૦૨ સ્તવનો છે. તેની અંદર મોટા સ્તવનો ઘણા છે. આમાં છુટક છુટક ઋષભદેવ, શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ, મહાવીર સ્વામી અને સીમંધર સ્વામીના ઘણા સ્તવનો છે દરેક પર્વણીના મોટા સ્તવનો છે. ૪ પ્રભાતીઆ છે ને ૬ હોરીઓ છે.

૩ ત્રીજો વિભાગ સઝાયોના સંગ્રહનો છે. તેમાં ૬૦ સઝાયો છે અને એક પદ ને એક ચઇત્યવંદન મળી કુલ ૬૨ વસ્તુ છે. આમાં દરેક પર્વોની સઝાયો છે. તે અને બીજી પણ ઘણી સઝાયો ખાસ વાંચવા લાયક ને કંઠે કરવા લાયક છે. આત્માને હિતોપદેશ સઝાયોદ્વારા બહુ સારો મળી શકે છે, તેથી આ વિભાગ વાંચવા ખાસ ભલામણ છે.

૪ ચોથો વિભાગ સ્તુતિઓના સંગ્રહનો છે. તેમાં ચાર ચાર સ્તુતિના જોડાંજ આપેલા છે. એવા કુલ ૪૬ સ્તુતિના જોડા છે. પ્રાંત ૩ ઉપદેશક પદો છે, કુલ ૪૯ વસ્તુઓ છે.

૫ પાંચમો વિભાગ પરચુરણ વસ્તુઓના સંગ્રહનો છે. તેની અંદર ૯ સઝાયો, ૫ સ્તવનો, ૩ ગરબીઓ ને ૧૦ પરચુરણ ઢાળીઆ વિગેરે મળી કુલ ૨૭ વસ્તુઓ છે. આ વિભાગ ૩ ફારમ ( ૪૮ પૃષ્ઠ ) માં આવેલ છે. તેની ૧૦૦૦ નકલ વધારે પણ કઢાવેલી છે.

એકંદર પાંચ વિભાગમાં થઇને ૧૨૭ ચઇત્યવંદનો ( ૧૨૬+૧ ), ૧૦૭ સ્તવનો ( ૧૦૨×૫ ), ૬૯ સઝાયો ( ૬૦×૯ ), ૪૭ સ્તુતિ જોડાઓ અને ૩૧ પરચુરણ ચીજો છે. કુલ. ૩૮૦ ચીજો આવેલી છે. આમાંનો મોટો ભાગ ખાસ વાંચવા લાયક છે બુક બહુજ ઉપયોગી થઇ પડે તેવી છે. નિવૃત્તિના વખતે બુક ઉઘાડીને જે વાંચો તે આનંદ આપે તેમ છે. આ તમામ ચીજો અનુક્રમણિકામાં જુદી જુદી બતાવેલી હોવાથી અત્ર વિસ્તાર કરવામાં આવ્યો નથી. જેથી દરેક વર્ગને આ બુકનો ખાસ લાભ લેવાની અમારી સૂચના છે.

આ બુકની અંદર પ્રથમ વિભાગના ટાઇપ નાના વાપર્યા છે; પરંતુ પાછળથી બાળ, વૃદ્ધ અને સ્રી વર્ગને વાંચવા તેમજ કંઠે કરવામાં અનુકુળ પડે તેટલા માટે મોટા ટાઇપ વાપરવામાં આવ્યા છે. જેથી બુકનું કદ પણ વધ્યું છે.

એકંદર ૨૬ ફારમની પાકા પુંઠાથી બંધાવેલી આ બુકની કિંમત પડતર કરતાં-પણ ઓછી રાખેલી છે, કારણ કે આ બુક છ-

છપાવવામાં શ્રાવિકા વર્ગની સારી સહાય મળેલી છે, એથી ઓછી કિંમતે પણ જે રકમ ઉપજશે તે પાછી આવી ઉપયોગી બુક છપાવવામાંજ વાપરવાની છે.

આ બુકની પહેલી આવૃત્તી છપાવવામાં ગુરૂણીજી શ્રી લા૦ ભશ્રીજીના સદુપદેશથી શ્રાવિકાવર્ગે સારી સહાય આપેલી છે. તેનું લીસ્ટ પહેલી આવૃતીના પ્રાંત ભાગમાં આપેલું છે. તેમાં ભાવનગર શ્રાવિકાસમુદાયના એકત્ર કરેલા રૂા. ૪૩૧ ) આવ્યા છે અને જુદી જુદી બહેનોના નામ સાથે રૂ. ૪૪૫ ) આવ્યા છે. કુલ રૂા. ૮૭૬ ) ભાવનગરના છે. રૂા. ૨૫ ) ગોઘાની પાંચ બહેનો તરફથી આવેલા છે; અને અમદાવાદજ્ઞાનખાતાના રૂા. ૧૦૦) ચંચળ બહેનના રૂા. ) અને બીજી ૬ બહેનના રૂા. ૨૭ ) મળી કુલ રૂા. ૧૫૭) આવેલા છે. એકંદર રૂા. ૧૦૫૮) ની સહાય મળેલી છે. તેમનો પ્રારંભમાં આભાર માનવામાં આવે છે અને તેમને આવી સદ્બુદ્ધિ આપનાર તેમજ આ બુકમાં અત્યંત પ્રયાસ લેનાર ગુરૂણીજી મહારાજનો પણ અત્યંત આભાર માની આ ટુંકી પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

પરમાત્મા આવાં શુભ કાર્યો કરવા સર્વને સદ્બુદ્ધિ આપો. તથાસ્તુ !

સં ૧૯૮૧ \
આસો શુદિ ૧૫

શ્રી જૈનધર્મ પ્રસારક સભા.
ભાવનગર.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામા આ બુકમાં શું શું વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે તેનું વિવેચન આવી જવાથી તે સંબંધી વધારે જણાવવા જરૂર રહેતી નથી.

આ બીજી આવૃતિ ગુરૂણીજી મહારાજ શ્રી લાભશ્રીજીની સંમતીથી રા. રા. શ્રીયુત કુંવરજીભાઇ આણંદજીની ઇચ્છાઅનુસાર છપાવી જૈન સમાજ સમસ્ત મૂકવામાં આવે છે તો હરેક ભાઇ બ્હેનો તેનો લાભ લેશે એવી મારી નમ્ર વિનંતી છે.

લી૦

સંઘવી મુળજીભાઇ ઝવેરચંદ.

જૈન બુકસેલર—પાલીતાણા.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૬ | ચિતઠાણો | ચિતઠાણું |
| ૩ | ૧૩ | ધમ | ધર્મ |
| ૫ | ૭ | ભવ | ભાવ |
| ૧૪ | ૯ | કમ | કર્મ |
| ૧૮ | ૧૩ | ચાદ | ચૌદ |
| ૧૯ | ૭ | તેડા | તોડા |
| ૨૩ | ૪ | નરિંદ | નરિંદ |
| ૩૧ | ૧૮ | દશ | દશદિન |
| ૩૬ | ૧૧ | દાના | દાતા |
| ૩૭ | ૩ | સચાણો | સિંચાણો |
| ૪૧ | ૩ | ગણધર | ગણધાર |
| ૪૬ | ૧૮ | પા । | પાપ |
| ૪૯ | ૧૬ | ભાવવિજય | ભવવારિજય |
| ૫૪ | ૩ | મયણ | વયણ |
| ૫૬ | ૧૬ | સિપો | સિંધો |
| ૫૭ | ૨૧ | ગાદ | બાદ |
| ૬૦ | ૨૧ | [illegible] | [illegible] |

| | | | |
|---|---|---|---|
| ૬૯ | ૯ | [illegible] | [illegible] |
| ૭૩ | ૨૧ | ઉપદેશે હોશ્રી | ઇમં ઉપદેશે હો |
| | | મેમીશ્વરે | નેમિ જિનેશ્વરે |
| ૭૭ | ૧૦ | લખણુ | લેખણુ |
| ૭૭ | ૨૧ | સ ગુરૂકી | સદ્‌ગુરૂજી |
| ૬૧ | ૧૭ | ઉગયો | ઉગર્યો |
| ૭૮ | ૭ | મએ | એમ |
| ૭૮ | ૧૪ | મરારે | મરીરે |
| ૮૬ | ૭ | શીવ કમલાસ્યુ | શીવ કમળા સુખ |
| ૮૯ | ૫ | ઉગન્યોજી | ઉપન્યોજી |
| ૯૩ | ૫ | માન | મૌન |
| ૯૩ | ૧૮ | લહીન | લહીને |
| ૧૦૦ | ૨૦ | અરે | અર |
| ૧૦૩ | ૧ | જાડો | જોડો |
| ૧૦૩ | ૨ | લાડો | મોડો |
| ૧૧૦ | ૧૨ | સાંભાગ્ય | સૌભાગ્ય |
| ૧૧૩ | ૩ | સથળકાળ દીવસ | સથળકા દિવસ |
| | | આબે મનાબે | ઓળે ગુમાવે |
| ૧૧૩ | ૬ | પચ્ચખખાણુ | પચ્ચખ પચ્ચખખાણુ |
| ૧૧૫ | ૧૦ | ગામ્ | ગામ્ |

| ૧૧૯ | ૬ | ચચસટ-ચચપટ | ચચપટ-ચચપટ |
|---|---|---|---|
| | | ચચપટ-ચચપટ | |
| ૧૧૯ | ૭ | થેઈ થેઇ તા થેઈ- થેઈ થેઈ તા થેઈ | |
| | | થેઈ થેઈ તા થેઈ | |
| ૧૧૯ | ૨૦ | જયો-જયો-જયો જયો-જયો-જયો-જયો | |
| ૧૨૧ | ૧૪ | શાંતિજી | શાંતિજિન |
| ૧૨૩ | ૧ | સાધર્મ | સૌધર્મ |
| ૧૨૩ | ૧૨ | ઝાલી | ભલી |
| ૧૨૮ | ૧૭ | કેવળા | કેવળી |
| ૧૪૭ | ૧૮ | ઓપતું | ગોપતું |
| ૧૫૦ | ૧૨ | ફરીન | ફરીને |
| ૧૫૫ | ૧૦ | ફ્તા | ફરતા |
| ૧૫૭ | ૬ | સાત | પીસ્તાલીશ |
| ૧૫૭ | ૧૬ | વસ્સ | લવક્ક્ષ |
| ૧૬૬ | ૩ | શ્રા | શ્રી |
| ૧૬૯ | ૧૩ | ધામ | ધામ |
| ૧૮૪ | ૧ | સવક | સેવક |
| ૧૮૪ | ૫ | એ પદ ઓછાં છે | કરૂણાવંત ભગવાન ભવ્યને તારોરે |
| ૧૮૪ | ૬ | ” | ભવદુઃખ ભંજણહા પાર ઉતારોરે, |

| | | | |
|---|---|---|---|
| ૧૭૭ | ૪ | કૂં | કું |
| ૧૮૬ | ૧૭ | પરમારથ | પરમારથ |
| ૧૮૯ | ૧૨ | શ્રા | શ્રી |
| ૧૯૧ | ૨ | અભાગીઓ | અભાગીઓ |
| ૧૯૨ | ૨૦ | શ્રા | શ્રી |
| ૧૯૭ | ૮ | નવ | ૭ નો આંક જોવે |
| ૧૯૭ | ૮ | વાર | વીર |
| ૧૯૭ | ૧૫ | અનક | અનેક |
| ૧૯૯ | ૩ | સાધર્મ | સૌધર્મ |
| ૨૦૦ | ૫ | સ્વખ | સુખ |
| ૨૦૦ | ૫ | જિનેસુર | જિનેસર |
| ૨૦૨ | ૪ | પસા | પાસ |
| ૨૧૩ | ૯ | વશ | વંશ |
| ૨૧૪ | ૧૩ | વચન | વદન |
| ૨૧૫ | ૧૮ | સાંભળી | સાંભળી |
| ૨૧૭ | ૧૬ | ચદનુ | પદનુ |
| ૨૧૭ | ૧૭ | ચત્ર | ચૈત્ર |
| ૨૨૪ | ૮ | રમતા | સમતા |
| ૨૨૪ | ૧૩ | ધરધર | + |
| ૨૨૬ | ૧૩ | હાણતા | જાણતા |
| ૨૨૯ | ૬ | શૂત્ર | શુભ |

| | | | |
|---|---|---|---|
| ૨૨૯ | ૧૬ | ઓહીખીએ | ઓળખીએ |
| ૨૨૯ | ૨૧ | ધાણુ | ધારણુ |
| ૨૩૯ | ૬ | બિબ | બિંબ |
| ૨૪૦ | ૩ | ભશ | ભવ |
| ૨૪૩ | ૧૪ | ચાદ | ચોદ |
| ૨૪૫ | ૧૨ | ધત્તિ | દત્તિ |
| ૨૫૩ | ૪ | વદક | વૈદક |
| ૨૬૨ | ૧૨ | વડા | વડી |
| ૨૬૩ | ૮ | મામુગટથે | માથેમુગટ |
| ૨૬૩ | ૧૩ | સાળ | સોળ |
| ૨૬૩ | ૨૦ | છુટા | છુટી |
| ૨૬૬ | ૨૨ | તમ | તમે |
| ૨૭૫ | ૧૨ | અન | મન |
| ૨૮૨ | ૯ | ચારે | ચાર |
| ૨૮૨ | ૧૦ | નમકીત | સમકીત |
| ૨૮૩ | ૧૫ | અવે | આવે |
| ૨૮૯ | ૧૦ | રોહિણા | રોહિણી |
| ૨૯૩ | ૧૩ | માસખમણુન | માસખમણુને |
| ૨૯૯ | ૧૭ | સંબંધલાગે | સંબંધલાગે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧૩ | ૧૫ | ભહુ | બહુ |
| ૨૮૮ | ૩ | બહુમી ઘણુ | બહુ ગુણ ધામી |
| ૨૯૯ | ૧૩ | પુછે | પછે ન |
| ૨૯૯ | ૧૪ | ચાન | ચાર |
| ૩૨૫ | ૧૮ | વદ | વદે |
| ૩૨૬ | ૮ | અબાઇ | અંબાઇ |
| ૩૨૬ | ૧૪ | વારને | વીરને |
| ૩૨૬ | ૧૯ | ભદ્ર | શ્રીભદ્ર |
| ૩૨૬ | ૨૦ | સઘને | સંઘને |
| ૩૨૮ | ૧ | વન | વના |
| ૩૨૯ | ૧૯ | સંભાળા | સંભાળી |
| ૩૩૨ | ૧૧ | નિમળા | નિરમળા |
| ૩૪૧ | ૧૩ | સક્ત | સક્તા |
| ૩૫૮ | ૧૧ | ફ્રસ | ફરસ |
| ૩૬૫ | ૭ | ન ગણ | નારાયણ |
| ૩૬૫ | ૧૨ | એકલ | એકલા |
| ૩૬૬ | ૩ | ઘડપાં | ઘડતાં |

| [illegible] | [illegible] | [illegible] | [illegible] |
|---|---|---|---|
| ૩૬૭ | ૧ | જીન | બીજ |
| ૩૬૯ | ૧૭ | ભુપ | ભૂપ |
| ૩૭૧ | ૧૧ | ગેતારજ | મેતારજ |
| ૩૭૭ | ૧૨ | શ્રવણે | શ્રાવણે |
| ૩૮૩ | ૧૨ | સાથ | સાથે |
| ૩૯૩ | ૧૪ | સંસરનો | સંસારનો |
| ૩૯૭ | ૯ | શ્રુ | શ્રુત |
| ૩૭૬ | ૧૦ | કે કે | × |
| ૩૭૭ | ૧ | કે જીવનથા જાણજો | જીવ નથી જાણતો |



# અનુક્રમણિકા.



## ચૈત્યવંદનો.

## સ્તવનો.

## સઝાયોનો સંગ્રહ.

## સ્તુતિઓનો સંગ્રહ.

## પરચુરણ સંગ્રહ.

# पर्वतिथि विगेरेना चैत्यवंदनादि संग्रह.



## बीजनुं चैत्यवंदन. ( १ लुं )

દુવિધ ધર્મ જેણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવદુઃખનિકંદન. १

દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોઉ ધ્યાન;
એમ પ્રકાશ્યું સુમતિ જિને, તે ચવિયા બીજ દિન. २

દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીએ;
મુજપરે શીતલ જિન કહે, બીજ દિને શિવ ભજીએ. ३

જીવાજીવ પદાર્થનું, કરી નાણ સુજાણ;
બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવલ નાણ. ४

નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચવી, એમ જન આગળ કહીએ. ५

વર્ત્તમાન ચોવીશીએ, એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઇ પામીઆ, પ્રભુ નાણ નિર્વાણ. ६

એમ અનંત ચોવીશીએ, હુઆ બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ પદ્મને નમતા હોય સુખ ખાણ. ७

---

## बीजनुं चैत्यवंदन. ( २ जुं )

શ્રી જિનપદ પંકજ નમી, સેવો બહુ પ્યાર;
બીજતણે દિન જિન તણા, કલ્યાણક સાર. १

મહાશુદ બીજે જન્મીઆ, અભિનંદન સ્વામી;
વાસુપૂજ્ય કેવળ લહ્યો, નમીએ શિર નામી. ૨
ફાગણ શુદિ દ્વિતીયા વળી, ચવિયા શ્રી અરનાથ;
વદિ વૈશાખે બીજની, શીતલ શિવપુર સાથ. ૩
શ્રાવણ શુદિની બીજ તિથે, સુમતિ ચ્યવન જિણંદ;
તે જિનવરને પ્રણમતાં, પામો અતિ આણંદ. ૪
અતિત અનાગત વર્તમાન, જિન કલ્યાણક જેહ;
બીજદિને ચિત્ત ધારીએ, હયડે હરખ ધરેહ. ૫
દુવિધ ધર્મ ભગવંતજી, ભાખ્યો સૂત્ર મોઝાર;
તેહ ભણી બીજ આરાધતાં, શિવપંથ સાધનહાર. ૬
પ્રહ ઉઠીને નિત્ય નમો, આણી પ્રેમ અપાર;
હંસવિજય પ્રભુ નામથી, પામો સુખ શ્રીકાર. ૭

---

## બીજનું ચૈત્યવંદન. ( ૩ જું )

દુવિધ બંધને ટાળીએ, જે વળી રાગ ને દ્વેષ;
આર્ત રૌદ્ર દોય અશુભ ધ્યાન, નવિ કરો લવલેશ. ૧
બીજદિને વળી બોધિબીજ, ચિત્તઠાણો વાવો,
જેમ દુઃખ દુર્ગતિ નવિ લહો, જગમાં જશ ચાવો. ૨
ભાવો રૂડી ભાવનાએ, વાધો શુભ ગુણઠાણ;
જ્ઞાનવિમલ તપ તેજથી, હોયે કોડી કલ્યાણ. ૩

---

## બીજનું ચૈત્યવંદન. ( ૪ થું )

ચોવિશમા જિનરાજજી, ચંપાપુરી આવે;
ચૌદસહસ અણગારના, સ્વામી તેહ કહાવે. ૧

અઢીકોસ ઉંચો સહિ, સમવસરણ વીરચાવે;
ત્રિભુવન પતિ ગુરૂ તેહમાં, ઉપદેશ વરસાવે. ૨
જિતશત્રુ રાજા તિહાં, પ્રભુને વંદન આવે;
તેપણ સમવસરણમાંહી, બેસી હરષિત થાવે. ૩
ભવિક જીવ તારણ ભણી, ગૌતમ પૂછે જિનને;
બીજ તિથિ મહિમા કહો, સંશય હરણ પ્રભુ અમને. ૪
તવ પ્રભુ પરખદા આગળે, બીજનો મહિમા ભાખે;
પંચ કલ્યાણક જિનતણા, તે સહુ સંઘની સાખે. ૫
બીજે અજિત જનમીઆ, બીજે સુમતિ ચ્યવન;
બીજે વાસુપૂજ્યજી, લહ્યું કેવળ નાણ. ૬
દશમા શીતળનાથજી, બીજે શિવ પામ્યા;
સાતમા ચક્રી અરજિન, જન્મ્યા ગુણધામ. ૭
એ પાંચે જિન સમરતાએ, ભવિ પામે દોય ધર્મ;
સર્વવિરતિ ને દેશવિરતિ, ટાળે પાતિક મર્મ. ૮
વીર કહે દ્વિતીયા તિથિ, તે કારણ તમે પાળો;
ચંદ્રકેતુ રાજા પરે, આતમ અજવાળો. ૯
તે સાંભળી બહુ આદરે, પ્રાણી બીજ તિથિ સાર;
તે આરાધતાં કેઇના, થયા આતમ ઉદ્ધાર. ૧૦
ચોવિહાર ઉપવાસ કરી, બીજ આરાધો વિવેક;
નયસાગર કહે વીરજિન, દ્યો મુજને શિવ એક. ૧૧

---

## बीजनुं चैत्यवंदन. [ ९ मुं ]

દ્વિવિધ ધર્મ આરાધવા, ભવિજન બીજ આરાધો;
જિમ અંતર પરમાતમા, સંપ્રાપ્તિ ફળ સાધો. ૧

અભિનંદન જિન સુમતિ નાથ, વળી શીતળ સ્વામી;
ઈત્યાદિક બહુ જિનવરે, કેવળ શ્રી પામી. ૨
જન્મ દિવસ પણ કઈકનાએ, કઈક લહ્યા નિર્વાણ;
જ્ઞાનવિમલ ગુણથી વધે, જો કીજે તપ મંડાણ. ૩

---

## बीजनुं चैत्यवंदन. [ ६ ठुं ]

દ્વિવિધ ધર્મ આરાધતાં, અવિચળ સુખ લહીએ;
સમકિત મૂળ સોહામણો, પ્રવચન જે કહીએ. ૧
ધર્મધ્યાન ને શુક્લ ધ્યાન-કેરાં જે અંગ;
દ્વિવિધ વિરતિ જે દેશ સર્વ, ચારિત્ર અસંગ. ૨
સંગતિ કીજે બહુ પરે એ, જ્ઞાનવિમલ ગુરૂ આણ;
બીજતણો તપ આદરો, જીમ હોય કોડિ કલ્યાણ. ૩

---

## ज्ञानपंचमीनुं चैत्यवंदन. ( १ लुं )

ત્રિગડે બેઠા વીરજિન, ભાખે ભવિજન આગે;
ત્રિકરણશું ત્રિહું લોકજન, નિસુણો મન રાગે. ૧
આરાધો ભલી ભાતસેં, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધન કારણેં, એહજ તિથિ નિહાળી. ૨
જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહે, શિવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાન રહિત ક્રિયા કહી, કાસકુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડી વરસાં લગે, અજ્ઞાની કરે તેહ. ૫

દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાનતણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચ માસ લઘુ પંચમી, જાવજીવ ઉત્કૃષ્ટિ;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટિ. ૭
એકાવન હી પંચનોએ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળો ભવ ફેરો ૮
ઇમ પંચમી આરાહિયે, આણી ભગત અપાર;
વરદત્ત ગુણમંજરી પરે, રંગવિજય લહો સાર. ૯

---

## पंचमीनुं चैत्यवंदन. ( २ जुं )

સકલ સુરાસુર સાહિબો, નમીએ જિનવર નેમ;
પંચમી તિથિ જગ પરવડો, પાળો જન બહુ પ્રેમ. ૧
જિન કલ્યાણક એ તિથે, સંભવ કેવળ જ્ઞાન,
સુવિધિ જિનેશ્વર જનમીઆ, સેવો થઇ સાવધાન. ૨
ચ્યવન ચંદ્રપ્રભુ જાણીએ, અજિત સુમતિ અનંત;
પંચમી દિન મોક્ષે ગયા, ભેટો ભવિજન સંત. ૩
કુંથુજિન સંજમ ગ્રહ્યો, પંચમી ગતિ જિનધર્મ;
નેમિ જન્મ વખાણીએ, પંચમી તિથિ જગશર્મ. ૪
પંચમીના આરાધને, પમે પંચમ જ્ઞાન;
ગુણમંજરી વરદત્ત તે, પહોંચ્યા મોક્ષ સુઠાણ. ૫
કાર્તિક સુદિ પંચમીથકી, તપ માંડીજે ખાસ;
પંચ વરસ આરાધીએ, ઉપર વળી પંચ માસ. ૬
દશ ક્ષેત્રે બેઉ જિનતણા, પંચમી દિનનાં કલ્યાણ;
એહ તિથે આરાધતાં, પામે શિવપદ ઠાણ.

પડિક્કમણાં દોય ટંકના, કરીએ શુદ્ધ આચાર;
દેવવંદો ત્રણ કાળનાં, પહોંચાડે ભવપાર. ૮
નમો નાણસ્સ ગુણણું ગણો, નોકારવાળી વીશ;
સામાયિક શુદ્ધે મને, ધરીએ શિયલ જગીશ. ૯
એણી પરે પંચમી પાળશે, ભવિજન પ્રાણી જેહ;
અજરામર સુખ પામશે, હંસ કહે ગુણગેહ. ૧૦

---

## પંચમીનું ચૈત્યવંદન. ( ૨ જું. )

યુગલા ધર્મ નિવારીઓ, આદિમ અરિહંત;
શાંતિકરણ શ્રીશાંતિનાથ, જગ કરૂણાવંત. ૧
નેમિનાથ બાવીશમા, બાળથકી બ્રહ્મચારી;
પ્રગટ પ્રભાવી પાર્શ્વદેવ, રત્નત્રયધારી. ૨
વર્તમાન શાસનધણીએ વર્ધમાન જગદીશ;
પંચે જિનવર પ્રણમતાં, વાધે જગમાં જગીશ. ૩
જન્મ કલ્યાણક પંચરૂપ, સોહમપતિ આવે;
પંચવર્ણ કળશે કરી, સુરગિરિ નવરાવે. ૪
પંચસાખ અંગુઠડે, અમૃત સંચારે;
બાળપણે જિનરાજ કાજ, એમ ભક્તિશું ધારે. ૫
પાંચ ધાવ પાલીજતે, જોવન વય પાવે;
પંચ વિષય વિષ વેલી તોડી, સંજમ મન ભાવે. ૬
છંડી પંચ પ્રમાદ પંચ-ઈંદ્રિય બળ મોડી;
પંચ મહાવ્રત આદરે, દેઇ ધન કોડી. ૭
પંચાચાર આરામમાં, પામ્યા પંચમ જ્ઞાન;
પંચદેહ વર્જિત થયા, પંચ હ્રસ્વાક્ષર માન. ૮

પંચમી ગતિ ભરતાર તાર, પૂરણ પરમાનંદ.
પંચમીતપ આરાધતાં, ક્ષમાવિજય જિનચંદ. ૬

---

## પંચમીનું ચૈત્યવંદન. ( ૪ થું. )

બાર પરષદા આગળે, શ્રીનેમિ જિનરાય;
મધુર ધ્વનિ દીએ દેશના, ભવિજનને હિતદાય. ૧
પંચમી તપ આરાધીએ, જિમ લહીએ જ્ઞાન અપાર;
કાર્તિક શુદિ પંચમી ગ્રહો, હરખ ઘણો બહુમાન. ૨
પાંચ વર્ષ ઉપર વળી, પંચ માસ લગે જાણ;
અથવા જાવજ્જીવ લગે, આરાધો ગુણ ખાણ. ૩
વરદત્ત ને ગુણમંજરી, પંચમી આરાધી;
અંતે આરાધન કરી, શિવપુરીને સાધી. ૪
ઇણિપેરે જે આરાધશે એ, પંચમી વિધિ સંયુક્ત;
જિન ઉત્તમ પદપદ્મને, નમી થાયે શિવભક્ત. ૫

---

## શ્રી જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન. ( ૫ મું )

શ્યામલ વાન સોહામણા, શ્રીનેમિ જિનેશ્વર;
સમવસરણ બેઠા કહે, ઉપદેશ સોહંકર: ૧
પંચમી તપ આરાધતાં, લહે પંચમ નાણ,
પાંચ વરસ પંચમાસનો, એ છે તપ પરિણામ. ૨
જિમ વરદત્ત ગુણમંજરી એ, આરાધ્યો તપ એહ;
જ્ઞાનવિમળ ગુરુ એમ કહે, ધન ધન જગમાં તેહ. ૩

---

## શ્રી સૌભાગ્યપંચમીનું ચૈત્યવંદન. ( ૬ ઠું )

શ્રી સૌભાગ્યપંચમીતણો, સયલ દિવસ સિણગાર;
પાંચે જ્ઞાનને પૂજીએ, થાય સફળ અવતાર. ૧
સામાયિક પોસહ વિષે, નિરવદ્ય પૂજા વિચાર;
સુગંધ ચૂર્ણાદિકથકી, જ્ઞાન ધ્યાન મનોહાર. ૨
પૂર્વ દિશે ઉત્તર દિશે, પીઠ રચી ત્રણ સાર;
પંચવર્ણ જિન બિંબને, થાપીજે સુખકાર. ૩
પંચ પંચ વસ્તુ મેળવી, પૂજા સામગ્રી જોગ;
પંચ વર્ણ કળશા ભરી, હરીએ દુઃખ ઉપભોગ. ૪
યથાશક્તિ પૂજા કરો મતિજ્ઞાનને કાજે;
પંચ જ્ઞાનમાં ધુરે કહ્યું, શ્રી જિનશાસનરાજે. ૫
મતિ શ્રુત વિણ હોવે નહીં એ, અવધિ પ્રમુખ મહા જ્ઞાન
તે માટે મતિ ધુરે કહ્યું, મતિ શ્રુતમાં મતિમાન. ૬
ક્ષયઉપશમ આવરણનો, લબ્ધિ હોયે સમકાળે;
સ્વામ્યાદિકથી અભેદ છે, પણ મુખ્ય ઉપયોગ કાળે. ૭
લક્ષણ ભેદે ભેદ છે, કારણ કારજ યોગ;
મતિ સાધન શ્રુત સાધ્ય છે, કંચન કળશ સંયોગ. ૮
પરમાતમ પરમેશરૂ એ સિદ્ધ સકળ ભગવાન;
મતિજ્ઞાન પામી કરી, કેવળલક્ષ્મી નિધાન. ૯

---

## અષ્ટમીનું ચૈત્યવંદન. ( ૧ લું )

શાસન નાયક સમરીએ, વર્ધમાન જિનચંદ;
અષ્ટમી તિથિનું ફળ કહું, ધ્યાવો મન આણંદ. ૧

ઋષભજન્મ દીક્ષા પ્રભુ, સુવિધિ ચ્યવન જિણંદ;
અજિત સુમતિ નેમિનાથજી, જન્મ્યા તિથિ આણંદ. ૨
સંભવ ને સુપાસજી, ચ્યવન કલ્યાણક જાણ;
અભિનંદન શ્રી પાસ પ્રભુ, પામ્યા પદ નિર્વાણ. ૩
મુનિસુવ્રત અષ્ટમી તિથે, જન્મ્યા જિનવર શ્યામ;
ઇત્યાદિક દ્વાદશ કહ્યા, કલ્યાણક શુભ કામ. ૪
પર્વ તિથે પોસહ કરો, આણી મન એક તાર;
અષ્ટકર્મ મદ મોડવા, સેવો એ તિથી સાર. ૫
સુજસ રાજાની પરે, સેવો ધરી બહુ પ્યાર;
રિદ્ધિ સિદ્ધિ બહુ પામશો. સેવો તમે નર નાર. ૬
શીળ સંતોષને ધારીએ, તજીએ જૂઠ અભિમાન;
મન વચ કાયાએ સેવતાં, પામે અમર વિમાન. ૭
આરાધતાં અષ્ટમી તિથિ, પામે ભવનો પાર;
હંસ કહે પ્રભુ સેવતાં, પામે જયજયકાર. ૮

---

## अष्टमीनुं चैत्यवंदन ( २ जुं )

રાજગ્રહી ઉદ્યાનમાં, વીર જિનેશ્વર આવ્યા;
દેવઇંદ્ર ચોસઠ મળ્યા, પ્રણમે પ્રભુ પાયા. ૧
રજત હેમ મણિ રયણનાં, તિહુયણ કોટ બનાય;
મધ્ય મણિમય આસને, બેઠા શ્રીજિનરાય. ૨
ચઉવિહ ધર્મની દેશના, નિસુણે પરષદા બાર;
તવ ગૌતમ મહારાયને, પૂછે પર્વ વિચાર. ૩
પંચપર્વી તુમે વર્ણવી, તેમાં અધિકી કોણ;
વીર કહે ગૌતમ સુણો, અષ્ટમી પર્વ વિશેષ. ૪

બીજ ભવી કરતાં થકાં, બીહુવિધ ધર્મ મુણુંત;
પંચમી તપ કરતાં થકાં, પાંચે જ્ઞાન ભણુંત. ૫
અષ્ટમી તપ કરતાં થકાં, અષ્ટ કર્મ હણુંત;
એકાદશી કરતાં થકાં, અંગ અગીઆર ભણુંત. ૬
ચૌદે પૂરવધર ભલા એ, ચૌદશ આરાધે;
અષ્ટમી તપ કરતાં થકાં, અષ્ટમી ગતિ સાધે. ૭
દંડવિરજ રાજા થયો, પામ્યો કેવળનાણુ;
અષ્ટમી તપ મહિમા વડો, ભાખે શ્રીજિનભાણુ. ૮
અષ્ટ કર્મ હણુવા ભણીએ, કરીએ તપ સુજાણુ;
ન્યાયમુનિ કહે ભવી તુમે, પામો પરમ કલ્યાણુ. ૯

---

## अष्टमीनुं चैत्यवंदन ( ३ जुं )

ચૈતરવદિ આઠમ દિને, મરૂદેવી જાયો;
આઠજાતિ દિશીકુમરીએ, આઠે દિશી ગાયો. ૧
આઠ ઇંદ્રાણીનાથ શું, સુરસંગતે લઈ આવે;
સુરગિરિ ઉપર સુરવરા, સર્વે મળી આવે. ૨
આઠ જાતિ કલશા ભરી, ચોસઠ હજાર;
દોસય ને પચાસ માનો, અભિષેક ઉદાર ૩
એક ક્રોડ ને સાઠ લાખ ઉંચા સત કોસ;
પોળપણે અડિયાલ કોસ, કલશા જળકોષ. ૪
ચાર રિખભ અડ શૃંગ રંગ, આઠે જલ ધારે;
ન્હવરાવી જિનરાજને, સુરેંદ્ર પાપ પખાળે. ૫
ક્ષુદ્રાદિક અડ દોષ શોષ, કરી અડગુણુ પોખે;
ટાળી આઠ પ્રમાદ આઠ-મંગળ આળેખે. ૬

ક્રોડી આઠ ચઉગુણા, કંચન વરસાવે;
પ્રભુ સોંપી નિજમાતને, નંદીશ્વર જાવે. ૭
અઠ્ઠાઈ મહોત્સવ કરે એ, ઠવણા જિન ઉદ્દેશ;
અષ્ટપ્રકારે પૂજીએ, અષ્ટમી દિન સુવિશેષ. ૮
રિખભ અજીત સુમતિ નમી, મુનિસુવ્રત જન્મ;
અભિનંદન ને નેમિ પાસ, પામ્યા શિવશર્મ. ૯
સંભવદેવ સુપાસ દોય, સુરભવથી ચવિયા;
સેના પુહવી માત દુગ; ઉદરે અવતરિયા. ૧૦
વરસ એક ઉદ્ઘોષણાએ, ઋષભ લીએ ચારિત્ર;
અષ્ટમીદિન અગીયાર એમ, કલ્યાણક સુપવિત્ર. ૧૧
દર્શન જ્ઞાન ચારિત્રના, આઠે અતિચાર;
ટાળે ગાળે પાપને, પાળે પંચાચાર. ૧૨
અણિમાદિક અડસિદ્ધિરિદ્ધિ, ખીણમાંહે પામી;
અષ્ટ કર્મ હણીને થયા, અડ ગુણ અભિરામી. ૧૩
અષ્ટમીદિન ઉજ્વળ મનેએ, સમરો દશ અરિહંત;
ખીમાવિજય જિનનામથી, પ્રગટે જ્ઞાન અનંત. ૧૪

---

## અષ્ટમીનું ચૈત્યવંદન ( ૪ થું )

સુમતિનાથ એકાસણું, કરી સંજમ લીધો;
મલ્લિ પાસ જિનરાય દોય, અઠ્ઠમસું પરસિધો. ૧
છઠ્ઠ ભકતે કરી અવર સર્વ, લીએ સંજમ ભાર;
વાસુપૂજ્ય કરે ચોથ ભક્ત, થયા તે શ્રીઅણગાર. ૨
વરસાંતે પારણું કરે એ, ઇક્ષુરસ રીસહેશ;
પરમાન્ને[૧] બીજે દિને, પારણું અવર જિનેશ. ૩

---

૧ ક્ષીરથી દીક્ષાને બીજે દિવસે.

વિનીતા નગરીમાં લીએ, દીક્ષા પ્રથમ જિણુંદ;
દ્વારામતિએ નેમિનાથ, સહેસાવન વૃંદ. ૪
શેષ તીર્થંકર જન્મભૂમિ, લીએ સંજમ ભાર;
અણુપરણ્યા શ્રીમલ્લિનાથ, તેમ શ્રી નેમકુમાર. ૫
વાસુપૂજ્ય પાસ વીરજીએ, ભૂપ થયા નવી એહ;
અવર રાજ ભોગવી થયા, જ્ઞાનવિમળ ગુણ ગેહ. ૬

---

## અષ્ટમીનું ચૈત્યવંદન ( ૫ મું )

આઠત્રિગુણ ( ૨૪ ) જિનવર તણી, નિત્યા કીજે સેવા;
વહાલી મુજમન અતિ ઘણી, જેમ ગજ મન રેવા. ૧
પ્રાતિહારજ આઠશું, ઠકુરાઇ છાજે;
આઠે મંગળ આગળે, જેહને વળી રાજે. ૨
ભાંજે ભય આઠ મોટકાંએ, આઠ કર્મ કરે દૂર;
આઠમ દિન આરાધતાં, જ્ઞાનવિમલ ભરપૂર. ૩

---

## અષ્ટમીનું ચૈત્યવંદન ( ૬ ઠું )

રાજ સિદ્ધારથ કુલતિલો, ત્રિશલાદે માત;
હરિ લંછન કંચન વરણ, સાત હાથ સોહંત. ૧
આયુ બહોંતેર વરસ માન, સકલારથ સાધી;
શિવપદ પામ્યા ધરીય ધ્યાન, સંજમ આરાધી ૨
આઠે મદ છંડી કરીએ, પ્રણમો વીર જિણંદ;
જ્ઞાનવિમળ પ્રભુ સેવતાં, નિત્ય નિત્ય આણંદ. ૩

---

## अष्टमीनुं चैत्यवंदन. ( ૭ मुं )

એકે ઉણા પંચ વર્ગ ( ૨૪ ), જિનને આરાહો;
આઠ વર્ગ ( ૬૪ ) સુરપતિ તમે, ધરી અંગ ઉમાહો. ૧
ચોથા વર્ગને[1] સાધવા, એહીજ પરમ ઉપાય;
અષ્ટાપદ ગિરિ થાપીઆ, શ્રી ભરતેસર રાય. ૨
જ્ઞાનવિમલ પ્રભુ સેવતાંએ, આઠ કર્મ હોય દૂર;
આઠ અનંત ગુણ જિન લહો, અડ મંગલ ભરપૂર. ૩

---

## अष्टमीनुं चैत्यवंदन. [ ૮ मुं ]

અષ્ટમી તપ આરાધીએ, ભાવ ધરી ઉલ્લાસ;
આઠ આત્માને ઓળખો, પામો લીલવિલાસ. ૧
આઠ બુદ્ધિગુણ આદરો, વળી અષ્ટાંગહ યોગ;
અષ્ટ મહાસિદ્ધિ સંપજે, નાવે શોકને રોગ ૨
યોગદૃષ્ટિને આદરો એ, મિત્રાદિક સુખકાર;
અષ્ટ મહા મદ ટાળીએ, જીમ પામો ભવ પાર. ૩
પ્રવચન માતા આઠને, આદરો ધરી મન રંગ;
આઠ જ્ઞાનને ઓળખી, શિવવધુનો કરો સંગ; ૪
ગણી સંપદા આઠમી, આઠમ દિને ધારો;
નરક તિર્યંચ ગતિ દુઃખની, તેહનો નહીં ચારો. ૫
આઠજાતિ કલશે કરીએ, ન્હવરાવો જિનરાય;
આઠ યોજન જાડી કહી, સિદ્ધશિલા મુનિરાય. ૬
પુજા અષ્ટ પ્રકારની, સમજી કરો તસ મર્મ;
અષ્ટમી કરતાં પ્રાણીઓ, ક્ષય કરે આઠે કર્મ. ૭

---

૧ મોક્ષને.

દૂર કરી આઠ દોષને, તિમ અડ ગુણ પાળો;
જ્ઞાન દર્શન ચારિત્રના, આઠ અતિચાર ટાળો. ૮
આઠ આઠ પ્રકારના એ, ભેદ અનેક પ્રકાર;
અષ્ટમી ફળ પ્રભુ ભાખીઆ, ત્રિગડે બેસી સાર. ૯
ફાગણ વદ આઠમ દિને, મરૂદેવી જાયો;
દીક્ષા પણ તેહિજ દિને, સુર નર મળી ગાયો. ૧૦
સુમતિ અજિત જન્મ સાર, સંભવ જિન ચ્યવન;
ઓઠમ દિન બહુ જાણજો, કલ્યાણક તિથિ ભવન. ૧૧
અષ્ટમી તપ ભવિયણ કરો એ, કર્મ તપાવે જેહ;
તપ કરતાં જસ સંપજે, શુભ ફળ પામે તેહ. ૧૨

---

## अष्टमीनुं चैत्यवंदन. ( ९ मुं )

મહા શુદિ આંઠમને દિને, વિજયાસુત જાયો;
તેમ ફાગણ શુદિ આંઠમે, સંભવ ચવી આયો. ૧
ચૈત્તર વદની આઠમે, જન્મ્યા ઋષભ જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨
માધવ[1] શુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩
એહીજ આઠમ ઉજળી, જંન્મ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કળશે કરી, ન્હવરાવે સુર ઇંદ. ૪
જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રતસ્વામી;
નેમ અષાડ શુદિ આઠમે, અષ્ટમી ગતિ[2] પામી. ૫

---

૧ વૈશાખ. ૨ મોક્ષ.

શ્રાવણ વદની આઠમે, નમિ જન્મ્યા જગભાણ;
તેમ શ્રાવણ શુદિ આઠમે, પાસજીનું નિર્વાણ. ૬
ભાદ્રવા વદિ આઠમ દિને, ચવીયા સ્વામી સુપાસ;
જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ. ૭

---

## एकादशीनुं चैत्यवंदन. ( १ लुं )

શાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહાસેન વન આયો. ૧
માધવ[1] સિત એકાદશી, સોમલ દ્વિજ યજ્ઞ;
ઇંદ્રભૂતિ આદિ મળ્યા. એકાદશ વિજ્ઞ. ૨
એકાદશસેં ચઉ ગુણો, [2] તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર ૩
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જિનશાસન જયકાર. ૪
મલ્લી જન્મ અર મલ્લી પાસ, વર ચરણ વિલાસી;
ઋષભ અજિત સુમતિ નમી, મલ્લી ઘનઘાતી વિનાશી. ૫
પદ્મપ્રભ શિવ વાસ પાસ, ભવ ભવનાં તોડી,
એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી. ૬
દશ ક્ષેત્રે ત્રિહું કાળના ત્રણુસો કલ્યાણ;
વર્ષ અગ્યાર એકાદશી, આરાધો વર નાણ. ૭
અગ્યાર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણા, મશી કાગળ ને કાંઠાં. ૮
અગ્યાર અવ્રત છંડવા એ, વહો પડિમા અગ્યાર;
ક્ષમાવિજય જિનશાસને, સફળ કરો અવતાર. ૯

---

૧ વૈશાક શુદિ. ૨ ( ૪૪૦૦ ) નો.

## अगीआरशनुं चैत्यवंदन. [ २ जुं ]

અંગ અગ્યાર આરાધીએ, એકાદશી દિવસે;
એકાદશ પ્રતિમા વહો, સમકિત ગુણ વિકસે. १
એકાદશી દિવસે થયા, દીક્ષા ને નાણ;
જન્મ લહ્યા કેઇ જિનવરા, આગમ પરિમાણ. २
જ્ઞાનવિમળ ગુણ વાધતાં એ, સકલ કળા ભંડાર;
અગીઆરશ આરાધતાં, લહીએ ભવજળપાર. ३

---

## एकादशीनुं चैत्यवंदन. [ ३ जुं ]

આજ ઓચ્છવ થયો મુજ ઘરે, એકાદશી મંડાણ;
શ્રી જિનનાં ત્રણસેં ભલાં. કલ્યાણક ઘર જાણ. १
સુરતરૂ સુરમણિ સુરઘટ, કલ્પવેલ્લી ફળી મ્હારે;
એકાદશી આરાધતાં, બોધિબીજ ચિત્ત ઠારે. २
નેમિ જિનેશ્વર પુજતાં એ, પહોંચે મનના કોડ;
જ્ઞાનવિમલ ગુણથી લહો, પ્રણમો બે કર જોડ. ३

---

## अगीआरशनुं चैत्यवंदन. ( ४ थुं )

નેમિ જિનેશ્વર ગુણનિલો, બ્રહ્મચારી સિરદાર;
સહસ પુરૂષશું આદરી, દીક્ષા જિનવર સાર. १
પંચાવનમેં દિન લહ્યું, નિરૂપમ કેવળનાણ;
ભવિક જીવ પડિબોધવા, વિચરે મહીયલ જાણ. २
વિહાર કરતાં આવીઆ એ, બાવીશમાં જિનરાય;
દ્વારિકા નયરી સમોસર્યા, સમવસરણ તિહાં થાય. ३

બાર પરખદા તિહાં મળી, ભાખે જિનવર ધર્મ;
સર્વ પર્વ તિથિ સાચવો, જિમ પામો શિવ શર્મ. ૪

તવ પૂછે હરિ નેમને, દાખો દિન મુજ એક;
થોડો ધર્મ કર્યો થકી, શુભ ફળ પામું અનેક. ૫

નેમ કહે કેશવ સુણો, વરસ દિવસમાં જોય;
માગશર શુદિ એકાદશી, એ સમ અવર ન કોય. ૬

ઇણ દિન કલ્યાણક થયા, નેવું જિનનાં સાર;
એ તિથિ વિધિ આરાધતાં, સુવ્રત થયો ભવ પાર. ૭

તે માટે મોટી તિથિ, આરાધો મન શુદ્ધ;
અહોરાત્ર પોસહ કરો, મન ધરી આતમ બુદ્ધ. ૮

દોઢસો કલ્યાણકતણું, ગુણણું ગણો મન રંગ;
મૌન કરી આરીધીએ, જિમ પામો સુખ સંગ. ૯

ઉજમણું પણ કીજીએ, ચિત્ત ધરી ઉલ્લાસ.
પાઠાં ને વીંટાગણું, ઇત્યાદિ કરો ખાસ ૧૦

ઇમ એકાદશી ભાવશ્યું, આરાધે નરરાય;
ક્ષાયિક સમકિતનો ધણી, જિન વંદી ઘેર જાય. ૧૧

એકાદશી ભવિયણ ધરો, ઉજ્વલ ગુણ જિમ થાય;
ક્ષમાવિજય જસ ધ્યાનથી, શુભ સુરપતિ ગુણ ગાય. ૧૨

---

## एकादशी चैत्यवंदन. ( ૯ મું )

મલ્લી જિનવરને નમો, કરીને નિર્મળ ભાવ;
જિનપૂજા ભવજળધિમાં, તરવાને નાવ. ૧

જન્મ દીક્ષા ને નાણ ભાણ, થયા ત્રણ કલ્યાણ;
એકાદશી દિન જેહના, પ્રણમો સુવિહાણ. ૨

જ્ઞાનવિમલ ગુરૂ મૂળથકીએ, સુણીએ અંગ અગીયાર;
અગ્યારશ દિન તપ કરી, પામો ભવજળ પાર. ૩

---

## चौदश तिथिनुं चैत्यवंदन. ( १ लुं )

ચૌદ સ્વપ્ન લહે માવડી, સવિ જિનવર કેરી;
તે જિન નમતાં ચૌદ રાજ-લોકે ન હોય ફેરી. ૧

ચૌદરત્નપતિ જેહના, પ્રણમે પદ આવી;
ચૌદ વિદ્યાના થયા જાણ, સંયમશ્રી ભાવી. ૨

ચૌદ રાજ શિર ઉપરે, સિદ્ધ સકળ ગુણ ઠાણ;
જ્ઞાનવિમળ પ્રભુ ધ્યાનથી, હોય અચળ અહિઠાણ. ૩

---

## चौदशनुं चैत्यवंदन ( २ जुं. )

ચૌદ ભુવન વશ કારણે, વિદ્યા વર્ધમાન;
વર્ધમાન સુખ આપવા, એહીજ પરમ નિધાન. ૧

વર્ધમાન જિનરાજનું, કરો ભવિકા ધ્યાન;
ચૌદ ભેદ છે જીવના, એ યતના પ્રધાન. ૨

ચૌદ પૂર્વનો સાર છે એ, ચૌદશી એ જિનરાજ;
જ્ઞાનવિમળથી જાણીએ, એહના સકળ દીવાજ. ૩

---

## रोहिणी तपनुं चैत्यवंदन ( १ लुं. )

વાસુપૂજ્ય જિન વંદીએ, જગદીપક જિનરાજ;
રોહિણી તપ ફળ વર્ણવું, ભવજળ તારણજહાજ. ૧

શુદિ વૈશાખે રોહિણી. ત્રીજ તણે દિન જાણ;
શ્રી આદીશ્વર જિનવર, વર્ષી પારણે જાણ. ૨

રોહિણી નક્ષત્રને દિને, ચઉવિહાર ઉપવાસ;
પોસહ પડિક્કમણું કરી, તોડો કર્મનો પાસ. ૩

તે દિનથી તપ માંડીએ, સાત વર્ષ લગ સીમ;
સાત માસ ઉપર વળી, ધરીએ એહિજ નીમ. ૪

જીમ રોહિણી કુંવરી અને, અશોક નામે ભૂપાલ;
એ તપ પૂરણ ધ્યાઇઓ, પામ્યા સુરગતિ શાળ. ૫

તિમ ભવિજન તપ કીજીએ, શાસ્ત્ર તણે અનુસાર;
જન્મમરણના ભયથકી, ટાળે એ તપ સાર. ૬

તપ પૂરણ તેહજ સમે કરો ઉજમણું સાર;
યથાશક્તિ હોયે જેહની, તિમ કરીએ ધરી પ્યાર. ૭

વાસુપુજ્ય જિનબિંબની, પૂજા કરો ત્રણ કાળ;
દેવ વંદો વળી ભાવશું, સ્વસ્તિક પર્ય વિશાળ ૮

એ તપ જે સહી આદરે, પહોંચે મનની કોડ;
મન વંછિત ફળે તેહના, હંસ કહે કરજોડ. ૯

---

## रोहिणी तपनुं चैत्यवंदन ( २ जुं.)

રોહિણી તપ આરાધીએ, શ્રી શ્રી વાસુપુજ્ય;
દુઃખ દોહગ દૂરે ટળે, પુજક હોએ પૂજ્ય. ૧

પહેલાં કીજે વાસક્ષેપ, પ્રહ ઉઠીને પ્રેમે;
મધ્યાન્હે કરી ધોતીઆ, મન વચન કાય ખેમે. ૨
અષ્ટ પ્રકારની વિરચીએ, પૂજા નૃત્ય વાજિત્ર;
ભાવે ભાવના ભાવીએ, કીજે જન્મ પવિત્ર. ૩
ત્રિહું કાળે લઇ ધૂપ દીપ, પ્રભુ આગળ કીજે;
જિનવર કેરી ભક્તિશું, અવિચળ સુખ લીજે. ૪
જિનવર પુજા જિન સ્તવન, જિનનો કીજે જાપ;
જિનવર પદને ધ્યાઈએ, જિમ નાવે સંતાપ. ૫
કોડ કોડ ફળ લીજીએ, ઉત્તર ઉત્તર ભેદ;
માન કહે ઇણુ વિધ કરો, જિમ હોય ભવનો છેદ. ૬

---

## रोहिणी तप चैत्यवंदन ( ३ जुं. )

વાસવપૂજિત વાસુપૂજ્ય, વર અતિશય ધારી;
કેવળકમળા નાથ સાથ, અવિરતિ જેણે વારી. ૧
પરમાતમ પરમેસરૂ એ, ભવિજન નયનાનંદ;
શાંત દાંત ઉત્તમ ગુણી, વર જ્ઞાન દિણંદ. ૨
બેઠી બારે પર્ષદા, નિસુણે જિન ગિર્વાણ;
એક ચિત્ત લય લાઇએ, દેઈ નિજ કાન. ૩
તવ જગપતિ તિહાં ઉપદીશે, રોહિણી તપ સુવિચાર;
આરાધો ભવિ ભાવશું, આતમને સુખકાર. ૪
સાત વર્ષ સાત માસની, અવધિ કહી સુપ્રમાણ;
આરાધે સુખ સંપદા, પામે પદ નિરવાણ. ૫
વાચક શુભ નય શિષ્યનો એ, ભકિતવિજય ગુણ ગાય;
વાસુપૂજ્ય જિન ધ્યાનથી, અનુભવ સુખ થાય. ૬

---

नवपदनुं चैत्यवंदन ( १ लुं. )

जैनेन्द्रमिन्द्रमहितं गतसर्वदोषं,
ज्ञानाद्यनंतगुणरत्नविशालकोशम् ।
कर्मक्षयं शिवमय परिनिष्ठितार्थं,
सिद्धं च बुद्धमविरुद्धमहं च वंदे. ॥ १ ॥
गच्छाधिपं गुणगणं गणिनं सुसौम्यं,
वंदामि वाचकवरं श्रुतदानदक्षम् ।
क्षान्त्यादिधर्मकलितं मुनिमालिकां च,
निर्वाणसाधनपरं नरलोकमध्ये. ॥ २ ॥
सद्दर्शनं शिवमयं च जिनोक्तसत्यं,
तत्त्वप्रकाशकुशलं सुखदं सुबोधम् ।
छिन्नाश्रवं समितिगुप्तिमयं चरित्रं,
कर्माष्टकाष्ठदहनं सुतपः श्रयामि. ॥ ३ ॥
पापौधनाशनकरं वरमंगलं च
त्रैलोक्यसारमुपकारपरं गुरुं च ।
भावातिशुद्धिवरकारणमुत्तमानां,
श्रीमोक्षसौख्यकरणं- हरणं भवानां. ॥ ४ ॥
भव्याब्जबोधनरविं भवसिंधुनावं,
चिंतामणे सुरतरोरधिकं सुभाव ।
तत्त्वत्रिपादनवकं नवकाररूपं,
श्रीसिद्धचक्रसुखदं प्रणमामि नित्यं. ॥ ५ ॥

## નવપદનું ચૈત્યવંદન ( ૨ જું. )

સકળ મંગળ પરમ કમળા, કેલિ મંજુલ મંદિરં;
ભવકોટિ સંચિત પાપનાશન, નમો નવપદ જયકરં ૧
અરિહંત સિદ્ધ સૂરીશ વાચક, સાધુદર્શન સુખકરં;
વર જ્ઞાન પદ ચારિત્ર તપ એ, નમો નવપદ જયકરં. ૨
શ્રીપાળ રાજા શરીર સાજા, સેવતાં નવપદ વરં;
જગમાંહિ ગાજા કીર્તિ ભાજા, નમો નવપદ જયકરં. ૩
શ્રી સિદ્ધચક્ર પસાય સંકટ, આપદા નાસે સવે;
વળી વિસ્તરે સુખ મનોવાંછિત, નમો નવપદ જયકરં. ૪
આંબિલ નવ દિન દેવવંદન, ત્રણ ટંક નિરંતર;
બેવાર પડિકમણા પલેવણ, નમો નવપદ જયકરં. ૫
ત્રણ કાળ ભાવે પૂજીએ, ભવતારકં તીર્થંકરં;
તિમ ગુણણું દોય હજાર ગણીએ, નમો નવપદ જયકરં. ૬
વિધિ સહિત મન વચન કાયા, વશ કરી આરાધીએ;
તપ વર્ષ સાડાચાર નવપદ, શુદ્ધ સાધન સાધીએ. ૭
ગદ કષ્ટ ચૂરે શર્મ પૂરે, યક્ષ વિમલેશ્વરવરં;
શ્રી સિદ્ધચક્ર પ્રતાપ જાણી, વિજય વિલસે સુખભરં. ૮

---

## નવપદનું ચૈત્યવંદન ( ૩ જું. )

શ્રી સિદ્ધચક્ર આરાધીએ, આસો ચઇતર માસ;
નવદિન નવ આંબિલ કરી, કીજે ઓળી ખાસ. ૧

કેસર ચંદન ઘસી ઘણાં, કસ્તુરી બરાસ;
જુગતે જિનવર પૂજિયા, મયણા ને શ્રીપાળ. ૨

પૂજા અષ્ટ પ્રકારની, દેવવંદન ત્રણ કાળ;
મંત્ર જપો ત્રણ કાળ ને, ગુણણું તેર હજાર.૧ ૩

કુષ્ટ ટળ્યું ઉંબર તણું, જપતાં નવપદ ધ્યાન;
શ્રી શ્રીપાળ નરિંદ થયા, વાધ્યો બમણો વાન. ૪

સાતસો કોઢી સુખ લહ્યા, પામ્યા નિજ આવાસ;
પુણ્યે મુક્તિવધુ વર્યા, પામ્યા લીલ વિલાસ. ૫

---

## નવપદનું ચૈત્યવંદન ( ૪ થું. )

બાર ગુણ અરિહંતના, તેમ સિદ્ધના આઠ;
છત્રીશ ગુણ આચાર્યના, જ્ઞાનતણા ભંડાર. ૧

પચીશ ગુણ ઉપાધ્યાયના, સાધુ સત્તાવીશ;
શ્યામવર્ણ તનુ શોભતા, જિનશાસનના ઇશ ૨

જ્ઞાન નમું એકાવને, દર્શનના સડસઠ,
સીતેર ગુણ ચરિત્રના, તપના બાર તે જીઠ. ૩

એમ નવ પદ યુક્તે કરી, ત્રણ શત અષ્ટ (૩૦૮)ગુણ થાય;
પુજે જે ભવી ભાવશું, તેહના પાતક જાય. ૪

પુજ્યા મયણાસુંદરી, તેમ નરપતિ શ્રીપાળ;
પુણ્યે મુક્તિસુખ લહ્યા, વરત્યા મંગળમાળ. ૫

---

## નવપદનું ચૈત્યવંદન ( ૫ મું. )

શ્રી સિદ્ધચક્ર મહા મંત્રરાજ, પુજા પરસિદ્ધ;
જાસ નમનથી સંપજે. સંપુરણ રિદ્ધ; ૧

---

૧ પાંચ પરમેષ્ટિના ૧૦૮ અને જ્ઞાનના (૫) દર્શનના (૫) ચારિત્રના [૧૦] ને તપના (૨) એમ કુલ ૧૩૦ ભેદની એકેક નવકારવાળી ગણતાં [તેના ૧૦૦ ગણાતા હોવાથી] ૧૩૦૦૦ ગુણણું થાય છે.

અરિહંતાદિક નવપદ, નિત્ય નવનિધિદાતા;
એ સંસાર અસાર સાર, હોયે પાર વિખ્યાતા. ૨
અમલાચલ પદ સંપજે, પુરે મનનાં કોડ;
મોહન કહે વિધિયુત કરો, જિમ હોય ભવનો છોડ. ૩

## नवपदनुं चैत्यवंदन ( ६ ठुं )

પહેલે દિન અરિહંતનું. નિત્ય કીજે ધ્યાન;
બીજે પદ વળી સિદ્ધનું, કીજે ગુણગાન. ૧
આચારજ ત્રીજે પદે, જપતાં જયજયકાર;
ચોથે પદે ઉપાધ્યાયના, ગુણ ગાઓ ઉદાર. ૨
સકલ સાધુ વંદો સહી, અઢીદ્વીપમાં જેહ
પંચમ પદ આદર કરી, જપજો ધરી સસનેહ. ૩
છઠે પદે દર્શન નમો, દરિસણ અજુઆલો;
નમો નાણ પદ સાતમે, જિમ પાપ પખાલો. ૪
આઠમે પદ આદર કરી, ચારિત્ર સુચંગ;
પદ નવમે બહુ તપતણો, ફળ લીજે અભંગ. ૫
એણીપરે નવ પદ ભાવશુંએ, જપતાં નવ નવ કોડ;
પંડિત શાંતિવિજય તણો, શિષ્ય કહે કર જોડ. ૬

## नवपदनुं चैत्यवंदन ( ७ मुं .)

સુલલિત નવપદ ધ્યાનથી, પરમાનંદ લહીએ;
ધ્યાન અગ્નિથી કર્મના, ઈંધણ પુણ દહીએ. ૧
ઈતિ ભીતિ ને રોગ શોક, સવિ દુર પણાસે;
ભોગ સંજોગ સુબુદ્ધિતા, પ્રાપ્તિ સુવિલાસે. ૨

સિદ્ધચક્ર તપ કીજતાં એ, ઉત્તમ પ્રભુતા સંગ;
મોહન નાણુ પ્રસિદ્ધતા, ગંગારંગ તરંગ. ૩

---

### શ્રી વર્ધમાન તપનું ચૈત્યવંદન. ( ૧ લું )

વર્ધમાન જિનપતિ નમી, વર્ધમાન તપ નામ;
ઓળી આંબિલની કરૂં, વર્ધમાન પરિણામ ૧
એકાદિ આયત શત, ઓળી સંખ્યા થાય;
કર્મ નિકાચિત તોડવા, વજ્ર સમાન ગણાય. ૨
ચૌદ વરસ ત્રણ માસની, સંખ્યા દિનની વીશ;
યથાવિધિ આરાધતાં, ધર્મરત્ન પદ ઈશ. ૩

---

### શ્રી વર્ધમાનતપનું ચૈત્યવંદન. ( ૨ જું )

વર્ધમાન જિન ઉપદિશે, વર્ધમાન તપ સાર;
કરવો વિધિ જોગે સદા, કઠિન કર્મ સંહાર. ૧
એકેકું આંબિલ વધે, યાવત્ શત પરિણામ;
સાધિક ચૌદે વર્ષમાં, પૂરણ ગુણમણિખાણ. ૨
તપ મંદિરની ઉપરે એ, શોભે શિખર સમાન;
ધર્મરત્ન તપસ્યા કરી, પામો પદ નિર્વાણ. ૩

---

### શ્રી વર્ધમાનતપનુ ચૈત્યવંદન ( ૩ જું. )

ત્રિગડે ત્રિભુવન વાલહો, ભાખે તપના ભેદ;
એકસો ત્રેવીશ મુખ્ય છે, કરવા કર્મ વિચ્છેદ. ૧
તેમાં પણ ધુર મોટકો, મહા ઉગ્ર તપ એહ;
શૂરવીર કોઇ આદરે, નિર્મળ થાશે દેહ. ૨

રોગ વિઘ્ન દૂરે કરે એ, ઉપજે લબ્ધિ અનેક;
ક્ષમા સહિત આરાધતાં, ધર્મરત્ન સુવિવેક. ૩

---

## શ્રી વર્ધમાનતપનું ચૈત્યવંદન. (૪ થું)

બે કર જોડી પ્રણમીએ, વર્ધમાન તપ ધર્મ;
ત્રિકરણ શુદ્ધે પાળતાં, ટાળે નિકાચિત કર્મ. ૧
વર્ધમાન તપ સેવીને, કોઇ પામ્યા ભવ પાર;
અંતગડ સૂત્રે વર્ણવ્યા, વંદુ વારંવાર. ૨
અંતરાય પંચક ટળે એ, બાંધે જિનવર ગોત્ર;
નમો નમો તપરત્નને, પ્રગટે આતમ જ્યોત. ૩

---

## વીશ સ્થાનકનું ચૈત્યવંદન. (૧ લું)

પહેલે પદ [૧]અરિહંત નમું, બીજે સર્વ [૨]સિદ્ધ;
ત્રીજે [૩]પ્રવચન મન ધરો, [૪]આચાર્ય સિદ્ધ. ૧
નમો [૫]થેરાણું પાંચમે, [૬]પાઠક પદ છઠ્ઠે;
નમો લોએ સવ્વ [૭]સાહુણં, જે છે ગુણ ગરિઠ્ઠ. ૨
નમો [૮]નાણસ્સ* આઠમે, [૯]દર્શન મન ભાવો;
વિનય[૧૦] કરો ગુણવંતનો, [૧૧]ચારિત્ર પદ ધ્યાવો. ૩
નમો[૧૨]બંભવય ધારીણં, તેરમે [૧૩]ક્રિયા જાણ;
નમો [૧૪]તવસ્સ ચૌદમે, [૧૫]ગોયમ÷ નમો [૧૬]જિણાણં. ૪
[૧૭]સંયમ [૧૮]જ્ઞાન× [૧૯]સુઅસ્સને+ એ, નમો [૨૦]તીત્થસ્સ જાણી;
જિન ઉત્તમ પદપદ્મને, નમતાં હોય સુખ ખાણી. ૫

---

* પાંચે જ્ઞાન ÷ આ પદનું બીજું નામ દાનપદ છે. × અભિનવજ્ઞાન. + માત્ર શ્રુત જ્ઞાન.

## વીશસ્થાનકનું ચૈત્યવંદન ( ૨ જું ).

[૧]ચોવીશ [૨]પંદર [૩]પીસ્તાલીશનો, [૪]છત્રીશનો કરીએ;
[૫]દશ [૬]પચવીશ [૭]સત્તાવીશનો, કાઉસ્સગ્ગ મન ધરીએ. ૧
[૮]પાંચ [૯]સડસઠ [૧૦]દશ વળી, [૧૧]શીત્તેર [૧૨]નવ [૧૩]પણવીશ;
[૧૪]બાર [૧૫]અઠ્ઠાવીશ લોગસતણો, કાઉસ્સગ્ગ ધરો ગુણીશ. ૨
[૧૬]વીશ [૧૭]સત્તર ને [૧૮]એકાવન, [૧૯]દ્વાદશ ને [૨૦]પંચ;
એણી પરે કાઉસ્સગ્ગ જો કરે, તો જાએ ભવ સંચ. ૩
એણી પેરે કાઉસ્સગ્ગ મન ધરો, નવકારવાળી વીશ;
વીશસ્થાનક એમ જાણીએ, સંક્ષેપથી જગીશ. ૪
ભાવ ધરી મનમાં ઘણો એ, જો એક પદ આરાધે;
જિન ઉત્તમ પદપદ્મને, નમી નિજ કારજ સાધે. ૫

લોગસ્સ. પદનું નામ.

૨૪ અરિહંતપદ. વર્ત્તમાન ૨૪ તીર્થંકર હોવાથી.
૧૫ સિદ્ધપદ. સિદ્ધના ૧૫ ભેદ હોવાથી.
૪૫ પ્રવચનપદ. મુખ્ય ૪૫ આગમ હોવાથી. *
૩૬ આચાર્યપદ. આચાર્યના ૩૬ ગુણ હોવાથી.
૧૦ સ્થવિરપદ. ઠાણાંગસૂત્રમાં દશ પ્રકારના સ્થવિર કહેલા હોવાથી
૨૫ પાઠક ( ઉપાધ્યાય ) પદ. ઉપાધ્યાયના ૨૫ ગુણ હોવાથી.
૨૭ સાધુપદ. સાધુના ૨૭ ગુણ હોવાથી.
૫ જ્ઞાનપદ. જ્ઞાનના મૂળ પાંચ પ્રકાર હોવાથી.
૬૭ દર્શનપદ. સમકિતના ૬૭ બોલ હોવાથી.
૧૦ વિનયપદ. દશ પ્રકાર વિનયના હોવાથી.
૭૦ ચારિત્રપદ. ચરણસત્તરીના ૭૦ ભેદ હોવાથી.
૯ બ્રહ્મચર્યપદ. શિયળની નવ વાડ ( ગુપ્તિ ] હોવાથી.

૨૫ ક્રિયાપદ. પચવીશ ક્રિયા તજવાની હોવાથી.
( આને અન્યત્ર ધ્યાનપદ પણ કહે છે. )
૧૨ તપપદ. બાહ્ય અભ્યંતર તપના ૧૨ ભેદ હોવાથી.
૨૮ ગોયમપદ. ગૌતમસ્વામી ૨૮ લબ્ધિવંત હોવાથી.*
( આને અન્યત્ર દાનપદ પણ કહે છે. )
૨૦ જિનપદ. વીશ વિહરમાન જિન હોવાથી.*
( આને અન્યત્ર વૈયાવચ્ચ પદ પણ કહે છે. )
૧૭ સંયમપદ. સત્તર પ્રકારે સંયમ હોવાથી.*
( આને સમાધિપદ પણ અન્યત્ર કહે છે )
૫૧ જ્ઞાનપદ. પાંચ જ્ઞાનના ઉત્તરભેદ ૫૧ હોવાથી.
( આને અભિનવ જ્ઞાનપદ કહે છે. )
૧૨ શ્રુતપદ. દ્વાદશાંગીરૂપજ શ્રુત હોવાથી.
૫ તીર્થપદ. પાંચ મુખ્ય તીર્થ હોવાથી અથવા પાંચ પ્રકારના ચૈત્ય હોવાથી.

---

## पर्युषणनुं चैत्यवंदन. ( १ लुं )

શત્રુંજય શૃંગાર હાર, શ્રી આદિ જિનંદ;
નાભિરાય કુળ ચંદ્રમા, મરૂદેવી નંદ.

કાસ્યપ ગોત્ર ઇક્ષ્વાકુ વંશ, વિનીતાનો રાય;
ધનુષ પાંચસો દેહ માન, સુવર્ણ સમ કાય. ૨

વૃષભ લાંછન ધુર વંદીએ એ, સંઘ સકળ શુભ રીત;
અઠાઈધર આરાધીએ, આગમ વાણી વિનીત. ૩

---

* આ સંખ્યાનું કારણ બીજું હોય તો તે સુજ્ઞોએ જણાવવું.

## पर्युषणनुं चैत्यवंदन ( २ जुं. )

પ્રણમું શ્રી દેવાધિદેવ, જિનવર મહાવીર;
સુરવર સેવે શાંત દાંત, પ્રભુ સાહસ ધીર. ૧
પર્વ પર્યુષણ પુણ્યથી, પામી ભવી પ્રાણી;
જૈનધર્મ આરાધીએ, સમકિત હિત જાણી ૨
શ્રી જિનપ્રતિમા પૂજીએ એ, કીજે જન્મ પવિત્ર;
જીવ જતન કરી સાંભળો, પ્રવચન વાણી વિનીત. ૩

---

## पर्युषणनुं चैत्यवंदन ( ३ जुं. )

કલ્પતરૂવર કલ્પસૂત્ર, પૂરે મન વાંછિત;
કલ્પધરે ધુરથી સુણો, શ્રી મહાવીર ચરિત ૧
ક્ષત્રિયકુંડે નરપતિ, સિદ્ધારથ રાય;
રાણી ત્રિશલાતણી કુખે, કંચન સમ કાય. ૨
પુષ્પોત્તર વરથી ચવ્યા એ, ઉપજ્યા પુણ્ય પવિત્ર;
ચતુરા ચૌદ સુપન લહે, ઉપજે વિનય વિનીત. ૩

---

## पर्युषणनुं चैत्यवंदन ( ४ थुं. )

સ્વપ્નવિધિ[1] કહે સુત હોશે, ત્રિભુવન શૃંગાર;
તે દિનનથી ઋદ્ધે વધ્યાં, ધન અખુટ ભંડાર. ૧
સાડા સાત દિવસ અધિક, જન્મ્યા, નવ માસે;
સુરપતિ કરે મેરૂ શિખર, ઉત્સવ ઉલ્લાસે; ૨
કુંકુમ હાથા દીજીએ એ, તોરણ ઝાક ઝમાળ.
હરખે વીર હુલરાવીએ, વાણી વિનય રસાળ. ૩

---

૧ સુપન પાઠક.

## પર્યુષણનું ચૈત્યવંદન ( ૫ મું. )

જિનની બહેન સુદર્શના, ભાઈ નંદિવર્ધન;
પરણી યશોદા પદ્મણી, વીરસુકોમળ રત્ન. ૧
દેઇ દાન સંવત્સરી, લઇ દીક્ષા સ્વામી;
કર્મ ખપાવી કેવળી, પંચમી ગતિ પામી. ૨
દીવાળી દિવસથકી એ, સંઘ સકલ શુભ રીત;
અઠ્ઠમ કરી તેલાધરે, સુણજો એકે ચિત્ત. ૩

---

## પર્યુષણનું ચૈત્યવંદન ( ૬ ઠું. )

પાર્શ્વ જિનેશ્વર નેમિનાથ, સમુદ્ર શ્રી વિષ્ણુકુમાર;
સુણીએ આદીશ્વર ચરિત્ર, વળી જિનના અંતર. ૧
ગૌતમાદિક સ્થવિરાવલી, શુદ્ધ સમાચારી;
પર્વ દિન ચોથે દિને ભાખ્યો ગણધારી. ૨
જ્ઞાન દર્શન ચારિત્ર તપ, જિનધરમે નિજ ચિત્ત;
જિનપ્રતિમા જિન સારિખી, વંદું સદા વિનીત. ૩

---

## પર્યુષણનું ચૈત્યવંદન [ ૭ મું. ]

પર્વરાજ સંવત્સરી, દિન દિન પ્રતિ સેવો;
શ્લોક બારસો કલ્પસૂત્ર, વીરનું નિસુણેવો. ૧
પરમ પટ્ટધર બાર બોલ, ભાખ્યા ગુરૂ હીર;
સંપ્રતિ શ્રી વિજય દાન સૂરિ, ગચ્છાગ્રણી ધીર. ૨
જિનશાસન શોભાકર એ, પ્રીતવિજય કહે શિષ્ય;
વિનયવિજય કહે વીરને ચરણે નામું શિષ. ૩

---

## पर्युषण पर्वनुं चैत्यवंदन ( ८ मुं. )

વડા કલ્પ પુરવ દિને, ઘરે કલ્પને લાવો;
રાત્રિજાગરણુ પ્રમૂખ કરી, શાસન સોહાવો. ૧
હય ગય શણુગારી કુમર, લાવો ગુરૂ પાસે;
વડા કલ્પ દિન સાંભળો, વીર ચરિત ઉલ્લાસે. ૨
છઠ દ્વાદશ તપ કીજીએ, ધરીએ શુભ પરિણામ.
સાધર્મીવત્સલ પ્રભાવના, પુજા અભિરામ. ૩
જિન ઉત્તમ ગઉતમ પ્રતે એ, કહે જો એકવીશ વાર;
ગુરૂ મુખ પદમે ભાવશું, સુણતાં પામે પાર. ૪

---

## पर्यषणनुं चैत्यवंदन ( ९ मुं. )

નવ ચોમાસી તપ કર્યાં, ત્રણુ માસી દોય;
દોય દોય અઢી માસી તેમ, દોઢ માસી હોય. ૧
બહોંતેર પાસખમણુ કર્યાં. માસખમણુ કર્યાં બાર;
ષડ દ્વીમાસી તપ આદર્યાં, બાર અઠમ તપ સાર. ૨
ષડ માસી એક તપ કર્યો, પંચ દિસ ઉણુ ષડ માસ;
બસો ઓગણુત્રીશ છઠ ભલા, દીક્ષા દિન એક ખાસ. ૩
ભદ્ર પ્રતિમા દોય ભલી. મહાભદ્ર દિન ચાર;
દશ સર્વતોભદ્રના, લાગઠ નિરધાર. ૪
વિણુપાણી તપ આદર્યો, પારણુાદિક જાસ;
દ્રવ્યાહારે પારણુ કર્યાં, ત્રણુસો ઓગણુપચાસ. ૫
છદમસ્થા એણીપરે રહ્યા એ, સહ્યાં પરિષહ ઘોર;
શુકલ ધ્યાન અનલે કરી, બાળ્યાં કર્મ કઠોર. ૬
શુકલધ્યાન અંતે રહ્યા એ, પામ્યા કેવળજ્ઞાન;
પદ્મવિજય કહે પ્રણુમતાં, લહીએ નિત્ય કલ્યાણુ. ૭

# અથ રૂપવિજયજી કૃત ચૈત્યવંદન ચોવીશી.

—:o:—

## १ श्री ऋषभदेव स्वामीनुं चैत्यवंदन.

પ્રથમ નમું શ્રી આદિનાથ, શત્રુંજય ગિરિ સોહે;
નાભિરાયા મરૂદેવી નંદ, ત્રિભુવન મન મોહે ૧
લાખ ચોરાશી વરસ આયુ, સુવર્ણ સમ કાય;
રાણી સુનંદા સુમંગળા, તસ કંત સોહાય. ૨
લંછન વૃષભ વિરાજતો એ, ધનુષ પાંચસો દેહ;
વિનીતા નગરીનો ધણી, રૂપ કહે ગુણગેહ. ૩

---

## २ श्री अजितनाथनुं चैत्यवंदन.

અજિત અયોધ્યાના ધણી, ગજ લંછન ગાજે;
જિતશત્રુ વિજયા તણો, સુત અધિક દીવાજે. ૧
સાડા ચારસો ધનુષ દેહ, હેમ વર્ણ વિરાજે;
બોંતેર લાખ પૂર્વે આયુ, ત્રિભુવન પતિ છાજે. ૨
સંમેતશિખર અણસણ કરી એ, પહોંચ્યા મુકિત મોઝાર;
રૂપવિજય કહે સાહિબા, આવાગમન નિવાર. ૩

---

## ३ श्री संभवनाथनुं चैत्यवंदन.

સંભવનાથ સદા જયો, મનવંછિત પુરે
હય લંછન હેમવર્ણ દેહ, ટાળે દુઃખ દુરે. ૧

રાય જિતારી કુળતિલક, સાવથ્થી રાય;
સેના માતા જનમીઓ, જગમાં સુજસ ગવાય. ૨
ધનુષ ચારસો દેહડીએ, સાઠ લાખ પૂર્વ આય;
વિનયવિજય ઉપાધ્યાયનો, રૂપ નમે નિત્ય પાય. ૩

---

## ૪ श्री अभिनंदनस्वामीनुं चैत्यवंदन.

ઉંચપણે ત્રણસો પચાસ, ધનુષ પ્રભુ દેહ;
સંવર રાય સિદ્ધારથા, સુતશ્યું મુજ નેહ. ૧
લાખ પચાસ પૂર્વ આયુ, અયોધ્યાનો રાણો;
સુવર્ણ વર્ણ વિરાજતો, કપિ લંછન જાણો. ૨
અભિનંદન પ્રભુ વિનતિ એ, અંતર્યામી દેવ;
વિનયવિજય ઉપાધ્યાયનો, રૂપ નમે નિત્યમેવ. ૩

---

## ૫ श्री सुमतिनाथ चैत्यवंदन.

મેઘરાય અયોધ્યા ધણી, મંગળા પટરાણી;
ધનુષ ત્રણસો દેહમાન, લંછન ક્રૌંચ જાણી. ૧
સુવર્ણ વર્ણ વિરાજતા, સુમતિ જિનેશ્વર સેવો;
લક્ષ ચાલીશ પૂર્વ આયુ, આપે નિત્ય મેવો. ૨
સમેતશિખર મુક્તિ ગયા એ, જગજીવન જગદીશ;
રૂપવિજય કહે સાહિબા, તું મુજ મળીઓ ઇશ. ૩

---

## ६ श्री पद्मप्रभु चैत्यवंदन.

પદ્મપ્રભુ છઠ્ઠા ભયા, વર્ણે પ્રભુ રાતા;
ધર રાય કૌસંબી ધણી, સુસીમા જસ માતા. ૧
કમળ લંછન અઢીસો ધનુષ, શિવસંપત્તિ દાતા;
ત્રીશ લાખ પૂરવ આયુ, ત્રિભુવનનો ત્રાતા. ૨
ચોત્રીશ અતિશય વિરાજતા એ, સેવે સુર નર કોડ;
વિનયવિજય ઉપાધ્યાયનો, રૂપ નમે કર જોડ.

---

## ७ श्री सुपार्श्वजिन चैत्यवंदन.

જગતારણ જિન સાતમા, પ્રતિષ્ઠિત રાય નંદ;
પૃથ્વીમાત ઉરે ધર્યો, મુખ પૂર્ણિમા ચંદ. ૧
વીશ લાખ પૂરવ આયુ, બસો ધનુષ દેહ દીપે;
સ્વસ્તિક લંછન શ્રી સુપાર્શ્વ, અરિયણને જીપે. ૨
જન્મસ્થાન વારાણસી એ, દેહ કનકને વાન;
રૂપવિજય કહે સાહિબા, દ્યો શિવરમણી ઠામ. ૩

---

## ८ श्री चंद्रप्रभ चैत्यवंदन.

મહસેન મોટો રાજીઓ, સતી લક્ષ્મણા નારી;
ચંદ્ર સમુજ્વલ વદન કાંતિ, જન્મ્યો જયકારી. ૧
ચંદ્રપુરી નયરી જેહની, ચંદ્ર લંછન કહીએ;
ચંદ્રપ્રભુ જિન આઠમા, નામે ગહગહીએ, ૨
દોઢસો ધનુષનું જિન તનુ એ, દશ લાખ પુરવ આય;
રૂપવિજય પ્રભુ નામથી, દિનદિન દોલત થાય. ૩

---

## ૯ શ્રી સુવિધિજિન ચૈત્યવંદન.

સુવિધિ ભલી વિધિ સેવતાં, ભવભાવઠ ભંજે;
સુગ્રીવ રાય સુત સેવતાં, દુશ્મન નવિ ગંજે. ૧
મૃગ લંછન મન મોહતો, નયરી કાકંદી;
દોય લાખ પૂરવ આય, બોલે જયબંદી ૨
એકસો ધનુષ વર દેહડી, ઉજ્વલ વર્ણ ઉદાર;
રૂપવિજય કહે ભવી નમો, વામા માતા મલાર, ૩

---

## ૧૦ શ્રી શીતળજિન ચૈત્યવંદન.

ભદ્દિલપુર દઢરથ રાય, નંદા પટરાણી;
શીતલ જિનવર જન્મતાં, જગ કીર્ત્તિ ગવાણી. ૧
શ્રીવત્સ લંછન નેવું ધનુષ, દેહ સુવર્ણ સમાણી;
એક લાખ પૂરવ આયુ માન, કહે કેવળનાણી. ૨
સુખદાયક દશમા સદા એ, દે દોલત ભરપૂર;
રૂપવિજય કહે ભવી નમે, પ્રહ ઉગમતે સૂર. ૩

---

## ૧૧ શ્રી શ્રેયાંસનાથ ચૈત્યવંદન.

વિષ્ણુરાય કુળ કેશરી, માતા વિષ્ણુએ જાયો;
ખડ્ગી[1] લંછન એંશી ધનુષ, રવિ સુરપતિ ગાયો. ૧
લાખ ચોરાશી વરસ આયુ, ભવિજન મન ભાયો;
શ્રી શ્રેયાંસ જિનેશ્વર, દીઠે સુખ પાયો. ૨

---

૧ ગેંડો.

સુવર્ણ વર્ણે દેહડીએ, સિંહપુરી અવતાર;
રૂપવિજય કહે મુજ મળ્યો, ત્રિભુવન તારણહાર. ૩

---

## ૧૨ શ્રી વાસુપૂજ્ય ચૈત્યવંદન.

દેવલોકથી દીપતી, નગરી વર ચંપા;
વાસુપૂજ્ય જિન જન્મ ઠામ, વસે લોક સુચંપા. ૧
વસુપૂજ્ય રાજા રાજીઓ, જયા જસ પટરાણી;
સીત્તેર ધનુષ દેહ રાતડી, મહિષ[૨] લંછન જાણી. ૨
વર્ષ બહોતેર લાખનું એ, આયુ કહે જગનાથ;
રૂપવિજય કહે નિત્ય જપો, શિવપુર મારગ સાથ. ૩

---

## ૧૩ શ્રી વિમલનાથ ચૈત્યવંદન.

વંદો વિમલ જિનેંદ્ર ચંદ્ર, સુખસંપત્તિદાતા;
કંપિલપુર કૃત વર્મરાય, શ્યામા જસ માતા. ૧
સાઠ ધનુષ પર દેહ માન, દીપે વિખ્યાતા;
સુવર્ણ વર્ણ વિરાજમાન, ગુણ સુર નર ગાતા. ૨
સાઠ વર્ષ લક્ષ આઉખું એ, સૂકર[૩] લંછન પાય;
વિનયવિજય ઉપાધ્યાયનો, રૂપવિજય ગુણ ગાય. ૩

---

## ૧૪ શ્રી અનંતનાથ ચૈત્યવંદન.

અનંત જિનેશ્વર ચૌદમા, અયોધ્યાએ અવતરીઆ;
સિંહસેન કુળ કેશરી, સુરે ઉર ધરીઆ. ૧

---

૨ પાડો. ૩ સુવર

દેહ ધનુષ પચાસ માન, ગુણસૂત્રે ભરીઆ;
વર્ષ ત્રીશ લાખ આઉખે, શ્રી કેવલ વરીઆ. ૨
સિંચાણો લંછન સહીએ, કનક વર્ણ પ્રભુ દેહ;
રૂપવિજય કહે સાહિબા, તુજસું અવિહડ પ્રેમ. ૩

## ૧૫ શ્રી ધર્મનાથ ચૈત્યવંદન.

ધર્મધુરંધર ધર્મનાથ, ધર્મ સુવ્રતા માયા;
ભાનુરાય સુત ભાનુ જેમ, સુરવધુ હુલ્લરાયા. ૧
ધનુષ પીસ્તાલીશ દેહ માન, વજ્ર લંછન ધાયો;
વરસ લાખ જસ આઉખું, હેમ વર્ણ સુહાયો. ૨
રત્નપુરી નયરી ધણીએ, પન્નરમાં ભગવંત;
રૂપવિજયનો સાહિબો, કેવળ કમળાકંત. ૩

## ૧૬ શ્રી શાંતિનાથ ચૈત્યવંદન.

શાંતિકરણ શ્રી શાંતિનાથ, ગજપુર ધણી ગાજે;
વિશ્વસેન અચિરાતણો, સુત સમળ દીવાજે. ૧
ચાળીશ ધનુષ કનક વર્ણ, મૃગ લંછન છાજે;
લાખ વરસનું આઉખું. અરિજન મદ ભાજે. ૬
ચક્રવર્તી પ્રભુ પાંચમા એ, સોલસમા જગદીશ;
રૂપવિજય મન તું વસ્યો, પૂરણ સકલ જગીશ. ૯

## ૧૭ શ્રી કુંથુનાથ ચૈત્યવંદન.

સત્તરમા શ્રી કુંથુનાથ શ્રીરાણીએ જાયો;
ગજપુર નગરે સુર રાય, ઉદ્‌ભટ વાય સુવાયો. ૧

સહસ્ત્ર પંચાણું વર્ષ આયુ, છાગ[1] લંછન પાયો;
ધનુષ પાંત્રીશ દેહડી, હેમ વર્ણ સોહાયો. ૨
ચોસઠ સહસ્ત્ર વધુ ધણીએ, પાયકસંખ[2] ન પાર;
રૂપવિજય કહે સાહિબા, તું તરીઓ મુજ તાર. ૩

---

## १८ श्री अरनाथ चैत्यवंदन.

રાય સુદર્શન ગજ પુરે દેવી પટરાણી;
લંછન નંદાવર્ત જાસ, અરજિન ગુણ ખાણી. ૧
ત્રીશ ધનુષ વર દેહડી, હેમ વર્ણે જાણી;
વર્ષ ચોરાશી સહસ્ત્ર આયુ, કહે જિનવર વાણી. ૨
ચક્રવર્તી પ્રભુ સાતમોએ, અઢારમો મુજ દેવ;
રૂપ કહે ભવિજન તમે, કરો નિત્ય નિત્ય સેવ. ૩

---

## १९ श्री मल्लिनाथ चैत्यवंदन.

મલ્લીનાથ ઓગણીશમા, મિથિલાપતિ વંદો;
પ્રભાવતી માત જન્મીઆ, કુંભરાજ કુળચંદો. ૧
સહસ્ત્ર પંચાવન વર્ષ આયુ, નીલવર્ણ જિણંદો;
પચીશ ધનુષ દેહ માન, ટાળે ભવ ફંદો. ૨
લંછન કલશ સોહામણોએ, સેવે સુર નર વૃંદો;
વિનયવિજય ઉવઝાયનો, રૂપ લહે આણંદો. ૩

---

૧ બોકડો. ૨ પદાતિની સંખ્યાનો.

## ૨૦ શ્રી મુનિસુવ્રતજિન ચૈત્યવંદન.

જપો નિરંતર સ્નેહ શું, વીશમા જિનરાય;
સુમિત્ર રાય પદ્મઆવતી, સુતશું મુજ માય[1] ૧
[2]કચ્છપ લંછન ધનુષ વીશ, શ્યામવર્ણી કાયા;
ત્રીશ સહસ્ર વર આઉખું, હરિવંશ દીપાયા. ૨
મુનિસુવ્રત મહિમાનિલોએ, નગરી રાજગૃહી જાસ;
રૂપવિજય કહે સાહિબા, નામે લીલવિલાસ. ૩

---

## ૨૧ શ્રી નમિનાથ ચૈત્યવંદન.

વિજય વપ્રા સુત ધણી, મિથિલાનો નાથ;
ધનુષ પંદર હેમવર્ણ, મેળે શિવ સાથ. ૧
લંછન નીલ કમળ જાસ, તરીઆ ભવ પંથો;[3]
નમિ નમંતાં સ્નેહ શું, અમે થયા સનાથો. ૨
દશ હજાર વર્ષ આઉખું એ, એકવીશમા મુજ સ્વામ;
રૂપ કહે પ્રભુ સાંભળો, મન મોહ્યું તુમ નામ. ૩

---

## ૨૨ શ્રી નેમિનાથ ચૈત્યવંદન.

રાજુલ વર શ્રી નેમનાથ, શામળીઓ સારો;
શંખ લંછન દશ ધનુષ દેહ, મન મોહનગારો. ૧
સમુદ્રવિજય રાય કુલતિલો,[4] શીવાદેવી સુત પ્યારો,
સહસ્ર વર્ષનું આઉખું, પાળી સુખકારો. ૨

---

૧ માયા–પ્રીતિ. ૨ કાચબો. ૩ ભવસમુદ્ર. ૪ કુળમાં તિલક સમાન.

ગિરનારે મુક્તિ ગયાએ, સોરીપુરે અવતાર;
રૂપવિજય કહે વાલહો, જગજીવન આધાર. ૩

---

## ૨૩ श्री पार्श्वनाथनुं चैत्यवंदन.

જય જય જય શ્રી પાર્શ્વનાથ, સુખસંપત્તિકારી;
અશ્વસેન વામાતણો, નંદન મનોહારી. ૧
નીલ વર્ણ નવ હસ્ત દેહ, અહિ લંછનધારી;
એકસો વર્ષને આઉખે, વરી લક્ષ્મી સારી. ૨
જન્મ ઠામ વાણારસીએ, પ્રત્યક્ષ પરતો[1] દેવ;
સાંનિધ્યકારી સાહિબો, રૂપ કહે નિત્ય મેવ. ૩

---

## ૨૪ श्री महावीरस्वामी चैत्यवंदन.

વર્ધમાન ચોવીશમા, ક્ષત્રિય કુળ જાણો;
સિદ્ધારથ ત્રિશલાતણો, નંદન સપરાણો. ૧
સુવર્ણ વર્ણી સાત હાથ, સિંહ લંછન સોહે;
વર્ષ બહોંતેર આયુ જાસ, ભવિજન મન મોહે. ૨
અપાપાએ શિવસુખ લહ્યાએ, વીર જિનેશ્વર રાય;
વિનયવિજય ઉવઝાયનો, રૂપવિજય ગુણ ગાય. ૩

इति चोवीशजिन चैत्यवंदन संपूर्ण.

---

૧ પ્રત્યક્ષ પ્રતાપવાળા-પ્રભાવવાળા.

## श्री पुंडरीकस्वामीनुं चैत्यवंदन.

શ્રી શત્રુંજય માહાત્મ્યની, રચના કીધી સાર;
પુંડરગિરિના સ્થાપનાર, પ્રથમ જિન ગણધર. ૧
એક દિન વાણી જિનતણી, સૂણી થયો આનંદ;
આવ્યા શત્રુંજય ગિરિ, પંચ ક્રોડ સહ રંગ. ૨
ચૈત્રી પુનમને દિને એ, શિવશું કીધો યોગ;
નમીએ ગિરિને ગણધરૂ, અધિક નહીં ત્રિલોક. ૩

---

## श्री पंचतीर्थनुं चैत्यवंदन.

સિદ્ધાચળ ગિરનાર ગિરિ, અર્બુદ અતિ ઉત્તંગ;
સમેતશિખર જિન વીશનાં, મોક્ષ કલ્યાણક ચંગ. ૧
કોટિશિલા અષ્ટાપદે, મેરૂ રૂચક સમીપ;
શાશ્વત જિનવર ગૃહ ઘણા, શ્રીનંદીશ્વર દ્વીપ. ૨
દેવલોક ગ્રૈવેક છે, ભવનપતિ વર ભવન;
જિનવર બિંબ અનેક છે, પૂજું તે સર્વ સુમન. ૩
વિહરમાન જિનવર ભલા, અતીત અનાગત અદ્ધા;
નામ સ્થાપના દ્રવ્ય ભાવ, ચાર નિક્ષેપા લદ્ધા. ૪
સહેજાનંદી સુખકરૂ એ, પરમ દયાળ પ્રધાન;
પુન્યમહોદયે પૂજતાં, લહીએ પરમ કલ્યાણ. ૫

---

## श्री आदीश्वर जिन चैत्यवंदन.

ધુર સમરૂં શ્રી આદિદેવ, વિમલા ચલ સોહીએ;
સુરતિ મૂર્ત્તિ અતિ સફળ, ભવિયણનાં મન મોહીએ. ૧

સુંદર રૂપ સોહામણો, જોતાં તૃપ્તિ ન હોય;
ગુણ અનંત જિનવરતણા, કહી નવ શકે કોય. ૨
વીતરાગ દર્શન વિના, ભવસાગરમાં રૂલીઓ;
કુગુરૂ કુદેવે ભોળવ્યો, ગાઢો જલ ભરીઓ. ૩
પૂર્વ પુણ્ય પસાઉલે, વીતરાગ મેં આજ;
દર્શન દીઠો તાહરો, તરણ તારણ જહાજ. ૪
સુરઘટ ને સુરવેલડી, આંગણે મુજ આઈ;
કલ્પવૃક્ષ ફળીઓ વળી, નવનિધિ મેં પાઇ. ૫
તુજ નામે સંકટ ટળે, નાસે વિષમ વિકાર,
તુજ નામે સુખસંપદા, તુજ નામે જયકાર. ૬
આજ સફળ દિન માહરો એ, સફળ થઇ મુજ જાત્ર;
પ્રથમ તીર્થંકર ભેટીઆ, નિર્મળ કીધાં ગાત્ર. ૭
સુરનર કિનર કિનરી, વિદ્યાધરની કોડ;
મુક્તિ પહોંચ્યા કેવળી; વંદુ બે કર જોડ. ૮
શત્રુંજય ગિરિ મંડણો એ, મરૂદેવા માત મલાર;
સિદ્ધિવિજય સેવક કહે, તુમ તરીઆ મુજ તાર. ૯

---

## શ્રી અતીત ચોવીશી ચૈત્યવંદન.

અતીત ચોવીશી પ્રથમ દેવ, જિન કેવળ[૧] જ્ઞાની;
નિર્વાણી[૨] સાગર[૩] મહા-જસ[૪] વિમલ[૫] અભિધાની. ૧
સર્વાનુભૂતિ[૬] શ્રીધર[૭] સુદત્ત,[૮] દામોદર[૯] સુતેજા;[૧૦]
સ્વામી[૧૧] સુવ્રત[૧૨] સુમતિ[૧૩] ને, શિવગતિ[૧૪] સુહેજા.[૧૫] ૨
અસ્તાઘ[૧૬] નેમીશ્વર[૧૭] અનિલ,[૧૮] યશોધર[૧૯] કૃતાર્થ[૨૦] જિનેશ;
શુદ્ધમતિ[૨૧] ને શિવંકરો,[૨૨] સ્યંદન[૨૩] સંપ્રતિ[૨૪] કહેશ. ૩

---

## अढार दोष वर्जित जिन चैत्यवंदन. ( १ लुं )

દાન[1] લાભ[2] [3]ભોગોપભોગ,[4] બળ[5] પણ* અંતરાય;
હાસ્ય[6] અરતિ[7] રતિ[8] ભય[9] દુર્ગંછા,[10] શોક[11] ષટ+ કહેવાય ૧
કામ[12] મિથ્યાત્વ[13] અજ્ઞાન[14] નિદ્રા,[15] અવિરતિ[16] એ પાંચ
રાગ[17] દ્વેષ[18] હોય દોષ એ, અઢારસ સંચ. ૨
એ જેણે દૂરે કર્યા એ, તેને કહીએ દેવ;
જ્ઞાનવિમળ પ્રભુ ચરણની, કીજે અહોનિશ સેવ. ૩

---

## अढार दोष वर्जित जिन चैत्यवंदन. ( २ जुं )

ક્રોધ[1] માન[2] મદ[3] લોભ[4] માય,[5] અજ્ઞાન[6] અરતિ[7] રતિ;
હિંસાદિક×[9-10-11] નિદ્રા[12]અને, મત્સર[13] ને અપ્રીતિ.[14]+ ૧
શોક,[15] ભય,[16] અને પ્રીતિ,[17] રતિક્રીડાપ્રસંગ;[18]
દોષ અઢાર પ્રગટ નિકટ, નહીં જેને અંગ. ૨
દેવ સર્વે શિર સેહરો એ, તે કહીએ નિરધાર;
જ્ઞા ન વિમળ પ્રભુ ભુવનનો, પુણ્યતણો ભંડાર. ૩

---

## श्री नेमिनाथ जिन चैत्यवंदन.

સમુદ્રવિજય કુલ ચંદ નંદ, શિવાદેવી જાયા;
જાદવ વંશ નભોમણિ, શૌરિપુર ઠાયા. ૧

---

* પાચ. + છ. × હિંસા-અસત્ય ને અદત્ત. + આને બદલે આગલી ગાથાઓમા હાસ્ય કહેલ છે.

બાળથકી બ્રહ્મચર્ય ધર, ગત માર[1] પ્રચાર;
ભકિત નિજ આત્મિક ગુણુ, ત્યાગી સંસાર. ૨
નિષ્કારણુ જગજીવનો એ, આશાનો વિશ્રામ;
દીનદયાળ શિરોમણિ, પૂરણ સુરતરૂ કામ. ૩
પશુ પોકાર સુણી કરી, છાંડી ગ્રહવાસ;
તત્ક્ષણુ સંજમ આદરી. કરી કર્મનો નાશ. ૪
કેવળશ્રી પામી કરી એ, પહોંચ્યા મુકિત મોઝાર;
જન્મ મરણુ ભવ ટાળવા, જ્ઞાન સદા સુખકાર ૫

---

## श्री वीश विहरमान जिन चैत्यवंदन.

સીમંધર યુગમંધર પ્રભુ. બાહુ સુબાહુ ચાર;
જંબૂદ્વીપના વિદેહમાં, વિચરે જગદાધાર. ૧
સુજાતસાહેબ ને સ્વયંપ્રભુ, ઋષભાનન ગુણુમાલ;
અનંતવીર્ય ને સુરપ્રભુ. દસમા દેવ વિશાલ. ૨
વજ્રધર ચંદ્રાનન નમું, ધાતકી ખંડ મોઝાર;
અષ્ટ કર્મ નિવારવા, વંદુ વાર હજાર. ૩
ચંદ્રબાહુ ને ભુજંગમ પ્રભુ, નમિ ઈશ્વરસેન;
મહાભદ્ર ને દેવજશા, અજિતવીર્ય નામેણુ. ૪
આઠે પુષ્કર અર્ધમાં, અષ્ટમી ગતિ દાતાર;
વિજય આઠ નવ ચઉવીશમી, પણુવીશમી કિરતાર. ૫
જગનાયક જગદીશ્વરૂ એ, જગબંધવ હિતકાર;
વિહરમાનને વંદતા, જીવ લહે ભવ પાર. ૬

---

૧ કામદેવનો પ્રચાર.

## एकसो शीत्तेर जिन चैत्यवंदन.

સોળ જિનવર શ્યામળા, રાતા ત્રીશ વખાણ;
લીલા મરકત મણિસમા, અડત્રીશ ગુણ ખાણ. ૧
પીળા કંચન વર્ણ સમાં, છત્રીશ જિનચંદ;
શંખ વર્ણ સોહામણું, પચાસે સુખકંદ. ૨
શીત્તેર સો જિન વંદીએ એ, ઉત્કૃષ્ટા સમકાળ;
અજિતનાથ વારે હુઆ, વંદું થઇ ઉજમાળ. ૩
નામ જપંતા જિનતણું, દુર્ગતિ દૂરે જાય;
ધ્યાન ધ્યાતાં પરમાત્મનું, પરમ મહોદય થાય. ૪
જિનવર નામે જશ ભલો, સફલ મનોરથ સાર;
શુદ્ધ પ્રતીતિ જિનતણી, શિવસુખ અનુભવ પાર. ૫

---

## प्रदक्षिणानुं चैत्यवंदन.

કાળ અનાદિ અનંતથી, ભવભ્રમણનો નહીં પાર;
તે ભ્રમણા નિવારવા, પ્રદક્ષિણા દઉં ત્રણ વાર ૧
ભમતીમાં ભમતાં થકા, ભવભાવઠ દૂરે પળાય;
દર્શન જ્ઞાન ચારિત્રરૂપ, પ્રદક્ષિણા ત્રણ દેવાય. ૨
જન્મ મરણાદિ ભય ટળે, સીજે જો દર્શન કાજ;
રત્નત્રય પ્રાપ્તિ ભણી, દર્શન કરો જિનરાજ. ૩
જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન પરમ સુખહેત;
જ્ઞાન વિના જગ જીવડા, ન લહે તત્ત્વ સંકેત. ૪
ચય તે સંચય કર્મનો, રિક્ત કરે વળી જેહ;
ચારિત્ર નિર્યુક્તિએ કહ્યું, વંદો તે ગુણ ગેહ. ૫

દર્શન જ્ઞાન ચારિત્ર એ, રત્નત્રયી નિરધાર;
ત્રણ પ્રદક્ષિણા તે કારણે, ભવ:દુખ ભંજનહાર. ૯

---

## સીમંધર સ્વામીનું ચૈત્યવંદન.

સીમંધર જિન વિચરતા, સોહે વિજય મોઝાર;
સમવસરણ રચે દેવતા, બેસે પર્ષદા બાર. ૧
નવતત્ત્વની દીએ દેશના, સાંભળી સુર નર કોડ;
ષટ દ્રવ્યાદિક વર્ણવે, લે સમકિત કર જોડ. ૨
ઇહાં થકી જિન વેગળા, સહસ્ર તેત્રીશ શત એક,
સત્તાવન જોજન વળી, સત્તર કળા સુવિશેષ. ૩
દ્રવ્યથકી જિન વેગળા, ભાવથી હૃદય મોઝાર;
ત્રહું કાળે વંદન કરૂં, શ્વાસમાંહે સો વાર. ૪
શ્રી સીમંધર જિનવરૂ એ, પૂરે વાંછિત કોડ;
કાંતિવિજય ગુરૂ પ્રણમતાં, ભક્તિ બે કર જોડ.

---

## શ્રી બાવન જિનાલયનું ચૈત્યવંદન.

શુદિ આઠમ ચંદ્રાનન, સર્વજ્ઞાની ગણીજે:
ઋષભાનન શુદિ ચૌદશે, શાશ્વત નામ ભણીજે. ૧
અંધારી આઠમ દિને, વર્ધમાન જિન નમીએ;
વારિષેણ વદ ચૌદશે, નમતાં પાપ નિગમીએ. ૨
બાવન જિનાલય તપ એ, ગુણ ગણણો સુખકાર;
શ્રી શુભ વીરને શાસને, કરીએ એક અવતાર. ૩

## विहरमान जिन चैत्यवंदन.

ચઉ જિન જંબુદ્વીપમાં, અડ ધાતકીખંડે;
પુષ્કરાર્ધે આઠ જાણીએ, એમ વીશ અખંડે ૧
અડ પણુવીશ ચોવીશમી, નવમી વિજયે વિચરંતા;
બાળ તરૂણ નૃપપદપણે, વળી અપર અરિહંતા. ૨
શીત્તેર સો ઉત્કૃષ્ટથી એ, ભરહેરવય પ્રમાણ;
જ્ઞાનવિમળ જિનરાજની, શીર ધરીએ શુભ આણ. ૩

---

## श्री महावीरना पंचकल्याणकनुं चैत्यवंदन.

સિદ્ધારથ સુત વંદીએ, ત્રિશલાદેવી માય;
ક્ષત્રિયકુંડમાં અવતર્યા, પ્રભુજી પરમ દયાળ. ૧
ઉજવળી છઠ આષાઢની. ઉત્તરા ફાલ્ગુની સાર;
પુષ્પોત્તર વિમાનથી, ચવીઆ શ્રી જિનભાણ. ૨
લક્ષણ અડહિય સહસ્ત્ર એ, કંચનવર્ણી કાય;
મૃગપતિ લંછન પાઉલે, વીર જિનેશ્વર રાય. ૩
ચૈત્ર શુદિ તેરશ દિને, જન્મ્યા શ્રી જિનરાય;
સુર નર મળી સેવા કરે, પ્રભુનું જન્મ કલ્યાણ. ૪
માગશર વદિ દશમી દિને, લીએ પ્રભુ સંજમ ભાર;
ચઉનાણી જિનજી થયા, કરવા જગ ઉપકાર. ૫
સાડાબાર વરસ લગે, સહ્યા પરિષહ ઘોર;
ઘનઘાતી ચઉ કર્મ જે, વજી કર્યાં ચકચુર. ૬
વૈશાક શુદિ દશમી દિને, ધ્યાન શુકલ મન ધ્યાય;
શમી વૃક્ષ તળે પ્રભુ, પામ્યા પંચમ નાણ. ૭

સંઘ ચતુર્વિધ સ્થાપવા, દેશના દીએ મહાવીર;
ગૌતમ આદિ ગણધરૂ, કર્યા વજીર હજુર. ૮
કાર્તિક વદિ અમાવાસ દિને, શ્રી વીર લહ્યા નિર્વાણ;
પ્રભાતે ઇંદ્રભૂતિને, આપ્યું કેવળ નાણ. ૯
જ્ઞાન ગુણે દીવા કયા એ, કાર્તિક કમળા સાર;
પુણ્યે મુક્તિ વધૂ વર્યા, વરતી મંગળ માળ. ૧૦

---

## ૧૪૫૨ ગણધરનું ચૈત્યવંદન.

( ચોપાઇ. )

સરસ્વતી આપે સરસ વચન, શ્રીજિન થુણતાં હરખે મન;
જિન ચોવીશે ગણધર જેહ, પભણુ સંખ્યા સુણો તેહ. ૧
ઋષભ ચોરાશી ગણધર દેવ, અજિત પંચાણું કરો નિત્ય સેવ;
શ્રી સંભવ એકસો વળી દોય, અભિનંદન એકસો સોળ હોય. ૨
એકસો સુમતિ શિવપુર વાસ, પદ્મપ્રભુ એકસો સાત ખાસ,
સ્વામી સુપાર્શ્વ પંચાણું જાણ, ચંદ્રપ્રભુ ત્રાણું ચિત્ત આણ. ૩
અઠયાશી સુવિધિ પુષ્પદંત, એકાશી શીતલ ગુણવંત;
શ્રેયાંસ જિનવર છોંતેર સુણો, વાસુપૂજ્ય છાસઠ ભવી ગણો. ૪
વિમલનાથ સત્તાવન સુણો, અનંતનાથ પચાસજ ગુણો;
ત્રેંતાલીશ ગણધર ધર્મ નિધાન, શાંતિનાથ છત્રીશ પ્રધાન. ૫
કુંથુ જિનેશ્વર કહું પાંત્રીશ; અરજિન આરાધો તેત્રીશ;
મલ્લી અઠ્ઠાવીશ આનંદ અંગ, મુનિસુવ્રત અષ્ટાદશ સંગ. ૬
નમિનાથ સત્તર સંભાળ. એકાદશ નમો નેમ દયાળ;
દશ ગણધર શ્રી પાર્શ્વકુમાર, વર્ધમાન એકાદશ ધાર. ૭

સર્વ મળી સંખ્યા એ સાર, ચૌદસો બાવન ગણધાર;
પુંડરિક ને ગૌતમ પ્રમુખ, જસ નામે લહીએ બહુ સુખ. ૮
પ્રહ ઉઠી જપતાં જય જયકાર, ઋદ્ધિ વૃદ્ધિ વાંછિત દાતાર;
રત્નવિજય સત્યવિજય બુધરાય, તસ સેવક વૃદ્ધિવિજય ગુણ ગાય. ૯

---

## श्री सीमंधरस्वामीनुं चैत्यवंदन.

વિમલ કેવલ જ્ઞાન કમલા—એ દેશી.

જયતુ જિન જગદેકભાનુ, કામ કશ્મલ તમહરં;
દુરિત ઓઘ વિભાવ વર્જિત, નૌમી શ્રી જિનમંધરં. ૧
પ્રભુ પાદપદ્મે ચિત્ત લયનો, વિષય દોલિત નિર્ભરં;
સંસાર રાગ અસાર ધાતિક, નૌમિ શ્રી જિનમંધરં. ૨
અતિ રોષ વન્હિ માન મહીધર. તૃષ્ણાજલધિ હતકરં;
વંચનોર્જિત જંતુઓધક, નૌમિ શ્રી જિનમંધરં. ૩
અજ્ઞાન તર્જિત રહિત ચરણં, પરગુણોમેં મત્સરં;
અરતિ અર્દિત ચરણ સરણં, નૌમિ શ્રી જિનમંધરં. ૪
ગંભીર વદનં ભવતુ દિન દિને, દેહિ મે પ્રભુ દર્શનં;
ભાવવિજય શ્રી દદતુ મંગલ, નૌમિ શ્રી જિનમંધરં. ૫

---

## आवती चोवीशीनुं चैत्यवंदन.

( તે કોના કોના જીવ છે તેનાં નામ સહિત. )

પદ્મનાભ પહેલા જિણંદ, શ્રેણિક નૃપ જીવ;
સૂરદેવ બીજા નમું, સુપાસ શ્રાવક જીવ. ૧

શ્રી સુપાસ ત્રીજા વળી, જીવ કોણિક[1] ઉદાયી;
સ્વયંપ્રભ ચોથા જિણંદ, પોટિલ મુનિ ભાઈ. ૨
સર્વાનુભૂતિ જિન પાંચમા એ, દઢાયુ શ્રાવક જાણ;
દેવશ્રુત છઠ્ઠા જિણંદ, કાર્તિક શેઠ વખાણ. ૩
શ્રી ઉદય જિન સાતમા, શંખ શ્રાવક જીવ;
શ્રી પેઢાલ જિન આઠમા, આણંદ મુનિ જીવ. ૪
પોટિલ નવમા વંદીએ, જીવ જેહ સુનંદ;
શતકીર્તી દશમા જિણંદ, સત્વ× શ્રાવક આણંદ. ૫
સુવ્રત જિન અગ્યારમા, દેવકી રાણી જાણ;
અમમ જિનવર બારમા, જીવ કેશવ[2] ગુણખાણ. ૬
નિષ્કષાય જિન તેરમા, સત્યકી વિદ્યાધર;
નિષ્પુલાક જિન ચૌદમા, બળભદ્ર સુહંકર. ૭
શ્રી નિર્મમ જિન પંદરમા, જીવ સુલસા શ્રાવિ[3];
ચિત્રગુપ્ત જિન સોળમા, રોહિણી જીવ ભાવી. ૮
શ્રી સમાધિ જિન સત્તરમા, રેવતી શ્રાવિકા જાણ;
સંવર જિન અઢારમા, જીવ શતાનિક વખાણ. ૯
શ્રી યશોધર ઓગણીશમા, જીવ કૃષ્ણદ્વીપાયન;
વિજય નામે વીશમા જિન, જીવ કર્ણ સહાયન. ૧૦
એકવીશમા શ્રી મલ્લીનાથ, કૃષ્ણ નારદ[4] કહીએ;
અંબડ શ્રાવક જીવ દેવ, બાવીશમા લહીએ. ૧૧
અનંતવીર્ય ત્રેવીશમા એ, જીવ અમરનો જેહ;
ભદ્રંકર જિન ચોવીશમા, સ્વાતિ બુદ્ધ ગુણ ગેહ. ૧૨

---

૧ કોણિકના પુત્ર ઉદાયી. ૨ કૃષ્ણ. ૩ શ્રાવિકા. ૪ કૃષ્ણવાસુદેવના વખતમાં નારદ હતા તે. × જીવ.

એ ચોવીશે જિનવરા, હોશે આવતે કાળે;
ભાવ સહિત તે વંદીએ, કર જોડીને બાળે. ૧૩
લંછન વર્ણ પ્રમાણ આયુ, અંતર સવિ સરખાં;
સંપ્રતિ જિન ચોવીશ પરે, ચઢતે સવિ નીરખ્યાં. ૧૪
પંચ કલ્યાણક તેહનાં એ, હોશે એહીજ દિવસ;
ધીરવિમળ ગુરૂનો કહે, જ્ઞાનવિમળ સૂરીશ. ૧૫

---

## श्री सामंधर जिन चैत्यवंदन.

વંદુ જિનવર વિહરમાન, સીમંધર સ્વામી.
કેવળ કમળા કાંત દાંત, કરૂણા રસ ધામી. ૧
કંચનગિરિ સમ દેહ કાંત, વૃષ લંછન પાય;
ચોરાશી લક્ષ પૂર્વ આયુ, સેવિત સુર રાય. ૨
છઠ્ઠ ભત્ત સંયમ લિયો એ, પુંડરિકિણી ભાણ,
દ્યો પ્રભુ દર્શન સંપદા, કારણ પરમ કલ્યાણ. ૩

---

## श्री ऋषभजिन चैत्यवंदन.

નાભિ નરેશ્વર કુળ કમળ, દિનકર સમ કહીએ;
યુગલા ધર્મ નિવારણો, જગસ્થિતિ શિવ લહીએ. ૧
વંશ ઇક્ષ્વાકે રાજહંસ, મરૂદેવી નંદ;
આનંદ કંદ જિણંદ ચંદ, ટાળે ભવ ફંદ. ૨
ઋષભ જિનેશ્વર પાય નમી, આણી ભાવ અપાર;
પ્રીતિવિજય કહે સાહિબા, આવાગમન નિવાર. ૩

---

## શ્રી પાર્શ્વનાથનું ચૈત્યવંદન.

જય જય શિખર ગિરીશ ઈશ, વીશ જિનેશ્વર નામી;
અણુસણ કરી ઈહાં કણે, પંચમી ગતિ પામી. ૧
બીજા પણ બહુ મુનિવરા, શિવગતિના ગામી;
પરમાતમ પદ પામીઆ, વંદુ શિર નામી; ૨
એ અવદાત સુણી કરી, હું એ પદ કામી;
આવ્યો છું તુજ આગળે, કીમ કીજે ખામી. ૩
શ્રી શામળીઆ પાર્શ્વનાથ, તું છું દીનદયાળ;
એ અરજી સુણી માહરી, દ્યો શિવપદ શાળ. ૪
હું અનાથ ભમીઓ ઘણું ન મલ્યો તુમ સમ નાથ,
આપી પદ પોતાતણું, રાખો નિજ સાથ. ૫
રાગ રીસ ક્રોધે ભર્યો, નિંદક ને અવિવેક;
એ સઘળું ઉવેખીને, રાખો મુજ ટેક. ૬
મુજ પાપીના પાપને, દૂરે કરી હજુર;
નિજ લક્ષ્મીને આપશો, આશા છે ભરપૂર. ૭

---

## શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથનો છંદ.

પ્રભુ પાસજી તાહરૂં નામ મીઠું, ત્રિહું લોકમાં એકલું સાર દીઠું;
સદા સમરતાં સેવતાં પાપ નીઠું, મન માહરે તાહરૂં ધ્યાન બેઠું. ૧
મન તુમ પાસે વસે રાત દિસે, મુખપંકજ નીરખવા હંસ હીસે;
ધન્ય તે ઘડી જે ઘડી નયણુ દીસે, ભક્તિભાવે કરી વીનવીજે. ૨
અહો એહ સંસાર છે દુઃખ દોરી, ઇંદ્રજાળમાં ચિત્ત લાગ્યું ઠગોરી;
પ્રભુ માનીએ વિનતિ એક મોરી, મુજતાર તું તાર બલિહારી તોરી. ૩

સહી સ્વપ્ન જંજાળને સંગ મોહ્યો, ઘડિયાળમાં કાળ ગમતો ન જોયો;
સુધા એમ સંસારમાં જન્મ ખોયો, અહો ઘૃતતણુ કારણે
જળ વલોવ્યો. ૪
એ તો ભમર લોકે સુચા ભ્રાંતિ ધાયો, જઇ શુકતણી ચંચુ માંહે
ભરાયો;
શુકે જંબુ જાણી ગળે દુઃખ પાયો. પ્રભુ લાલચે જીવડો
એમ વાહ્યો. ૫
ભમ્યો ભર્મ ભૂલ્યો રમ્યો કર્મ ભારી, દયા ધર્મની શર્મ મેં
ના વિચારી;
તારી નમ્ર વાણી પરમ સુખકારી, ત્રિહું લોકના નાથ મેં નવિ
સંભારી. ૬
વિષયવેલડી શેલડી કરી અજાણી, ભજી મોહતૃષ્ણા તજી તુજ-
વાણી;
એહવો ભલો ભુંડો નિજ દાસ જાણી, પ્રભુ રાખીએ બાંહીની
છાંય પ્રાણી. ૭
મોરા વિવિધ અપરાધની કોટિ સહીએ, પ્રભુ શરણે આવ્યા
તણી લાજ વહીએ;
વળી ઘણી ઘણી વિનતિ એમ કરીએ, મુજ માનસસરે પરમ
હંસ રહીએ. ૮

કળશ.

એમ કૃપામૂર્ત્તિ પાર્શ્વસ્વામી, મુકિતગામી ધ્યાઇએ,
અતિ ભકિતભાવે વિપત્તિ જાવે, પરમ સંપત્તિ પાઇએ;
પ્રભુ મહિમા સાગર ગુણ વૈરાગર, પાસ અંતરિક્ષ જે સ્તવે,
તસ સકળ મંગળ જયજયારવ, આનંદવર્ધન વિનવે. ૯

## નવકારનો છંદ.

સમર રે જીવ નવકાર નિત્ય સ્નેહશું, અવર કાં આલપંપાળ જંખે
વર્ણ અડસઠ નવકારના નવપદ, સંપદા આઠ અરિહંત ભાખે, ૧
શત્રુંજયતીર્થ સમ તીર્થ ન કો ભ્રજંત, પયણુ વીતરાગ સમ
કો ન કહેશે;
મંત્ર નવકાર સમ મંત્ર જપો ન કો, આદિ ને અંત હુવો ન હોશે. ૨
આદિ અક્ષર[1] નવકાર તે નરકના, સાત સાગર ટળે નહીં અધુરી
એક પદ[2] ઉચ્ચરે દુરિત દુરિયા ટળે, સાગર આયુ પચાસ પૂરી. ૩
સયલ પદ સમરતાં પાંચસો સાગરા, સહસ્ત્ર ચઉપન્ન નવકારવાળી;
હર્ષ ધરી એકસો આઠ નવક ર ગણે, પંચલક્ષ સાગર નરકાયુ ટાળી ૪
લાખ એક જાપ જિન પૂજી પૂરો જપે, પદવી પામે અરિહંત કેરી;
અશોક તરૂવર તળે બાર પર્ષદા મળે, ગડગડે ગગન ભેરી નફેરી. ૫
આઠસો આઠ વળી આઠ સહુસા વળી, આઠ લખણા વળી આઠ કોડિ;
મુકિત લલના વરે પ્રીતવિમળ કહે, આપણાં કર્મ આઠે વિછોડી ૬

---

## શ્રી આદીશ્વર ભગવાનની વિનતિ.

શ્રી આદિનાથ નિર્વાણી, નમું મેં ધ્યાની, નમું મેં ધ્યાની,
ભવિ જીવ તરનકે કાજ, બનાઇ બાની.
તુમ નાભિરાય કુળધારી, બડે અવતારી, બડે અવતારી,
ખુલ રહી ખલકમેં ખુબ કેશરકી કયારી;
તુમે મમતા મનકી મારી, આતમા તારી, આતમા તારી,
તજ દીની પ્રીત વિષયનકી, જાન કર ખારી;
તુમે કરી મુકિત પટરાણી, જગતમેં જાની, જગતમે જાની ભવિ૦ ૧

---

૧ પહેલો એક અક્ષરજ. ૨ આખું પહેલું પદ.

જાણ્યા સુરનર સુખ રાશિ, હુઆ ઉદાસી, હુઆ ઉદાસી,
જલ ગઇ જબર જંજાલ, જગતકી ફાંસી;
તુમ જગતપતિ અવિનાશી, મુકિતકે વાસી, મુકિત કે વાસી,
શિવમંદિરમેં સુખ સેજ, બીછાઇ ખાસી;
તુમ કરી સફળ જીંદગાની, મેરે મન માની, મેરેમનમાની,ભ૦૨
બડે જ્યોતિવંત જિનરાજ, જગતમેં બાજે, જગતમેં બાજે,
તેરો હરિશણ હે સુખદાયી સુધારે કાજે;
તેરી ધુની ગગનમેં ગાજે, બે સુરપતિ લાજે, બે સુરપતિ લાજે,
ગલ ગયા ગર્વ પાખંડ, કામના ભાજે;
નાટકનાચે ઇંદ્રાણી, અધિક ધુનિ આણી, અધિક ધુનિઆણી,ભ૦૩
તેરી મહિમા કહી ન જાવે, પાર નહીં પાવે, પાર નહીં પાવે,
ગંધર્વ સુરપતિ સબ દેવ તેરે ગુન ગાવે;
તેરે ચરણુંમેં લપટાઇ, સરસ લય લાવે, સરસ લય લાવે,
નર નાર હિયાકે માંહે, ભક્તિ તેરી ચ્હાવે;
તેરી તૃષ્ણા સબ વિરલાણી, મુક્તિકું ઠાણી, મુકિતકું ઠાણી,ભ૦૪
મરૂદેવી કુખકા જાયા, અમરપદ પાયા, અમરપદ પાયા,
છપ્પન કુમારી નારી મીલી જસ ગાયા;
દુર્ગતિકા દુઃખ વિરલાયા, સફલ કરી કાયા, સફલ કરી કાયા,
જિનદાસ નિરંજન દેખ, સરણ તેરે આયા;
સમકિતકીસહજપીછાન, મીલી મોહે ટાણી, મીલીમોહે ટાણીભ૦૫

---

### શ્રી આદીશ્વર અથવા સંભવનાથ વિનતિ.

સુણો આદિજિન ( સંભવજિન ) રાજ અરદાસ મોરી,
લહી ભાગ્યથી આજ મેં ભેટ તોરી;
મહા પુણ્યના પુરથી નાથ પાયો, હવે કષ્ટ ભય દુષ્ટ દૂરે નસાયો.૧

ગયો કાળ બાળપણામાં અનંતો, વસ્યો મોહની આણમાંહુ ભમંતો;
દેખીમુખ તારૂ થયો ઉજમાળ, લહ્યો ધર્મનો આજ તારૂણ્યકાળ. ૨
મળ્યો ચરમ આવર્ત મોટો સખાઇ, પડયો પાતળો મોહ મહા દુઃખદાયી;
ગ્રંથીભેદથી તત્ત્વની દૃષ્ટિ પાઇ, પ્રભુ ઓળખ્યો તું અમોહી અમાયી. ૩
મીટયો આજ મિથ્યાત્વનો અંધકાર, થયો શુદ્ધ સમ્યકત્વનો ઝાતકાર;
રહ્યાં વેગળાં કાઠિયા કર્મ કાઠાં, અનંતાનુબંધી સવે દૂર નાઠાં. ૪
હવે ઉલ્લસી આપથી યોગશકિત, જાગી ચિત્તમાં તાહરીજોર ભકિત
ગયો આપ આપે સહુ ભ્રમજાળ, જાણ્યો દેવ તું એક જગમાં દયાળ. ૫
થયું સમરસે ચિત્ત શીતળ સુચંગ, ભળી વાસનાસહજ સંવેગરંગ;
ગયો તાપ નિષ્પાપ માર્ગ નિહાળી, મળી ચેતના સહચરીમાં રસાળી. ૬
મળ્યા સત્ય સંતોષ આદિ સુમિત્ર, શુભ ધ્યાન કલ્લોલ વાધ્યા વિચિત્ર;
થયો ગોપદ પ્રાય સંસારસિંધુ, વસ્યો તું મનમંદિરે વિશ્વબંધુ.૭
જિહાં ગરૂડ તિહાં નાગનો નહી પ્રચાર, સમય દાવ નાવે જિહાં મેઘધાર;[1]
દેખી કેસરી ગજઘટા દૂર નાસે, તુજ ધ્યાનથી તેમ સંસાર ત્રાસે.૮
પ્રભુ તું મીલ્યાથી હુવો હું સનાથ, કૃપાનાથતેં જન્મકીધોકૃતાર્થ;
ટળી આપદા સંપદા સર્વ આવી, પ્રભુ તાહરી ભકિત જો ચિત્ત ભાવી. ૯

---

૧ મેઘની ધારા હોય ત્યાં દાવાનળ ન હોઇ શકે-ન રહી શકે.

ઓ રાજો મહારાજ જો મુજ મન્ન, ન માગું પછી તેહુથી કાંઈ અન્ય;
ગ્રહો બાંહ્ય તો છેહ દેશો ન ક્યારે, મહાપુરૂષ તે શરણે આવ્યા
સુધારે. ૧૦
ઘણું શું કહું સ્વામી સર્વજ્ઞ આગે, તથાપિ કહું છું પ્રભુ ભકિતરાગે;
અભેદે મળો ક્ષીર ને જેમ નીર, તેથી હંસનું ચિત્ત થાયે સુધીર.૧૧

---

## શ્રી પરમાત્માનું ચૈત્યવંદન.

જગન્નાથને હું નમું હાથ જોડી, કરૂં વિનંતિ ભકિતશું માનમોડી;
કૃપાનાથ સંસાર કૂપાર[1] તારો લહ્યો પુણ્યથી આજ દેદાર સારો.૧
સોહિલા મળે રાજ્યદેવાદિ ભોગો, પરમ દોહિલો એક તુજ
ભકિત જોગો;
ઘણા કાળથી તું લહ્યો સ્વામી મીઠો, પ્રભુ પારગામીસહુ દુઃખ
નીઠો. ૨
ચિદાનંદરૂપી પરબ્રહ્મલીલા, વિલાસી વિભો ત્યકત કામાગ્નિ કીલા;
ગુણધાર જોગીશ નેતા અમાયી, જય ત્વં વિભો ભૂતળેસુખદાયી ૩
ન દીઠી જેણે તાહરી જોગ મુદ્રા, પડ્યા રાત દિસે મહા મોહનિદ્રા;
કેસી તાસહોશે ગતિ જ્ઞાન સિંધો, ભમંતાં ભવે હે જગજીવબંધો.૪
સુધાસ્યંદિતે દર્શન નિત્ય દેખે, ગણું તેહનો હે વિભો જન્મલેખે.
ત્વદાજ્ઞા વશે જે રહ્યા વિશ્વમાંહે, કરે કર્મની હાણ ક્ષણ એકમાંહે.૫
જિનેશાય નિત્યે પ્રભાતે નમસ્તે, ભવી ધ્યાન હોજો હૃદયેસમસ્તે;
સ્તવી દેવના દેવને હર્ષ પૂરે, સુખાંભોજ ભાળી ભજે હેજ ઉરે.૬
કહે દેશના સ્વામી વૈરાગ્ય કેરી, સુણે પર્ષદા બાર બેઠી ભલેરી;
સુધાંભોજ ધારા સમી તાપ ટાળે, બેહુ બાંધવા સાંભળેએકઢાળે ૭

---

૧ સમુદ્ર.

# પંડિત ઋષભદાસ કૃત ચૈત્યવંદન ચોવીશી.

---

## श्री ऋषभदेव चैत्यवंदन. १.

આદિ દેવ અરિહંત, ધનુષ પાંચસો કાયા;
ક્રોધ માન નહીં લોભ, કામ નહીં મૃષા ન માયા. ૧
નહીં રાગ નહીં દ્વેષ, નામ નિરંજન તાહરૂં;
દીઠું વદન વિશાળ, પાપ ગયું સવિ માહરૂં. ૨
નામે હું નિર્મળ થયો, જપુ જાપ જિનવરતણો;
કવિ ઋષભ ઇણિપરે ઉચ્ચરે, આદિદેવ મહિમા ઘણો. ૩

---

## श्री अजितनाथ चैत्यवंदन. २

અજિતનાથ અવતાર, સાર સંસારે જાણું;
જેણે જીત્યા મદ આઠ, ઇસ્યો અરિહંત વખાણું. ૧
રાજ ઋદ્ધિ પરિવાર, છોડી જેણે દીક્ષા લીધી;
ટાળી કર્મ કષાય, શિવનારી વશ કીધી ૨
અનંત સુખમાં ઝીલતો, પૂજી કર્મ આઠે ખપો;
કવિ ઋષભ ઇમ ઉચ્ચરે, અજિતનાથ નિત્યે જપો. ૩

---

## श्री संभवजिन चैत्यवंदन. ३

સંભવજિન સુકમાળ, શીયળ સંજમધારી;
વાણી ગંગ વિશાળ, સુણે નરપતિ ને નારી. ૧
અનંત જ્ઞાન જસ બુદ્ધિ, બંધ કર્મના કાપે;

સમર્યો સુખનિવાસ, મુક્તિગઢ હેલા[1] આપે. ૨
ત્રીજો જિન ત્રિભુવન વડો, ભક્તી નવિ ચુકો કદા;
કવિ ઋષભ ઇમ ઉચ્ચરે, સંભવજિન સેવો સદા. ૩

---

## શ્રી અભિનંદન ચૈત્યવંદન. ૪

અભિનંદન જિનદેવ, સેવ જસ સુરપતિ સારે;
સંવરરાયનો પુત્ર, સકળ દઃખ સોય નિવારે. ૧
તું બંધવ તું તાત, પાપ તુજ જાયે નાઠા;
દાલિદ્ર દુઃખ દોભાગ્ય, સોચ પણ જાયે નાઠા. ૨
ગુણ અનંત તાહરા પ્રભુ, ત્રિભુવન નહીં કો તુજ સમો;
કવિ ઋષભ ઇણિ પરે ઉચ્ચરે, અભિનંદન જિનવર નમો. ૩

---

## શ્રી સુમતિનાથ ચૈત્યવંદન. ૫

સુમતિનાથ સુખ વાસ, દાસ હું ભવ ભવ તાહરો,
કરૂં વિનતિ એક આવાગમન નિવારો. ૧
સેવકની કરો સાર, પાર પહેલાં ઉતારો;
ક્રોધ માન મદ લોભ, સોય ઉપજતાં વારો. ૨
દેવ નિરંજન નામ તુહ, તુજ નામે નિશ્ચય તર્યો;
કવિ ઋષભ એણિપરે ઉચ્ચરે, સુમતિનાથ પૂજા કરો. ૩

---

## શ્રી પદ્મપ્રભ ચૈત્યવંદન. ૬

શ્રીપદ્મપ્રભ સ્વામી, નામતો[2] નવય નિધાન;
કોસંબી નરનાથ, દેહનો પ્રવાલ[3] વાન. ૧

---

૧ ઉતાવળે. ૨ નાંમથી. ૩ પ્રવાળા જેવો રક્ત વર્ણ.

ત્રીશ લાખ પૂર્વ આય, તેહ પણ પૂરૂં પાળી;
પહોંચ્યા મુક્તિ મોઝાર, કર્મ આઠેને ટાળી, ૨
પદ્મ લંછન પાયે નમું, શ્રી જિનવર ધ્યાને રમું;
કવિ ઋષભ ઇણિપરે ઉચ્ચરે, પદ્મપ્રભ પૂજી જમું. ૩

## श्री सुपार्श्वजिन चैत्यवंदन. ७

દીઠો શ્રીસુપાસ, જાસ મુખ પૂનમ ચંદો;
નહીં બ્રહ્મા નહીં વિષ્ણુ, નહી ગરૂડ ગોવિંદો. ૧
નહીં ઇશ્વર નહીં ઇંદ્ર, નહીં કો તુજ નમુનો;
તું જિનવર જગદીશ, કંત તું મુક્તિવધુનો ૨
પરમેશ્વર તુજને કહું, તુજ વિણ ઓર ન કો વળી;
શ્રી સુપાર્શ્વ જિન પૂજતાં, ઋષભદાસ આશા ફળી. ૩

## श्री चंद्रप्रभ चैत्यवंदन. ८

શ્રી ચંદ્રપ્રભ રાય, કાય જસ ઉજવળ વરણી;
મુગટ કુંડલ ને હાર, તપે મુખ તેજ સો તરણી. [૧] ૧
અંગી બની અ અપાર, પુષ્પ તો પંચે વરણા;
તિલક બન્યો અતિ સાર, વળી વિવિધ આભરણા. ૨
અગર ધુપ આરતી, દીપ જયોતિ તો પ્રગટી;
કવિ ઋષભ કહે જિન પૂજતાં, પાપ પૂર ગયાં ઘટી ૩

## श्री सुविधिनाथ चैत्यवंदन ९

સુવિધિનાથ જિન જાપ, જપી જાણે યોગીંદ્ર;
સુરનર કિનર સોય, ધરૂ ધ્યાન બહુ ઇંદ્ર. ૧

૧ સો સૂર્ય.

નર નારી ઋષિરાય, પ્રભુ તુજ ધ્યાન સો ધ્યાયે;
ચક્રી ને બળદેવ સોય બેઠા ગુણ ગાયે. ૨
ત્રણ ભુવનમાં નિરખતાં, અવર ન બીજો કો વળી;
કવિ ઋષભ કહે જિન પૂજતાં, પાપ ગયાં સવિ પરજળી. ૩

---

## શ્રી શિતળનાથ ચૈત્યવંદન. ૧૦

શીતળ નામું શિષ, જપો જાપ જગદીશ;
દેખી તાહરૂં રૂપ, બ્રહ્મ[1] ઉર લાજ્યો ઇશ. ૧
ઇંદ્ર ચંદ્ર નાગેદ્ર, સોય નર નામ કહાયો;
નહીં જગ એહવો દેવ, જમલ[2] કોઇ તાહરે આવ્યો. ૨
તેજ સબળ તુઝ દેવ, લાજ્યો સુર[3] ગગને ભમે;
કવિ ઋષભ કહે જગ તે વડો, જે શ્રી જિનચરણે નમે. ૩

---

## શ્રી શ્રેયાંસજિન ચૈત્યવંદન. ૧૧

સુગુણ પુરૂષ શ્રેયાંસ, સિંહપુરી નરનાથ;
કનક વર્ણ જસ દેહ, રાય વિષ્ણુ તુજ તાત. ૧
ફાગણવદ બારશે, જન્મ તુજ સ્વામી જાણું;
ચોરાશી લક્ષ વરસ આય, તુજ સાર વખાણું. ૨
ઝુઝયો બુઝયો ઉગયો, લેઇ સંજમ મુક્તિ ગયો;
કવિ ઋષભ કહે શ્રેયાંસનો, જસ મહિમા જગમાં રહ્યો. ૩

---

૧ બ્રહ્મા. ૨ જોડલે. ૩ સૂર્ય.

## श्री वासुपूज्य जिन चैत्यवंदन. १२

વાસુપૂજ્ય જિન વિખ્યાત, માત જયાએ જાયો;
લેઇ ઇંદ્ર ઉત્સંગ,[1] મેરૂ માથે જઇ નાહ્યો.[2] ૧
આઠ સહસ્ર ચઉચઠ્ઠી, કળશ અડવિધના જાણી;
ન્હવણ કરે સુર સોઇ, વહે તિહાં પ્રવાહ પાણી. ૨
કુંડળ દોય ચંવર[3] ભલાં, અંગુઠે અમૃત ઠવ્યો;
કવિ ઋષભ ઇમ ઉચ્ચરે, વાસુપૂજ્ય જિન મહિમા હવો. ૩

---

## श्री विमळजिन चैत्यवंदन. १३

વંદો વિમળ જિણચંદ, જસ અતિશય ચઉતીશ;
અનંત જિનની માંહી, વાણી ગુણ પાંત્રીશ. ૧
દોષ અઢારે દુર, કર્મ આઠેને ટાળી;
અળગા તો મદ આઠ, ક્રોધ પણ ચારે ટાળી. ૨
પાપ અઢારે પરિહરી, સિદ્ધવધુ સ્વામી હવો;
કવિ ઋષભ એમ ઉચ્ચરે, વિમળનાથ ગુણ સંસ્તવો. ૩

---

## श्री अनंतनाथ जिन चैत्यवंदन. १४

અનંતનાથ અરિહંત, સરણ હું તોરે આયો;
રાખ રાખ જિનરાય, દેવ તુજ દર્શન પાયો. ૧
હું રૂળીયો ચઉગતિમાંહી, નામ તેરા વિણ સ્વામી;
પ્રગટ્યો પુણ્યઅંકુર, તું મળ્યો શિવગતિગામી. ૨

---

૧ ખોળામાં. ૨ ન્હવરાવ્યા ૩ ચામર.

આજ અનંતા ભવ તણાં, પાપતાપ દૂરે ગયાં;
કવિ ઋષભ કહે જિન પૂજતાં, આનંદે ઉચ્છવ થયાં. ૩

---

## શ્રી ધર્મનાથ ચૈત્યવંદન. ૧૫

વંદુ ધર્મ જિણંદ. રાજઋદ્ધિ રમણી છાંડી;
ઇંદ્રિયભોગ તજી જેણે, પ્રીતિ મુક્તિશું માંડી. ૧
છાંડયો ભવનો પાસ, દાસ હું સ્વામી તાહરો;
કરૂણાવંત ભગવંત, પાર પેલે ઉતારો. ૨
જપો જાપ જિનવર તણો, હૈડા માહી ઉલટ ઘણો;
કવિ ઋષભ ઇમ ઉચ્ચરે, ધર્મનાથ શ્રવણે સુણો. ૩

---

## શ્રી શાંતિનાથ જિન ચૈત્યવંદન. ૧૬

સમરૂં શાંતિ જિણંદ, પુષ્પ તુજ શિષ ચડાવું;
શ્રી જિન પૂજન કાજ, નિત્ય તુજ મંદિર આવું. ૧
રંગે ગાઉં રસ ઋદ્ધિ, સુખ સંપત્તિ પાઉં;
મન વચ કાયા કરી, દેવ હું તુજને ધ્યાઉં. ૨
પૂજંતાં પદવી લહું, જપતાં જગ સુખી બહુ;
કવિ ઋષભ ઇમ ઉચ્ચરે, શાંતિનાથ સમરો સહુ. ૩

---

## શ્રી કુંથુનાથ જિન ચૈત્યવંદન. ૧૭

કુંથુનાથ જગદેવ, જિમ સુરપતિ માંહી ઇંદ્ર;
પંખીમાંહી જિમ હંસ, જિમ ગ્રહગણમાંહી ચંદ્ર. ૧
પર્વતમાંહી જિમ મેરૂ, મંત્રમાંહી નવકાર;
ગઢમાંહી લંકા કોટ, સતી જિમ સીતા સાર. ૨

શત્રુંજય સમ તીરથ નહીં, અરિહંત સમ દેવ ન કહું;
કવિ ઋષભ ઇમ ઉચ્ચરે, કુંથુનાથ સમરો સહુ. ૩

---

## श्री अरनाथ जिन चैत्यवंदन. १८

અઢારમો અરનાથ, રૂપ બહુ ગંધ શરીર;
અદૃષ્ટ આહાર નીહાર, રૂધિર રંગ ગોખીર. ૧
સમવસરણ નર દેવ, જોજનમાંહી સમાયે;
જોજન લગે જિન વાણી, પશુને વચન સોહાયે, ૨
ભા મંડળ તિહાં ઝગહળે, રોગ વૈર નાઠા સહી;
કવિ ઋષભ કહે જિન સંસ્તવો, અરનાથ આગળ રહી. ૩

---

## श्री मल्लिनाथ जिन चैत्यवंदन. १९

મલ્લિનાથ નિશદિન, ઈતિ જેણે મરકી ટાળી;
અતિ વૃષ્ટિ અનાવૃષ્ટિ ગયો તે દ્રુત દુકાળી. ૧
ધર્મ ધ્વજ સોહંતો, સિંહાસન સહપાદપીઠે;
ધર્મ ચક્ર આકાશ, દેવ તુજ આગળ હીંડે. ૨
ચામર વીઝે સુરવર; રયણ સિંહાસણ બેસણે;
કવિ ઋષભ ઈમ ઉચ્ચરે, મલ્લિનાથ પાતક હણે. ૩

---

## श्री मुनिसुव्रत जिन चैत्यवंदन. २०

મુનિ સુવ્રત નમું સ્વામી, શિષ ત્રણ છત્ર સોહાવે;
ઇંદ્રધ્વજ તિહા સાર, પાય નવ કમળ કહાવે. ૧

---

૧ આ બે પદ મળેલ પ્રતમાં નહી હોવાથી નવા બનાવીને મુક્યા છે.

ત્રણ વપ્ર તિહાં દેવ, હેમ મણિ રૂપા કેરાં;
જિનપ્રતિમા તિહાં ચાર, ટાળે ભવભ્રમણ ઘણેરાં. ૨
અશોકવૃક્ષ શિર ઉપરે, અમૃતવાણી મુખથી ઝરે;
કવિ ઋષભ કહે સુવ્રતસ્વામીની, ઈંદ્ર ચંદ્ર કીર્ત્તિ કરે. ૩

## શ્રી નમિજિન ચૈત્યવંદન. ૨૧

સાચા શ્રી નમિનાથ, પંથે જિણે ચાલ્યા જાય;
સહી સુગંધી વાટ, અધોમુખ કંટક થાય. ૧
વૃક્ષ નમાવે શિષ, દેવ તિહાં દુંદુભિ વાવે[૧];
પવન શકુન તિહાં સાર, પુષ્પની વૃષ્ટિ કહાવે. ૨
કુસુમ ભલા ઢીંચણ સમા, નખ કેશ રોમ વાધે નહીં;
કવિ ઋષભ ઈમ ઉચ્ચરે, નમિનાથ વંદો સહી. ૩

## શ્રી નેમિજિન ચૈત્યવંદન. ૨૨

નેમિ નમું નિશદિશ, જન્મ લગે[૨] જે બ્રહ્મચારી;
અષ્ટ ભવાંતર સ્નેહ, તજી જિણે રાજુલ નારી. ૧
નેમિ ચડયા ગિરિનાર, ધરી મન સંયમ ધ્યાન;
ચોપન દિન છદ્મસ્થ, પછી પ્રભુ કેવળનાણ. ૨
સહસ્ર વર્ષ પ્રભુ આઉખું, પાળીને મુક્તિ ગયો;
કવિ ઋષભ કહે જિન નેમનો, જસ મહિમા જગમાં રહ્યો. ૩

૧ વગાડે. ૨ જન્મથી.

## શ્રી પાર્શ્વનાથ ચૈત્યવંદન. ૨૩

પૂજો પાસ જિણંદ, કમઠ હઠી મદ ગાળ્યો:
કર્યો નાગ ધરણેંદ્ર, અભય દઇ રોગને ટાળ્યો, ૧
ફાટયું શંકર લિંગ, શિલા સાગરમાંહી તારી;
ધન્ય તું પાર્શ્વ જિણંદ, જરા યાદવની નિવારી. ૨
કોઢ ગયો એલગતણો, નાગાર્જુન વિદ્યા સિધિ;
કવિ ઋષભ કહે સિદ્ધસેનની, સભામાંહી સારજ કીધી. ૩

---

## શ્રી વર્ધમાનજિન ચૈત્યવંદન. ૨૪

વંદું વીર જિણંદ, મહી જિણે મેરૂ નચાંવ્યો;
હરિ સમજાવ્યો રાય, દેવ જિણે પાય લગાયો. ૧
શુળપાણિ સમજાય. નાગની ગતિ સમારી;
ચંદનબાળા જેહ, લેઇ બાકુળા તારી. ૨
ઉદાયી અર્જુન અનેક તાર્યાં, તાર્યાં તિમ મેઘકુમાર;
કવિ ઋષભ કહે વીરવચનથી, બહુ જન પામ્યા પાર. ૩

---

ઇતિ ઋષભદાસ કૃત ચૈત્યવંદન ચોવીસી સમાપ્ત.



## चोवीस तीर्थंकरना लंछननुं चैत्यवंदन.

આદિ દેવ લંછન વૃષભ, અજિત જિન હસ્તિ મોહે;
સંભવનાથને હય ભલો, અભિનંદન હરિ[1] સોહે. ૧
સુમતિનાથને ક્રૌંચ પક્ષી, પદ્મપ્રભુ રક્ત કમળ;
સુપાર્શ્વજિનને સાથીઓ, ચંદ્રપ્રભુ શશી નિર્મળ. ૨
સુવિધિ જિનેશ્વર મત્સ્યનું એ, શીતળ જિન શ્રીવત્સ;
ખડગી[2] જિનવર શ્રેયાંસને, પ્રણમો મન ધરી રંગ ૩
વાસુપૂજ્ય મહિષનું, વિમળજિન સુઅર[3] જોય;
સીંચાણો પક્ષી અનંતને, શ્રીધર્મને વજ્ર એ હોય. ૪
શાંતિજિન મૃગલો ભલો, શ્રીકુંથુ વળી છાગ;[4]
નંદાવર્ત શ્રી અરપ્રભુ, શ્રીમલ્લી કુંભ[5] ચંગ. ૫
મુનિસુવ્રતને કાચબો એ, નીલ કમળ નમિરાય;
દક્ષિણાવર્ત શંખજ જયો, શ્રીનેમિજિનને પાયો. ૬
પુરૂષાદાણી પાર્શ્વપ્રભુ, લંછન નાગનું સાર;
વિર જિનેશ્વરને ભલું, સિંહ કહ્યો ઉદાર. ૭
ગર્ભકાળથી એ સહી, સર્વ જિનને તુંગ;
જિમણે પગે જંઘાતણો, એ આકાર ઉત્તંગ. ૮
લંછન એ સવિ શાશ્વતાએ, આગમમાંહિ જોજો;
ક્ષમાવિજય જસ નામથી, શુભને જસ સુખ હોજો. ૯

---

૧ વાનર. ૨ ગેંડો. ૩ પાડો. ૪ બોકડો. ૫ કળશ.

## श्री सिद्धाचळ चैत्यवंदन.

અષ્ટાપદ આદિ અનેક, જગ તીર્થો મોટાં;
તેહથી અધિકુ સિદ્ધક્ષેત્ર, એહ વચન નહિ ખોટાં. ૧
જે માટે એ તીર્થ સાર, શાશ્વત પ્રતિરૂપ;
જેહ અનાદિ અનંત શુદ્ધ, ઈમ કહે જિનભૂપ. ૨
કળિકાળે પણ જેહનોએ, મહિમા પ્રબળ પડુર;
શ્રી વિજયરાજ સૂરીંદથી, દાન વધે બહુ નુર. ૩

---

## श्री सिद्धभगवाननुं चैत्यवंदन.

સિદ્ધ સકળ સમરૂં સદા, અવિચલ અવિનાશી;
થાશે ને વળી થાય છે, થયા અડકર્મ વિનાશી ૧
લોકાલોક પ્રકાશ ભાસ, કહેવા કોણ શુરો;
સિદ્ધ બુદ્ધ પારંગત, ગુણથી નહીં અધુરો. ૨
અનંત સિદ્ધ એણીપરે નમું એ, વળી અનંત અરિહંત;
જ્ઞાનવિમળ ગુણ સંપદા, પામ્યા તે ભગવંત. ૩

---





# બીજ તિથિનું મોટું સ્તવન.

દુહા.

સરસ વચન રસ વરસતી, સરસતી કળા ભંડાર;
બીજ તણો મહિમા કહું, જિમ કહ્યો શાસ્ત્ર મોઝાર. ૧
જંબૂદ્વીપના ભરતમાં રાજગૃહી ઉદ્યાન;
વીર જિણંદ સમોસર્યા, વાંદવા આવ્યા રાજાન. ૨
શ્રેણિક નામે ભુપતિ, બેઠા બેસણ ઠાય;
પૂછે શ્રી જિનરાયને. દ્યો ઉપદેશ મહારાય. ૩
ત્રિગડે બેઠા ત્રિભુવનપતિ, દેશના દિયે જિનરાય;
કમળ સુકોમળ પાંખડી, એમ જિનરહૃય સોહાય. ૪
શશિ પ્રગટે જિમ તે દિને,[૧] ધન્ય તે દિન સુવિહાણ;
એક મને આરાધતાં, પામે પદ નિર્વાણ. ૫

ઢાળ ૧ લી.

કલ્યાણક જિનના કહું, સુણ પ્રાણીજીરે;
અભિનંદન અરિહંત, એ ભગવંત, ભવિ પ્રાણીજીરે;
માઘ શુદી બીજને દિને, સુણ૦
પામ્યા શિવસુખસાર, હરખ અપાર, ભવિ૦ ૧
વાસુપૂજ્ય જિન બારમા, સુણ૦
એહજ તિથે થયું નાણ, સફળ વિહાણ; ભવિ૦

---

૧. બીજને દિવસે.

અષ્ટ કર્મ ચૂરણ કરી, સુણ૦
અવગાહન એકવાર, મુક્તિ મોઝાર. ભવિ૦ ૨
અરનાથ જિનજી નમું, સુણ૦
અષ્ટાદશમા અરિહંત, એ ભગવંત; ભવિ૦
ઉજ્વળ તિથિ ફાગણ ભલી, સુણ૦
વરીયા શિવવધુ સાર, સુંદર નાર. ભવિ૦ ૩
દશમા શીતળ જિનેશ્વરૂ, સુણ૦
પરમપદની એ વેલ, ગુણની ગેલ; ભવિ૦
વૈશાખ વદિ બીજને દિને, સુણ૦
મૂકયો સરવે એ સાથ, સુર નર નાથ. ભવિ૦ ૪
શ્રાવણ શુદની બીજ ભલી, સુણ૦
સુમતિનાથ જિન દેવ, સારે સેવ; ભવિ૦
એણિ તિથિએ જિનજી તણા, સુણ૦
કલ્યાણક પંચ સાર. ભવનો પાર. ભવિ૦ ૫

ઢાળ ૨ જી.

જગપતિ જિન ચોવીશમોરે લાલ, એ ભાખ્યો અધિ-
કારરે, ભવિક જન;
શ્રેણિક આદે સહુ મળ્યારે, શક્તિતણે અનુ-
સારરે, ભવિકજન, ભાવ ધરીને સાંભળોરે,
આરાધો ધરી ખંતરે, ભવિકજન ! ભાવ૦ ૧
દોય વરસ દોય માસનીરે, લાલ આરાધો ધરી
હેતરે, ભવિક૦

ઉજમણું વિધિશું કરારે લાલ, બીજ તે મુક્તિ
સંકેતરે. ભવિક૦ ભાવ૦ ૬
માર્ગ મિથ્યા દૂરે તજોરે લાલ, આરાધો ગુણ
થોકરે; ભવિક૦
વીરની વાણી સાંભળીરે લાલ, ઉછરંગ થયા બહુ
લોકરે ભવિક૦ ભાવ૦ ૭
એણિ બીજે કેઇ તર્યારે લાલ, વળી તરશે કેઇ
શેષરે; ભવિક૦
શશિ નિધિ અનુમાનથીરે લાલ, સઇલા નાગધર
એષરે. ભવિક૦ ભાવ૦ ૮
અષાડ શુદિ દશમી દિનેરે લાલ, એ ગાયો સ્તવન
રસાળરે; ભવિક૦
નવલ વિજય સુપસાયની રે લાલ, ચતુરને મંગળ-
માલરે, ભવિક૦ ભાવ૦ ૫

કળશ.

ઇચ વીર જિનવર, સયલસુખકર. ગાયો અતિઉલટ ભરે.
એષાડ ઉજવળ દશમી દિવસે, સવંત અઢાર અઠોતરે;
બીજ મહિમા એમ વર્ણવ્યો, રહી સિદ્ધપુર ચોમાસએ,
જેહ ભવિક ભાવે ભણે ગુણે, તસ ઘરે લીલવિલાસએ. ૧૦

—

## બીજનું સ્તવન. ૨ જું.

( ફતમલ પાણીડાંને જાય. એ દેશી. )

પ્રણમી શારદ માય, શાસન વીર સુહંકરૂ જી;
બીજી તિથિ ગુણ ગેહ, આદરો ભવિયણ સુંદરૂજી. ૧
એહ દિન પંચ કલ્યાણ, વિવરીને કહું તે સુણોજી;
મહાશુદિ બીજે જાણ, જન્મ અભિનંદનતણોજી. ૨
શ્રાવણ શુદિની હો બીજ, સુમતિચવ્યા સુરલોકથીજી;
તારણ ભવોદધિ તેહ, તસ પદ સેવે સુર થોકથીજી. ૩
સમેત શિખર શુભ સ્થાન, દશમા શીતળ જિન ગણુંજી;
ચૈત્ર વદની હો બીજ, વર્યા મુક્તિ તસ સુખ ઘણુંજી.૪
ફાલ્ગુન માસની બીજ, ઉત્તમ ઉજ્વલ માસનીજી;
અરનાથ તસ ચ્યવન, કર્મક્ષયે તવ પાસનીજી. ૫
ઉત્તમ માઘજ માસ, શુદિ બીજે વાસુપૂજ્યનોજી;
એહીજ દિન કેવળ નાણ, શરણ કેરોજિનરાજનોજી. ૬
કરણી રૂપ કરો ખેત, સમકિત બીજ રોપો તિહાંજી;
ખાતર કીરીયા હો જાણ, ખેડ સમતા કરી જિહાંજી.૭
ઉપશમ તદ્રુપ નીર, સમકિત છોડ પ્રગટ હોવેજી;
સંતોષકેરી અહો વાડ, પચ્ચખ્ખાણ વ્રતચોકી સોહેજી.૮
નાસે કર્મ રિપુ ચાર, સમકિત વૃક્ષ ફળ્યો તિહાંજી;
માંજર અનુભવ રૂપ, ઉતરે ચારિત્ર ફળ જિહાંજી. ૯

શાંતિ સુધારસ વારિ, પાન કરી સુખ લીજીએજી;
તંબોલસમ લ્યો સ્વાદ,જીવનેસંતોષરસદીજીએજી.૧૦
બીજ કરો બાવીશ માસ, ઉત્કૃષ્ટા બાવીશ વરસનીજી;
ચોવીહાર ઉપવાસ, પાળીએ શીળ વસુધાસનીજી,૧૧
આવશ્યક દોય વાર, પડિલેહણ દોય લીજીએજી;
દેવવંદન ત્રણકાળ, મન વચન કાયાએ કીજીએજી.૧૨
ઉજમણું શુભ ચિત્ત, કરી ધરીએ સંજોગથીજી;
જિન વાણી રસ એમ, પીજીએ શ્રુત ઉપયોગથીજી.૧૩
ઇણ વિધ કરીએ હો બીજ, રાગને દ્વેષ દૂરે કરીજી;
કેવળ પદ લહી તાસ, વરે મુક્તિ ઉલટ ધરીજી. ૧૪
જિનપૂજા ગુરૂ ભક્તિ, વિનયે કરી સેવો સદાજી;
પદ્મ વિજય સુશિષ્ય, ભક્તિ પામે સુખસંપદાજી.૧૫

---

## જ્ઞાન પંચમીનું સ્તવન.

ઢાળ ૧ લી.
દેશી—રસીઆલી.

પ્રણમી પાર્શ્વજિનેશ્વર પ્રેમશું, આણી ઉલટ અંગ;
ચતુર નર!
પંચમી તપ મહિમા મહિયલ ઘણો, કહેશું સુણજો રે
રંગ ॥ ચ૦ ॥ ૧ ॥
ભાવ ભલે પંચમી તપ કીજીએ. ॥
ઉપદેશે હો શ્રીનેમીશ્વરૂ, પંચમી કરજો રે તેમ; ચ૦

ગુણમંજરી વરદત્તતણીપરે, આરાધેફળજેમ. ચં૦ભાં૦ ૨
જંબૂદ્વીપે ભરત મનોહરૂ, નયરી પદમપુર ખાસ; ચં૦
રાજા અજિતસેનભિધ તિહાં કણે, રાણી યશોમતી
તાસ ચં૦ ભા૦ ૩
વરદત્ત નામે હો કુંવર તેહનો, કોઢે વ્યાપી રે દેહ; ચં૦
નાણ વિરાધન કર્મ જે બાંધીઉં, ઉદયે આવ્યું રે તેહ-
ચં૦ ભાવ૦ ૪
તેણેનયરે સિંહદાસ ગૃહીવસે, કપૂરતિનકાતસનારી; ચં૦
તસ બેટી ગુણમંજરી રોગિણી, વચને મુંગી રે ખાસ
ચં૦ ભાવ૦ ૫
ચઉ નાણી વિજયસેન સૂરીશ્વરૂ, આવ્યા તિણ પુર
જામ; ચં૦
રાજા શેઠ પ્રમુખ વંદન ગયા, સાંભળી દેશના તામ.
ચં૦ ભા૦ ૬
પૂછે તિહાં સિંહદાસ ગુરૂ પ્રત્યે, ઉપજ્યા પુત્રીને રોગ; ચં૦
થઇ મુંગીપણ પરણે કોનહીં, એ શા કર્મના ભોગ, ચં૦૭
ગુરૂ કહેપૂરવ ભવ તમેસાંભળો, ખેટક નયરે વસંત; ચં૦
શ્રી જિનદેવ તિહાં વ્યવહારીઓ, સુંદરી ગૃહણીનો
કંત. ચં૦ ભાવ૦ ૮
બેઠા પાંચ થયા હવે તેહને, પુત્રી અતિ ભલી ચાર; ચં૦
ભણવા મૂકયા પાંચે પુત્રને પણ તે ચપળ અપાર ચં૦
ભાવ૦ ૯

ઢાળ. ૨ જી.

( સીરોહીનો ચેલો હોકે-એ દેશી. )

તે સુત પાંચે હોકે, પઢણ કરે નહીં,
રમત રમતાં હોકે, દિન જાયે વહી;
શીખવે પંડીત હોકે, છાત્રને સીખ કરી,[૧]
આવી માતાને હોકે, કહે સુત રૂદન કરી. ૧

માત અધ્યારૂ હોકે, અમને મારે ઘણું,
કામ અમારે હોકે, નહીં ભણવા તણું;
શંખણી માતા હોકે, સુતને શીખ દીયે,
ભણવા મત જાજો હોકે, શ્યુ કંઠ શોષ કીયે. ૨

તેડવા તુમને હોકે, અધ્યારૂ આવે,
તો તસ હણજો હોકે, પુનરપિ જિમ નાવે;
શીખવી સુતને હોકે, સુંદરીએ તિહાં,
પાટી પોથા હોકે, અગ્નિમાં નાંખી દીયા. ૩

તે વાત સુણીને હોકે, જિનદેવ બોલે ઇસ્યું,
ફીટ રે સુંદરી હોકે, કામ કર્યું કીસ્યું;
મૂરખ રાખ્યા હોકે, એ સર્વ પુત્ર તમે,
નારી બોલી હોકે, નવિ જાણુ અમે. ૪

મૂરખ મોટા હોકે, પુત્ર થયા જ્યારે,
ન દીયે કન્યા હોકે, કોઇ તેહને ત્યારે;

---

૧ શિક્ષા કરીને-મારીને

કંત કહે સુણ હોકે, એ કરણી તુમચી,
વચણ ન માન્યાં હોકે, તેં પહેલાં અમચાં. ૫
એમ વાત સુણીને હોકે, સુંદરી ક્રોધે ચડી,
પ્રીતમ સાથે હોકે, પ્રેમદા અતિહિ વઢી;
કંતે મારી હોકે, તિહાંથી કાળ કરી,
એ તુમ બેટી હોકે, થઇ ગુણમંજરી. ૬
પૂર્વ ભવે એણે હોકે, જ્ઞાન વિરાધીઉં,
પુસ્તક બાળી હોકે, જે કર્મ બાંધીઉં;
ઉદયે આવ્યું હોકે, દેહે રોગ થયો,
વચને મુંગી હોકે, એ ફળ તાસ લહ્યો. ૭

ઢાળ ૩ જી-લલના.

નિજ પૂરવ ભવ સાંભળી, ગુણમંજરીએ તાંહિ લલના;
જાતિ સમરણ પામીયું, ગુરૂને કહે ઉત્સાહ, લલના;
ભવિકા જ્ઞાન અભ્યાસીએ ॥ ૧ ॥
જ્ઞાન ભલો ગુરૂજીતણો, ગુણમંજરી કહે એમ, લલના;
શેઠ પૂછે ગુરૂને તિહાં, રોગ જાવે હવે કેમ, લલના;ભ૦૨
ગુરૂ કહે હવે વિધિ સાંભળો, જે કહ્યો શાસ્ત્ર
મોઝાર, લલના;
કાર્તિક શુદિ દિન પંચમી, પુસ્તક આગળ સાર,
લલના. ભવિ૦ ૩
દીવો પંચ દીવેટતણો, કીજીએ સ્વતિક સાર લલના;

નમો નાણસ્સ ગુણણું ગુણો, ચાવિહાર ઉપવાસ,
લલના. ભ૦ ૪
પડિકમણાં દોય કીજીએ, દેવવંદન ત્રણ કાળ લલના;
પાંચ વરસ પાંચ માસની, કીજીએ પંચમી સાર
લલના ભ૦ ૫
તપ ઉજમણું પારણે, કીજીએ વિધિનો પ્રપંચ, લલના;
પુસ્તક આગળ મૂકવાં, સઘળા વાનાં પાચ, લલના.
ભવિ૦ ૬
પુસ્તક ઠવણી પુંજણી, નવકાર વાળી પ્રત, લલના;
લેખણ ખડીયા દાભડા, પાટી કવળી જુક્ત, લલના.
ભ૦ ૭
ધાન્ય ફળાદિક ઢોઇએ, કીજીએ જ્ઞાનની ભક્તિ, લલના;
ઉજમણુ એમ કીજીએ, ભાવથી જેવી શક્તિ,
લ૦ ભ૦૮
ગુરૂ વાણી એમ સાંભળી, પંચમી કીધી તેહ, લલના;
ગુણમંજરી મુંગી ટળી, નિરોગી થઇ દેહ, લલના; ભ૦૯

ઢાળ ૪ થી

[યાદવરાય જઇ રહ્યો—એ દેશી.]

રાજા પૂછે સાધુનેરે, વરદત્ત કુમરને અંગ;
કોઢ રોગ એ કીમ થયોરે, મુજ ભાખો ભગવંત.
સ ગુરૂજી ધન્ય તમારૂં જ્ઞાન. ૧
ગુરૂ કહે જંબૂદ્વિપમાં રે, ભરતે રીપુર ગામ;
વસુનામા વ્યવહારીઓરે, દોય પુત્ર તસ નામ, સદ૦૨

વસુસાર ને વસુદેવજીરે, દીક્ષા લીએ ગુરૂ પાસ;
લઘુ બંધવ વસુદેવનેરે, પદવી દીએ ગુરૂ તાસ. સદ્૦ ૩
પંચ સહસ અણગારનેરે, આચારજ વસુદેવ;
શાસ્ત્ર ભણાવે ખંતશું રે, નહીં આળસ નિત્ય મેવ. સ૦ ૪
એક દિન સૂરિ સંથારીયારે, પૂછે પદ એક સાધ;
અર્થ કહીઓ તેહને વળી, આવ્યો બીજો સાધ. સદ્૦ ૫
એમ બહુ મુનિ પદ પૂછવારે, એક આવે એક જાય;
આચારજની ઉંઘમાંરે, થાય અતિ અંતરાય, સદ્૦ ૬
સૂરિ મને એમ ચિંતવેરે, કયાં મુજ લાગ્યું પાપ;
શાસ્ત્ર મેં એ અભ્યાસીઆરે, તો એટલો સંતાપ. સદ્૦ ૭
પદ ન કહું હવે કેહનેરે, સઘળા મૂકું વિસારી;
જ્ઞાન ઉપર એમ આણીઓરે, ત્રિકરણ ક્રોધ અપાર. સ૦ ૮
બાર દિવસ અણબોલીઆરે, અક્ષર ન કહ્યો એક;
અશુભ ધ્યાને તે મરારે, એ સુત તુજ અવિવેક. સદ્૦ ૯

ઢાળ ૫ મી

(સુખને મરકલડે, એ દેશી.)

વાણી સુણી વરદત્તેજી, જાતિ સ્મરણ લહ્યું;
નિજ પૂર્વ ભવ દીઠોજી, જેમ ગુરૂએ કહ્યું;
વરદત્ત કહે તવ ગુરૂનેજી, રોગ એ કેમ જાવે,
સુંદર કાય હોવેજી, વિદ્યા કેમ આવે. ૧
ભાખે ગુરૂજી ભલી ભાતજી, પંચમી તપ કરો,

જ્ઞાન આરાધો રંગેજી, ઉજમણું કરો;
વરદત્તે તે વિધિ કીધીજી, રોગ દુરે ગયો,
ભુક્ત ભોગી રાજ્ય પાળીજી, અંતે સિદ્ધ થયો. ૨
ગુણમંજરી પરણાવીજી, શાહ જિનચંદ્રને,
સુખ ભોગવી પછી લીધુંજી, ચારિત્ર સુમતિને;
ગુણમંજરી વરદત્તેજી, ચારિત્ર પાળીને,
વિજય વિમાને પહોંચ્યાજી, પાપ પ્રજાળીને. ૩
ભોગવી સુરસુખ તિહાંથીજી, ચવિયા દોય સુરા,
પામ્યા જંબુ વિદેહેઝી, માનવ અવતારા;
ભોગવી રાજ્ય ઉદારાઝી, ચારિત્ર લીયે સારા,
હુવા કેવળજ્ઞાનીઝી, પામ્યા ભવ પારા. ૪

ઢાળ ૬ ઠી.

( ગિરિથી નદીયાં ન તરેરે લોલ. )

જગદીશ્વર નેમીશ્વરૂ રે લોલ, એ ભાંખ્યો સંબંધ રે,
સોભાગીલાલ,
બારે પર્ષદા આગળે રે લોલ, એ સંયોગો પરબંધરે,
સો૦ ૧ નેમીશ્વર જિન જયકરૂ રે લોલ. આકણી.
પંચમી તપ કરવા ભણી રે લોલે, ઉત્સુક થયા બહુ
લોક રે, સોભા૦;
મહાપુરૂષની દેશના રે લોલ, તે કીમ હોવે ફોક રે, સો૦ ૨

કાર્તિક શુદિ જે પંચમી રે લોલ, સૌભાગ્ય પંચમી
નામ રે, સોભા૦;
સૌભાગ્ય લહીએ એહથી રે લોલ, ફળે મનવાંછિત
કામરે, સોભા૦ ૩
સમુદ્રવિજય કુળસેહરોરેલોલ, બ્રહ્મચારીસીરદારરે, સો૦
મોહનગારી માનિની રે લોલ, રૂડી રાજુલ નારી રે, સો૦ ૩
તે નવિ પરણી પદ્મિણીરે લોલ, પણ રાખ્યો જેણે
રંગરે, સો૦
મુક્તિમહેલમાં બેહુ મળ્યારે લોલ, અવિચળ જોડ
અભંગ રે, સો૦ ૫
તેણે એ માહાત્મ્યભાખીઉરેલોલે, પાંચમનું પરગટરેસો૦
જે સાંભળતાં ભાવશું રે લોલ, શ્રીસંઘને ગહગટરે, સો. ૬

કળશ.

એમ સયળ સુખકર સયળ દુઃખહર, ગાયો નેમિ
જિણેસરો
તપગચ્છ રાજા વડ દિવાજા, વિજયાનંદ સૂરીશ્વરો;
તસચરણ પદ્મ પરાગ મધુકર, કોવિંદ કુંવર
વિજય ગણી,
તસ શિષ્ય પંચમી સ્તવન ભાખી, ગુણવિજગ રંગે
મુનિ. ૭

## પંચમીનું સ્તવન. ૨ જું

પંચમી તપ તુમે કરોરે પ્રાણી, જિમ પામો નિર્મળ જ્ઞાનરે; પહેલું જ્ઞાન ને પછી ક્રીયા, નહીં કોઇ જ્ઞાન સમાનરે, પં૦ ॥ ૧ ॥ નંદીસૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પંચ પ્રકારરે; મતિ શ્રુત અવધિ ને મનપર્યવ, કેવળજ્ઞાન ઉદારરે. પં૦ ॥ ૨ ॥ મતિ અઠ્ઠાવીશ શ્રુત ચૌદ વીશ, અવધિ છ અસંખ્ય પ્રકારરે; દોય ભેદે મનપર્યવ દાખ્યું, કેવળ એક શ્રીકારરે, પં૦ ॥ ૩ ॥ ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, જેવો તેજ આકાશરે; કેવળજ્ઞાન સમો નહીં કોઇ, લોકાલોક પ્રકાશરે પં૦ ॥ ૪ ॥ પારસનાથ પસાય કરીને, પૂરો અમારી ઉમેદ રે; સમયસુંદર કહે હું પણ પ્રણમું, જ્ઞાનનો પંચમ ભેદરે. પં૦ ॥ ૫ ॥

---

## અષ્ટમીનું સ્તવન.

### ઢાળ ૧ લી.

(તુને ગોકુળ બોલાવે કાન, ગોવિંદ ગોરી રે;
આલો મહીના દાણ, કરીને ચોરી રે—એ દેશી.)

શ્રી રાજગૃહી શુભ ઠામ, અધિક દીવાજે રે;
વિચરંતા વીર જિણંદ, અતિશય છાજે રે.

તિહાં ચોત્રીશ ને પાંત્રીશ, વાણી ગુણ લાવે રે;
પધાર્યા વધામણી જાય, શ્રેણીક આવે રે. ૨
તિહાં ચોસઠ સુરપતિ આવીને, ત્રિગડુ બનાવે રે;
તેમાં બેસીને ઉપદેશ, પ્રભુજી સુણાવે રે. ૩
તિહાં સુર નર નારી તિર્યંચ, નિજ નિજ ભાષા રે;
મન સમઝીને ભવ તીર, પામે સુખ ખાસા રે. ૪
તિહાં ઈંદ્રભુતિમહારાજ, શ્રીગુરૂ વીરને રે;
પૂછે અષ્ટમીનો મહિમાય, કહો પ્રભુ અમને રે. ૫
તવ ભાખે વીર જિણંદ, સુણો સહુ પ્રાણી રે;
આઠમદિન જિનના કલ્યાણ, ધરો ચિત્ત આણી રે. ૬

ઢાળ ૨ જી.

( વાલાજીની વાટડી અમે જોતાં રે—એ દેશી )

શ્રી ઋષભનું જન્મ કલ્યાણ રે, વળી ચારિત્ર લહો ભલે વાન રે; ત્રીજા સંભવનું નિર્વાણ, ભવી તમે અષ્ટમી તિથિ સેવો રે. એ છે શિવવધુ નારીનો મેવો. ભવી૦ ॥ ૧ ॥ શ્રી અજિત સુમતિજિન જન્મ્યા રે અભિનંદન શિવપદ પામ્યા રે; જિન સાતમ શિવ વીશરામ્યા, ભવી૦ ॥ ૨ ॥ વીશમા મુનિસુવ્રત સ્વામી રે, તેહના જન્મ મોક્ષ ગુણધામી રે; એકવીશમા શિવ વિશરામી, ભવી૦ ॥ ૩ ॥ પાર્શ્વનાથજી મોક્ષ મહંત રે, ઈત્યાદિક

જિન ગુણવંતરે; કલ્યાણક મુખ્ય કહંત, ભવી૦ ॥૪॥ શ્રી વીર જિણંદની વાંણીરે, સુણી સમજ્યા બહુભવ્ય પ્રાણી રે; આઠમ દિન અતિ ગુણખાણી. ભવી૦ ॥ ૫ ॥ આઠ કર્મ તે દૂરે પલાય રે, એથી અડ સિદ્ધિ અડ બુદ્ધિ થાય રે; તેણે કારણ સેવો ચિત્ત લાય, ભવી૦ ॥ ૬ ॥ શ્રી ઉદયસાગર સૂરિરાયા રે, ગુરૂ શિષ્ય વિવેકે ધ્યાચા રે; તસ ન્યાયસાગર જસ ગાયા. ભવી૦ ॥ ૭ ॥

ઢાળ ૩ જી—દુહા

પંચ તીર્થ પ્રણમું સદા. સમરી શારદ માય;
અષ્ટમી સ્તવન હરખે રચ્યું, સુગુરૂ ચરણ પસાય. ૧

ઢાળ.

હાંરે લાલા જંબૂદ્વીપના ભરતમાં, મગધ દેશ મહંત રે લાલા; રાજગૃહી નયરી મનોહરૂ, શ્રેણિક બહુ બળવંત રે લાલા; અષ્ટમી તિથિ મનોહરૂ. ॥ ૧ ॥ હાંરે લાલા ચેલણા રાણી સુંદર, શીયલવંતી સીરદાર રે લાલા; શ્રેણિક શુદ્ધ બુદ્ધ છાજતા, નામે અભયકુમાર રે લાલા. અ૦ ॥ ૨ ॥ વર્ગણા આઠે મીટે એહથી, અષ્ટ સાધે સુખ નિધાનરે લાલા; અષ્ટ મદભંજન વજ્ર છે, પ્રગટે સમકિત નિધાન રે લાલા. અ૦ ॥ ૩ ॥ હાંરે લાલા અષ્ટ ભય નાસે એહથી, અષ્ટ બુદ્ધિતણો ભંડાર રેલાલા;

અષ્ટ પ્રવચન માતા સંપજે, ચારિત્રતણે આગાર રે લાલા. અ૦ ॥ ૪ ॥ હાંરે લાલા અષ્ટમી આરાધનથકી, અષ્ટ કર્મ કરે ચકચુર રે લાલા; નવ નિધિ પ્રગટે તસ ઘરે, સંપૂર્ણ સુખ ભરપૂર રે લાલા, અ૦ ॥ ૫ ॥ હાંરે લાલા અડ દૃષ્ટિ ઉપજે એહથી, શિવ સાધે ગુણ અનુપ રે લાલા; સિદ્ધના આઠ ગુણ સંપજે, શિવકમળા રૂપ સ્વરૂપ રે લાલા. અ૦ ॥ ૬ ॥

ઢાળ ૪ થી.

જિહો રાજગૃહી રળિયામણી, જિહો વિચરે વીર જિણંદ, જિહો સમવસરણ ઇંદ્ર રચ્યું, જીહો સુર અસુરનો વૃંદ; જગત સહુ વંદો વીર જિણંદ. ॥૧॥ જીહો દેવરચિત સિંહાસને, જીહો બેઠા શ્રી વર્ધમાન; જીહો અષ્ટ પ્રાતિહારજ શોભતા, જીહો ભામંડળ અસમાન. જ૦ ॥ ૨ ॥ જીહો અનંત ગુણે જિનરાજજી, જીહો પરઉપકારી પ્રધાન; જીહો કરૂણાસિંધુ મનોહર, જીહો ત્રિલોકે જિન ભાણ. જ૦ ॥ ૩ ॥ જીહો ચોત્રીશ અતિશય વિરાજતા, જીહો વાણી ગુણ પાંત્રીશ; જીહો બારે પર્ષદા ભાવશું, જિહો ભક્ત નમાવે શીષ. જ૦ ॥ ૪ ॥ જીહો મધુર ધ્વનિ દીએ દેશના, જીહો જિમ રે અષાઢો રે મેહ; જીહો અષ્ટમી મહિમા વર્ણવે, જીહો જગબંધુ કહે તેહ. જ૦ ॥ ૫ ॥

ઢાળ ૫ મી.

( રૂડી ને રળિયામણી રે વહાલા તારી દેશના રે,
તે તો મ્હારા મંદિરીએ સંભળાય. એ દેશી.)

રૂડી ને રઢિયાળી રે પ્રભુ તારી દેશના રે, તે તો એક જોજન લગે સંભળાય; ત્રીગડે વિરાજે જિન દીએ દેશના રે, શ્રેણિક વંદે પ્રભુના પાય; અષ્ટમી મહિમા કહો કૃપા કરીરે, પુછે ગોયમ અણગાર; અષ્ટમી આરાધન ફળ સિદ્ધિનું રે. ॥ ૧ ॥ વીર કહે તપથી મહિમા એહનો, ઋષભ જન્મ કલ્યાણ; ઋષભ ચારિત્ર હોયે નિર્મળું રે, અજિતનું જન્મ કલ્યાણ. અ૦ ॥ ૨ ॥ સંભવ ચ્યવન ત્રીજા જિનેશ્વરૂ રે, અભિનંદન નિર્વાણ સુમતિ જન્મ સુપાર્શ્વ ચ્યવન છે રે, સુવિધિ નેમિ જન્મ કલ્યાણ. અ૦ ॥ ૩ ॥ મુનિસુવ્રત જન્મ અતિ ગુણનિધિ રે, નમિ શિવપદ લહ્યું સાર; પાર્શ્વનાથ નિર્વાણ મનોહરૂ રે, એતિથિ પરમ આધાર. અ૦ ॥ ૪ ॥ ઉત્તમ ગણધરૂ મહિમા સાંભળી રે, અષ્ટમી તિથિ પ્રમાણ; મંગળ આઠતણી ગુણમાલિકા રે, તસ ઘર શિવકમળા પ્રધાન. અ૦ ॥ ૫ ॥

ઢાળ ૬ ઠ્ઠી.

કાઉસગની નિર્યુક્તિએ, ભાખે મહાનિશીથી સૂત્રે રે; ઋષભ વંશ દઢ વીરજી આરાધી, શિવસુખ પામે

પવિત્રે રે. શ્રી જિનરાજ જગત ઉપકારી. ॥ ૧ ॥ એ તિથિ મહિમા વીર પ્રકાશે, ભવિક જીવને ભાસે રે; શાસન તારૂં અવિચળ રાજે, દિન દિન દોલત વાસે રે. શ્રી૦ ॥૨॥ ત્રિશલાનંદન દોષનિકંદન, કર્મશત્રુને જીત્યા રે; તીર્થંકર મહંત મનોહર, દોષ અઢાર નિવર્ત્યા રે. શ્રી૦ ॥ ૩ ॥ મન મધુકર વર પદકજ લીનો, હરખી નિરખી પ્રભુ ધ્યાઉં રે; શિવકમલાશ્યું દીઓ પ્રભુજી, કરૂણાનંદ પદ પાઉં રે, શ્રી૦ ॥૪॥ વૃક્ષ અશોક, સુરકુસુમની વૃષ્ટિ, ચામર છત્ર વિરાજે રે; આસન ભામંડળ જિન દીપે, દુંદુભી અંબર ગાજે રે. શ્રી૦ ॥ ૫ ॥ ખંભાત બંદર અતિ મનોહર, જિનપ્રાસાદ ઘણા સોહે રે; બિંબ સંખ્યાનો પારજ ન લહું, દરિસણ કરી મન મોહે રે. શ્રી૦ ॥ ૬ ॥ સંવત અઢાર ઓગણચાલીશ વરસે, આશ્વિન માસ ઉદાર રે; શુકલપક્ષ પંચમી ગુરૂવારે, સ્તવન રચ્યું છે ત્યારે રે. શ્રી૦ ॥ ૭ ॥ પંડિત દેવસૌભાગ્ય બુદ્ધિ લાવણ્ય, રત્નસૌભાગ્ય તેણે નામ રે; બુદ્ધિ લાવણ્ય લીઓ સુખ સંપૂરણ, શ્રી સંઘને કોડ કલ્યાણ રે. શ્રી૦ ॥ ૮ ॥

---

# મૌન એકાદશીનું સ્તવન.

## ઢાળ ૧ લી.

( શાંતિ જિન એક મુજ વિનંતિ. એ દેશી. )

દેશ સોરઠ દ્વારકાપુરી, કેશવ હરિ નરિંદ એ; જાદ-વકુળ નભ દિનમણિ, સામ્ય ગુણે જિમ ચંદુ એ. ॥ ૧ ॥ દૃઢ મને ધર્મ સમાચરો. એ આંકણી. ॥ નેમિજિણંદ સમોસર્યા, મુનિવર સહસ અઢાર એ; રૈવતગિરિ સુણી આવી, વંદે હરિ સુખકાર એ. દૃઢ૦ ॥ ૨ ॥ નિસુણી દેશના પૂછીઉં, એકાદશી ફળ સારું એ; જ્ઞાનની તિથિ આરાધતાં, આપે શિવસુખ સારું એ. દ૦ ॥ ૩ ॥ દાખે સુવ્રતમુનિ કથા, નિસુણે પર્ષદા બારૂએ; પુણ્ય વિશેષ થકી ફળે, વિધિથી શુભ આચારૂએ. દ૦ ॥ ૪ ॥ ધાતકી દક્ષિણ ભરતમાં, વિજયપુરી સુવિશાળુએ; પશ્ચિમદિશિ ઈષુકારને, નૃપ નામે પૃથ્વીપાળુ એ. દ૦ ॥ ૫ ॥ ચંદ્રવતી તેહની પ્રિયા, નગરશેઠ સૂર નામ એ; પુત્ર અનેક છે તેહને, સકળ કલા ગુણધામ એ. દ૦ ॥ ૬ ॥ જિનધર્મે બહુ નેહીયો, આવશ્યક વ્રત ધારૂએ; એકદિન ગુરૂમુખે જ્ઞાનનો, સુણ્યો મહિમા હિતકારૂ એ. દ૦ ॥ ૭ ॥ તવ ગુરૂ ધવલ એકાદશી, દિન આરાધન ભાખ્યો એ જ્ઞાનબળે તસ હિત ભણી, વિધિ સઘળો તિહાં દાખ્યો એ. દૃઢ૦ ॥ ૮ ॥

ઢાળ ૨ ૭.

( પુણ્ય પ્રશંસીએ. એ દેશી. )

મૌનપણે પોસહ કરેરે, અહોરત્ત ચોવિહાર; પઠન ગુણન જિન નામનારે, કરતાં ધર્મ વિચારરે. ભવી વ્રત આદરો. ॥ ૯ ॥ પારણે ઉત્તર વારણેરે, એક ભક્ત આહાર; ઉભયટંક આવશ્યક કરેરે, કરે સચિત્ત પરિહાર રે, ભ૦ ॥ ૧૦ ॥ જ્ઞાનતણી પૂજા કરેરે, સ્વામીવાત્સલ્ય સાર; જિન આગમ ઢોકણું કરેરે, પૂજા વિવિધ પ્રકાર રે ભ. ॥ ૧૧ ॥ સંવિભાગ વ્રત સાચવી રે પારણું એમ કરંત; બાર વરસ પૂરે થયેરે, ઉઝમણું મન ખંતરે. ભ૦ ॥ ૧૨ ॥ જિનવરને નવ ભુષણાંરે, પ્રત્યેકે અગીઆરરે ધાન્ય પકવાન પ્રખમુ બહુરે લખાવે અંગ અગીયારરે. ભ૦ ॥ ૧૩ ॥ સંઘભક્તિ બહુવિધ કરેરે, જ્ઞાનોપકરણ સાર; ઠવણી કવળી ચાબખીરે, પાઠાં પ્રમુખ અગીઆરરે, વીંટાંગણા તિમ સાર રે. ભ૦ ॥ ૧૪ ॥ એણી પેરે બહુ વિધ સાચવે રે, એક વરસ તે સર્વ; અગ્યાર અગ્યારશ ઉઝળીરે કીધું પૂરણ પર્વ રે. ભ૦ ॥ ૧૫ ॥ ઉજમણાના દિનથકી રે, પન્નરમે દિન તેહ; શુભ યોગે મરી સુર થયો રે, આરણ કલ્પે ગુણ ગેહ રે. ભ. ॥ ૧૬ ॥

---

ઢાળ ૩ જી.

( આદિકરણ શ્રી આદિજીનજી-એ દેશી. )

તિહાંથી ચવી આ ભરતમાંજિ, શૌરિપુરે પુણ્ય-વંતજી; સમુદ્રદત્ત વ્યવહારીઓજી, પ્રિતિમતીનોકંતજી ભાવે ભવિયણ વ્રત ધરોજી,॥૧૭॥તસ કુખે સુરઉગજ્યો જી, નાલ નિક્ષેપણ ઠામ જી; નિધિ પ્રગટે મહોત્સવ કરે જી, સુવ્રત દીધું નામ જી. ભાવે૦ ॥ ૧૮ ॥ સાધુસમાપે સંગ્રહે જી, સમકિત તિમ વ્રત બારજી; ચોવન વય પરણાવીઓ જી, કન્યા અગ્યારં ઉદાર જી.॥ ૧૯ ॥ સંયમ જનકે આદર્યો જી, સાધે આતમ કાજ જી; સુવ્રત ધરસ્વામી થયો જી, કોડી અગ્યાર ધન સાજ જી. ભા૦ ॥૨૦॥ ધર્મઘોષ સૂરિ આવીઆ જી, કહે તિહાં પર્વ વિચાર જી. જાતિસ્મરણથી તે ગ્રહે જી, પૂરવલો આચાર જી. ભા૦ ॥ ૨૧ ॥ એક દિન પોસહ આદર્યો જી, મૌની નિશિ પરિવાર જી, તે નિસુણી ચોર આવીઆ જી, ધન લેવા તેણી વાર જી,કીધો પ્રદીપ પ્રચારજી. ભા૦ ॥ ૨૨ ॥ દીઠા કાઉસગ્ગે રહ્યા જી, લેવે ધનની કોડી જી, થંભે શાસન દેવતા જી, નહીં કોઇ ધર્મની જોડી જી. ભા૦ ॥ ૨૩॥ લોકે રાય જણાવીઓ જિ, આવ્યો ચોકીદાર જી; થંભાણા સવિ તે તિહાંજી, અચરિજ એહ અપાર જી. ભા૦ ॥ ૨૪ ॥

ઢાળ ૪ થી.

( હમચડીની દેશી. )

મન સ્થિર કરીને પોસહ પારે, વિધિ સઘળો આ-રાધે; રાજા પણ તેહને ઘેર આવ્યો, ભેટે ભક્તિ બહુ સાધે રે. હમચડી. ॥ ૨૫ ॥ અભયદાન માંગી મૂકાવ્યા; તસ્કર વ્યસનથી વાર્યા; શેઠ પદે રાજાએ થાપ્યો, તસ પરિજન સત્કાર્યા રે. હમચડી. ॥ ૨૬ ॥ વળી એકદા અગ્યારશ દિવસે, સપરિવાર વ્રત ધાર; લાગ્યો અગ્નિ જવળતું પૂર દેખી, ધર્મ શરણ કરે સાર રે હમચડી. ॥ ૨૭ ॥ ધર્મશાલા સુવ્રત ગેહાદિક, મૂકી અવર સવિ જળિયું; દેખી નરપતિ બોલે એહને, ધર્મે વિઘ્ન સવિ ટળિયું રે. હમચડી. ॥ ૨૮ ॥ એક શત બહોંતેર પુત્ર થયા તસ, સઘળી એ નારી કેરા; કોડિ નવાણું ધન સવિ મૂકી, લીએ સંયમ થઇ શુરા રે. હમચડી ॥ ૨૯ ॥ જયશેખર ચઉનાણી ગુરૂથી, અંગ અગ્યાર અભ્યાસે; છઠ્ઠ અઠ્ઠમ શત ચાર છમાસી; એમ તિમ ચાર ચઉમા-સી રે. હમચડી. ॥ ૩૦ ॥ એમ તપ કરતાં સુવ્રત મુ-નિને, મૌન એકાદશી દિવસે; અંગપીડા બહુ ઉપજા-વી, પણ સ્થિરતા ગુણ વિકસે રે. હમચડી. ॥ ૩૧ ॥ એક મિથ્યા સુર ક્ષોભણ કાજે, પર મુનિને મુખે આવી;

શ્રાદ્ધગૃહે જઇ ભેષજ લાવે, તો વેદના શમાવે રે. હમચડી. ॥ ૩૨ ॥ કહે વ્યંતર જો વસતિને બાહિર, જાવે તો સુખ પાવે; કહ્યો ન માન્યો મસ્તકે હણીઓ, પણ નિજ મન ન ડગાવે રે હમચડી. ॥ ૩૩ ॥ એણી પેરે ઘાતી કર્મ ખપાવી, પામી કેવળ નાણ; સિદ્ધ થયો સુરવૃંદ મળીને, ઓચ્છવ કરે વિહાણ રે. હમચડી. ॥ ૩૪ ॥ વનિતા પણ અગ્યારે સંયમ લેઇ નિરતિચાર; માસ સંલેખણ શિવગતિ પામી, વળી બહુ તસ પરિવાર રે. હમચડી. ॥ ૩૫ ॥

ઢાળ ૫ મી

(બે કર જોડીને જિન પાય લાગું—એ દેશી.)

નેમિ જિણંદે કેશવ આગે, એહ સંબંધ કહે ચિત્ત રાગે; સાંભળી કૃષ્ણ એ દિવસ આરાધે, ક્ષાયિક સમકિતના ગુણ ગાવે. ॥ ૩૬ ॥ અર જિન વ્રત નમિ જિનવર જ્ઞાન, મલ્લી જન્મ વ્રત કેવળજ્ઞાન; એક ચોવીશીમાં પંચ કલ્યાણ, ત્રણ ચોવીશીનાં પંદર કલ્યાણ. ॥ એક ક્ષેત્રે એમ ભણીજે, દશ ક્ષેત્રે દોઢસો જાણીજે; અતીત અનાગત ને વર્તમાન, પચાસ પચાસ એમ પ્રમાણ. ॥ ૩૮ ॥ નેવું જિનના નામ ગણીજે, એક ત્રણ ને એકજ લીજે; અઢારમા ઓગણીશ ને એકવીશ, વર્તમાન જિન એ

હો જિન સાચી ચિત્ત અવધાર, કીધી હો એમ કીધી મેં તાહરી ચાકરીજી; દેઇશ હો જિન દેઇશ તુંહી સમાધિ, એવડી હો જિન એવડી કાંઇ ગાઢીમ ઇસીજી, ॥ ૨૨ ॥ છેહડો હો તુજ છેહડો સાહ્યો આજ, મોટી હો જિન મોટી મેં આશા કરીજી; દીધા હો જિન દીધા વિણ મહારાજ, છુટીશ હો કિમ છુટીશ કિમ વિણ દુઃખ હરિજી. ॥ ૨૩ ॥ ભવ ભવ હો જિન ભવ ભવ સરણું તુજ, હોજો હો જિન હોજો કહું કેતું વળીજી; દેજો હો જિન દેજો સેવા મુજ, રંગે હો પ્રભુ રંગે પ્રણમું લળી લળીજી. ॥ ૨૪ ॥ ત્રીજી હો એહ ત્રીજી પૂરી થઇ ઢાળ, પ્રેમે હો એમ પ્રેમે કાંતિવિજય કહે જી; નમતાં હો પ્રભુ નમતાં નેમ દયાળ, મંગળ હો ધરી મંગળમાળા મહ મહેજિ. ॥ ૨૫ ॥

કલશ.

એમ સકળ સુખકરૂ દુરિત દુઃખહરૂ, ભવિક તરવા જળધરૂ, ભવ્ય તિમિર વારક જગત તારક, જયો જિનપતિ જગગુરૂ; સત્તરસો ઓગણોતેર વરસે, રહી ડભોઇ ચોમાસએ, સુદી માગશર તિથિ અગ્યારશ, રચ્યો ગુણ સુવિલાસ એ. ॥ ૨૬ ॥ થઇ થુઇ મંગળ કોટી ભવનાં, પાપ પડલ દૂરે કરે, જયવાદ આપે કીર્તિ થાપે, સુજસ દશ દિશિ વિસ્તરે; તપગચ્છ નાયક વિ

જયપ્રભ ગુરૂ, શિષ્ય પ્રેમવિજય તણો, કહે કાંતિ સુ-ણતાં ભવિક ભણતાં, લહે મંગળ અતિ ઘણો. ॥ ૨૮ ॥



## અગ્યારશનું સ્તવન. ૩ જું.

( ચોપાઇની દેશી. )

સમવસરણ બેઠા ભગવંત, ધર્મ પ્રકાશે શ્રી અ-રિહંત; બારે પર્ષદા બેઠી રૂડી, માગશર શુદિ અગ્યારશ વડી. ॥ ૧ ॥ મલ્લીનાથના ત્રણ કલ્યાણ, જન્મ દીક્ષા ને કેવળજ્ઞાન; અર દીક્ષા લીધી રૂયડી, માગશર શુદિ અ-ગ્યારશ વડી. ॥ ૨ ॥ નમિને ઉપજ્યું કેવળજ્ઞાન, પાંચ કલ્યાણક અતિ પ્રધાન; એહ તિથિની મહિમા ચડી, માગશર શુદિ અગ્યારશ વડી. ॥ ૩ ॥ પાંચ ભરત ઐરવત ઇમ હીજ, પાંચ કલ્યાણક હોવે તિમ હીજ; પચાસની સંખ્યા પરગડી, માગશર શુદિ અગ્યારશ વડી. ॥ ૪ ॥ અતીત અનાગત ગણતાં એમ, દોઢસો કલ્યાણક થાયે તેમ; કુણ તિથિ છે એ તિથિ જેવડી, માગશર શુદિ અગ્યારશ વડી. ॥ ૫ ॥ અનંત ચોવીશી એણી પેરે ગણો, લાભ અનંત ઉપવાસજ તણો; એહ તિથિ સહુ શિર એ ખડી, માગશર શુદિ અગ્યારશ વડી. ॥ ૬ ॥ મૌનપણે રહ્યા શ્રી મલ્લીનાથ,

નિશદીશ. ॥ ૩૯ ॥ સાતમો ચોથો છઠ્ઠો એહ, અતીત અનાગત જિન જેહ; મોટું પર્વ કહ્યું તેણે હેતે; જિન-શાસન ને વળી શિવ સંકેત. ॥ ૪૦ ॥ માગશર શુદિ અગ્યારશ પાળે, તે સવિ કર્મના મેલ ખપાવે; જાવજીવ કીજે શુભ ભાવે, ભવ ભવના તિમ સંકટ જાવે. ॥૪૧॥ શ્રી જ્ઞાનવિમળ સૂરિ એણી પેરે ભાખે, એહ ચરિત્ર તણી છે સાખે; આરાધે જે જિન કલ્યાણક, હોવે તસ ઘરે કોડિ કલ્યાણક. ॥ ૪૨ ॥

---

## એકાદશી સ્તવન. ૨ જું.

### ઢાળ ૧ લી.

( ચંદ્રાવલાની દેશી. )

દ્વારકા નગરી સમોસર્યા રે, બાવીશમો જિનચંદ; બે કર જોડી ભાવશું રે પૂછે કૃષ્ણ નરિંદ. ત્રુટક—પૂછે કૃષ્ણ નરિંદ વિવેકે, સ્વામી અગ્યારશ માની અનેકે; એહ તણો કારણ મુજ દાખો, મહિમા તિથિનો યથાર્થ દાખ્યો, જીરે જિણંદજી જીરે. ॥ ૧ ॥ નેમિ કહે કેશવ સુણો રે, પર્વ વડું છે એહ; કલ્યાણક જિનનાં કહ્યાં રે, દોઢસો એણે દિન જેહ. ત્રુટક—દોઢસો એણે દિન સૂત્ર પ્રસિદ્ધા, કલ્યાણ દશ ક્ષેત્રનાં લીધાં; અતીત અનાગત

ને વર્તમાન, સર્વ મળી દોઢસો તસ માન. જી૦ ॥ ૨ ॥ કલ્પવૃક્ષ તરૂમાં વડો રે, દેવમાંહે અરિહંત; ચક્રવર્તી નૃપમાં વડો રે, તિથિમાં તિમ એ હુંત ત્રુટક—તિથિમાં તિમ એ હુંત વડેરો, ભેદે કર્મ સુભટનો ઘેરો; મૌન આરાધે શિવપદ આપે, સંકટ વેલતણા મૂળ કાપે. જી૦ ॥ ૩ ॥ અહોરત્ત પોસો કરી રે, મૌન તપ ઉપવાસ; અગ્યાર વરસ આરાધીએ રે, વળી અગ્યારહ માસ. ત્રુટક—વળી અગ્યારહ માસ જે સાધે, મન વચ કાયે શુદ્ધ આરાધે; ભવ ભવ સુખીઆ તે નર થાશે, સુવ્રત શેઠ પરે ગવરાશે. જી૦ ॥ ૪ ॥ કૃષ્ણ કહે સુવ્રત કીઓ રે, કીમ પામ્યો સુખ સાત; નેમ કહે કેશવ સુણો રે, સુવ્રતનો અવદાત. ત્રુટક—સુવ્રતનો અવદાત વખાણું, ધાતકીખંડ વિજયાપુરી જાણું, પૃથ્વીપાળ તિહાં રાજ વિરાજે; ચંદ્રવતી તસ રાણી છાજે. જી૦ ॥ ૫ ॥ વાસ વસે વ્યવહારીઓ રે, સુર નામે તિહાં એક; સદગુરૂ મુખે એક દિન ગ્રહી રે, અગ્યારશ સુવિવેક. ત્રૂટક—અગ્યારશ સુવિવેકે લીધી, રૂડી ઉજમણાની વિધિ કીધી; પેટ શુળથી મરણ લહીન, પહોંચ્યો અગ્યારમે સ્વર્ગ વહીને. જી૦ ॥ ૬ ॥ એકવીશ સાગર તણો રે, પાળી નિરૂપમ આય; ઉપજ્યો જિહાં તે કહું રે, સુણજો જાદવરાય. ત્રૂટક—સુણજો જાદવરાય એક ચિત્તે, સૌરી-

પુર વસે શેઠ સમૃદ્ધદત્ત; પ્રીતિમતી તસ ઘરણીને પેટે, પુત્રપણે ઉપજ્યો પુણ્ય ભેટે. જી૦ ॥ ૭ ॥ જન્મ સમયે પ્રગટ હુવા રે, ભુમિથી સબળ નિધાન; ઉચિત જાણી તસ થાપીયો રે, સુવ્રત નામ પ્રધાન. ત્રુટક—સુવ્રત નામ ઠવ્યો માય તાયે, વાધ્યો કુમાર કળાનિધિ થાયે; અગ્યાર કન્યા વર્યો સમજોડી, અગ્યાર હોય સ્થિર સુવર્ણ કોડી જી૦ ॥ ૮ ॥ વિલસે સુખ સંસારનાં રે, દોગુંદુક સુર જેમ; અન્ય દિવસ સહ ગુરૂમુખે રે, દેશના સુણી તેણે એમ. ત્રુટક— દેશનામાં સુણ્યું એમ મહાતમ, બીજ પ્રમુખ તિથિઓ અતિ ઉત્તમ; સાંભળીને ઇહાપોહ કરંત, જાતિસ્મરણ લહ્યો ગુણવંતે. જી૦ ॥ ૯ ॥ કર જોડી સુવ્રત એમ ભણે રે, વરસ દિવસમાં સાર; દિવસ એક મુજ દાખવો રે, જેહથી હોય ભવ પાર. ત્રુટક—જેહથી હોય ભવપાર તે દાખો, ગુરૂ કહે મૌન એકાદશી રાખો; તે તહત્તિ કરી વિધિશું આરાધે, માગશર શુદી એકાદશી સાધે. જી૦ ॥ ૧૦ ॥ શેઠને સુખીયો દેખીને રે, જન કહે એ ધર્મ સાર; પ્રેમ સહિત આરાધતાં રે, કાંતિવિજય જયકાર. ત્રુટક— કાંતિવિજય જયકાર સદાઇ, નિત્ય નિત્ય સંપદા હોઇ સવાઇ; એ તિથિ સકલ તણે મન ભાવી, પહેલી ઢાળ થઇ સુખદાઇ. જી૦ ॥ ૧૧ ॥

ઢાળ ૨ જી.

એક દિવસેરે, શેઠ સુવ્રત પોસહ ધરે, સહુ કુટું-બેરે, રયણી સમય કાઉસ્સગ્ગ કરે; તવ આવ્યારે, ચોર લેવા ધન આંગણે, કસી બાંધેરે, ધનની ગાંસડી તક્ષણે. ત્રુટક—તક્ષણે બાંધ્યો દ્રવ્ય બહુલો, શિર ઉપાડી સંચરે; તવ દેવ શાસનતણે થંભ્યા, ચોર ચિંતા અતિ કરે; દીઠા પ્રભાતે કોટવાળે, બાંધી સોપ્યા રાયને; વધ હુકમ દીધો રાયે તવ તિહાં, શેઠ આવ્યા ધાઇને. ૧૨.
નૃપ આગળેરે, શેઠ મૂકી તિહાં ભેટણું, છોડાવ્યું રે, ચોર સહુનુ બંધણું, જગમાં વધ્યોરે, મહિમા શ્રી જિન ધર્મનો, કેઇ છંડેરે. મિથ્યાત્વ મારગ ભરમનો. ત્રુટક—મિથ્યાત્વ મારગ તજી પુરજન, જૈન ધર્મ અંગી કરે; એક દિવસ ધગધગ કરત ઉદ્દભટ, અગ્નિ લાગી તીણે પુરે. બળે તે મંદિર હાટ સુંદર, લોક નાઠા ધસમસે; સહુ કુટુંબ પોષધ સહિત તીણે દિન, શેઠ બેઠા સમરસે. ૧૩
જન બોલેરે, શેઠ સલુણા સાંભળો, હઠ કાં કરોરે, નાસો અગ્નિમાં કાંબળો; શેઠ ચિંતવેરે, પરીષહ સહસ્યુ તે સહી, વ્રત ખંડનરે, એણે અવસરે કરશું નહીં. ત્રુટક—નહીં ચુક્ત સુજને વ્રત વિલોપન, એમ રહ્યો દઢતા ગ્રહી, પુર બળ્યું સઘળુ શેઠ ઘર, હાટ તે ઉગર્યાસહી; પુરલોક અચરંજ દેખી સઘળો, અતિ પ્રશંસે દઢપણો,

હવે શેઠ કરે સામાન રૂડા, ઉજમણું કરવા તણો. ૧૪. મુક્તાફળરે, મણિ માણિક્યને હીરલા, પીરોજીરે, વિદ્રુમ ગોલક અતિ ભલા; સ્વર્ણાદિકરે સપ્ત ધાતુ મેળી રૂડી, ક્ષીરોદકરે, પ્રમુખ વિવિધ ઉંબર વળી. ત્રુટક-ધાન્યને પકવાન્ન બહુ વિધ ફળ ફુલ મન ઉજળે, અગ્યાર સંખ્યા એક એકની, ઠવે શ્રી જિન આગળે; જિન ભક્તિ મંડે દુરિત ખંડે, લાભ લે નર ભવતણો, મહિમા વધારે સુવિધિ દ્વારે, ભવ સુધારે આપણો. ॥ ૧૫ ॥ સાતે ક્ષેત્રેરે, ખરચે ધન મન ઉલ્લસે, સંઘ પૂજા રે, સ્વામી ભક્તિ કરે હસે; દીયે મુનિને રે, જ્ઞાનોપકરણ શુભ મને, અગ્યારશ રે, એમ ઉજવી તેણે સુવ્રતે. ત્રુટક- તેણે સુવ્રતે એક દિવસ વાંદ્યા, સુરિ જયશેખર ગુરૂ, સુણી ધર્મ અનુમતિ માગી સુતની, લીયે સંયમ સુખકરૂ; અગ્યાર તરૂણી ગ્રહી સંયમ, તપ તપી અતિ નિર્મળું, લહી નાણ કેવળ મુક્તિ પહોંચ્યા, લહ્યું સુખ ધન ઉજળું. ॥ ૧૬ ॥ દોય સો છઠ રે, એક સો અઠ્ઠમ સાર રે, ષટ માસી રે, એક ચોમાસી ચાર રે; ઇત્યાદિક રે, સુવ્રત મુનિવર તપ કરે, અગ્યારશ રે, તે તિથિ સેવે મન ખરે. ત્રુટક-મન ખરે પાળે શુદ્ધ સંયમ, એક દિન એ રુષિ તણે, થઇ ઉદર પીડા તીણે દિવસે, અછે તે સુવ્રતપણે; એક દેવ વૈરી પૂર્વ ભવનો,

ચળાવા આવ્યો સહી, મુનિરાય સુવ્રત તણે અંગે, વેદના કીધી વહિ. ૧૭. સમતા ધરી રે, નિશ્ચળ મેરૂ પરે રહ્યો; સુર પરિસહ રે, સ્થિર થઇને અહોનિશ સહ્યો નવિ લોપે રે, મન સુવ્રત મુનિરાજીઓ, ઔષધ પણ રે, સુર દાખ્યો પણ નવિ કીયો. ત્રુટક—નવિ કીયો ઔષધ રોગ હેતે, અસુર અતિ કોપે ચડયો, પાટુ પ્રહારે હણ્યો તેવારે, મિથ્યામતિ પાયે પડયો; ઋષિ ક્ષપક શ્રેણિયે ચઢીઓ, કેવળ લહી મુક્તિ ગયો, એમ ઢાળ બીજી કાંતિ ભણતાં, સકળ સુખ મંગળ થયો. ૧૮.

ઢાળ. ૩ જી.

( સુણીએ હો જિન સુણીએ—એ દેશી. )

ભાખી હો જિન ભાખી નેમિ જિણંદ, એણીપરે હો જિન એણીપરે સુવ્રતની કથાજી; સદ્દહે હો તેહ સદ્દહે કૃષ્ણ નરિંદ, છેદન હો ભવછેદન ભવ ભયની વ્યથાજી. ॥ ૧૯ ॥ પર્ષદ હો જિન પર્ષદ લોક તિવાર, ભાવે હો તિહાં ભાવે અગ્યારશ ઉચ્ચરી જી; એહથી હો એમ એહથી ભવિક અપાર, સહેજે હો ભવ સહેજે ભવસાયર તરીજી. ॥ ૨૦ ॥ તારેક હો જિન તારક ભવથી તાર, મુજને હો પ્રભુ મુજ નિર્ગુણીને હિત કરીજી; તરશું હો જિન તરશું જો તપ સાધ, તુમચી હો પ્રભુ તુમચી તિહાં મોટીમ કીસીજી. ॥ ૨૧ ॥ સાચી

હો જિન સાચી ચિત્ત અવધાર, કીધી હો એમ કીધી મેં તાહરી ચાકરીજી; દેઇશ હો જિન દેઇશ તું હી સમાધિ, એવડી હો જિન એવડી કાંઇ ગાઢીમ ઇસીજી, ॥ ૨૨ ॥ છેહડો હો તુજ છેહડો સાહ્યો આજ, મોટી હો જિન મોટી મેં આશા કરીજી; દીધા હો જિન દીધા વિણ મહારાજ, છુટીશ હો કિમ છુટીશ કિમ વિણ દુઃખ હરિજી. ॥ ૨૩ ॥ ભવ ભવ હો જિન ભવ ભવ સરણું તુજ, હોજો હો જિન હોજો કહું કેતું વળીજી; દેજો હો જિન દેજો સેવા મુજ, રંગે હો પ્રભુ રંગે પ્રણમું લળી લળીજી. ॥ ૨૪ ॥ ત્રીજી હો એહ ત્રીજી પૂરી થઇ ઢાળ, પ્રેમે હો એમ પ્રેમે કાંતિવિજય કહે જી; નમતાં હો પ્રભુ નમતાં નેમ દયાળ, મંગળ હો ધરી મંગળમાળા મહ મહેજિ. ॥ ૨૫ ॥

કલશ.

એમ સકળ સુખકરૂ દુરિત દુઃખહરૂ, ભવિક તરવા જળધરૂ, ભવ્ય તિમિર વારક જગત તારક, જયો જિનપતિ જગગુરૂ; સત્તરસો ઓગણોતેર વરસે, રહી ડભોઇ ચોમાસએ, સુદી માગશર તિથિ અગ્યારશ, રચ્યો ગુણ સુવિલાસ એ. ॥ ૨૬ ॥ થઇ થુઇ મંગળ કોટી ભવનાં, પાપ પડલ દૂરે કરે, જયવાદ આપે કીર્તિ થાપે, સુજસ દશ દિશિ વિસ્તરે; તપગચ્છ નાયક વિ

જયપ્રભ ગુરૂ, શિષ્ય પ્રેમવિજય તણો, કહે કાંતિ સુ-
ણુતાં ભવિક ભણુતાં, લહે મંગળ અતિ ઘણો. ॥ ૨૮ ॥



## અગ્યારશનું સ્તવન. ૩ જું.

( ચોપાઇની દેશી. )

સમવસરણ બેઠા ભગવંત, ધર્મ પ્રકાશે શ્રી અ-
રિહંત; બારે પર્ષદા બેઠી રૂડી, માગશાર શુદિ અગ્યારશ
વડી. ॥ ૧ ॥ મલ્લીનાથના ત્રણ કલ્યાણ, જન્મ દીક્ષા ને
કેવળજ્ઞાન; અર દીક્ષા લીધી રૂયડી, માગશાર શુદિ અ-
ગ્યારશ વડી. ॥ ૨ ॥ નમિને ઉપજ્યું કેવળજ્ઞાન, પાંચ
કલ્યાણક અતિ પ્રધાન; એહ તિથિની મહિમા ચડી,
માગશાર શુદિ અગ્યારશ વડી. ॥ ૩ ॥ પાંચ ભરત
ઐરવત ઇમ હીજ, પાંચ કલ્યાણક હોવે તિમ
હીજ; પચાસની સંખ્યા પરગડી, માગશાર શુદિ
અગ્યારશ વડી. ॥ ૪ ॥ અતીત અનાગત ગણતાં એમ,
દોઢસો કલ્યાણક થાયે તેમ; કુણ તિથિ છે એ તિથિ
જેવડી, માગશાર શુદિ અગ્યારશ વડી. ॥ ૫ ॥ અનંત
ચોવીશી એણી પેરે ગણો, લાભ અનંત ઉપવાસજ
તણો; એહ તિથિ સહુ શિર એ ખડી, માગશાર શુદિ
અગ્યારશ વડી. ॥ ૬ ॥ મૌનપણે રહ્યા શ્રી મલ્લીનાથ,

એકાદશી સંયમ વ્રત સાથ; મૈનતણી પેરે વ્રત એમ વડી, માગશર શુદ્દિ અગ્યારશ વડી. ॥ ૭ ॥ આઠ પહોરનો પોસો લીજીએ, ચોવીહાર વિધીશું કીજીએ પણ પ્રમાદ ન કીજે ઘડી, માંગશર શુદ્દિ અગ્યારશ વડી. ॥ ૮ ॥ વર્ષ અગ્યાર કીજે ઉપવાસ, જાવ જિવ પણ અધિક ઉલ્લાસ; એ તિથિ મોક્ષતણી પાવડી, માગશર શુદ્દિ અગ્યારશ વડી. ॥ ૯ ॥ ઉજમણું કીજે શ્રીકાર, જ્ઞાનનાં ઉપકરણ અગીયાર અગીયાર; કરો કાઉસગ્ગ ગુરૂ પાયે પડી, માગશર શુદ્દી અગીયારશ વડી. ॥ ૧૦ ॥ દેરે સ્નાત્રજ કીજે વળી, પોથી પૂજિજે મન રળી; મુક્તિપુરી કીજે ઢુંકડી, માગશર શુદ્દિ અગાયારશ વડી. ॥ ૧૧ ॥ મૌન અગીયારશ મોટું પર્વ, આરાધ્યાં સુખલહીયે સર્વ; વ્રત પચ્ચખ્ખાણ કરો આખડી, માગશર શુદ્દિ અગીયારશ વડી. ॥ ૧૨ ॥ જેસલ સોળ એકાશી સમે, કીધું સ્તવન સહુ મન ગમે; સમયસુંદર કહે દેહડી, માગશર શુદ્દિ અગીઆરશ વડી. ॥ ૧૩ ॥

## એકાદશીનું સ્તવન ૪ થું.

એકાદશી તિથિ સેવીએ રે લાલ ઉલટ આણી અંગ મેરે પ્યારે રે, એકાદશી૦ ॥ ૧ ॥ ઋષભ અજિત સંભવ વળી રે લાલ, અરે મલ્લી નમિનાથ મેરે પ્યા૦,

એકા૦ ॥ ૨ ॥ મૌન એકાદશી એ વડી રે લાલ, કલ્યાણક એકસો પચાસ મેરે; શત ઉપવાસ આરાધતાં રે લાલ, હોય ધરી લીલાવાસ મેરે૦ એકા૦ ॥ ૩ ॥ કેવળજ્ઞાની જ્ઞાનશું રે લાલ, મહિમા ભાખ્યો ઉદાર મેરે૦; કૃષ્ણ પ્રભુ મુખે આદર્યો રે લાલ, ઉજ૦યો વિધિ મનોહાર મેરે૦ એકા૦ ॥ ૪ ॥ મિથ્યાત્વી માને ઘણું રે લાલ, જિનશાસન દિન એહ મેરે૦; આદરીએ આદર ઘણું રે લાલ, ધન કણ કંચન ગેહ મેરે૦ એકા૦ ॥ ૫ ॥ મૌનપણે પોસહ કરી રે લાલ, વિકથાનો પરિહાર મેરે૦; ગુણણું ગણીએ નેહશું રે લાલ, હોવે અલ્પ સંસાર મેરે૦ એકા૦ ॥ ૬ ॥ એકાદશી મહિમા કહ્યો રે લાલ, ગૌતમ આગળ વીર મેરે૦; શ્રી મેરૂવિજય સુપસાઉલે રે લાલ, મેરૂ લહે ભવતીર મેરે૦ એકા૦ ॥ ૭ ॥

---

## રોહિણીનું સ્વતન.

શાસનદેવતા સ્વામિની, મુજ સાંનિધ્ય કીજે,
ભુલ્યો અક્ષર તુરત ભણી સમજાઇ દીજે;
મોટો તપ રોહિણીતણો એ, તિણ ગ ગુણ ગાઉં;
જિમ સુખ સોહગ સંપદા, વાંછિત ફળ પાઉં. ૧
દક્ષિણ ભરતે અંગ દેશ છે, તિહાં ચંપા નયરી,

મઘવા રાજા રાજ્ય કરે, તીણે જીત્યા વયરી;
પાટતણી રાણી રૂઅડીએ, લક્ષ્મી એણે નામે,
આઠ પુત્ર ભયા તિણે એ, મનમેં સુખ પામે. ૨
રોહિણી નામે પુત્રિકા એ, સબકું સુખકારી,
આઠ પુત્રોની ઉપરે એ, તીણે લાગે પ્યારી;
વધે ચંદ્રતણી કળાએ, જેમ પક્ષ અજવાળે,
તેમ તે કુંવરી ધાય માય, પાંચે પ્રતિપાળે. ૩
કુંવરી રૂપે રૂઅડી એ, ઘર આગળ બેઠી,
દીઠી રાજાએ ખેલતી એ, તીણે ચિંતા પેઠી;
ત્રણ ભુવન વિષે એહવી એ નહીં બીજી નારી,
રંભા પદ્મા ગૌરી ગંગ, ઇણ આગળ હારી. ૪
પુરૂષ ન દીસે કોઇ ઇસોએ, જિણને પરણાવું,
આંખો આગળ શલ્ય વધે, તીણે સુખ નપાવું;
દેશ દેશના રાજવીએ, તત્ક્ષણ તેડાવ્યા,
સબળ સજાઇ સાથ કરી, નરપતિ પણ આવ્યા. ૫
વીતશોક રાજાતણો એ, કુમર સૌભાગી;
કન્યા કેરી આંખડી એ, તીણ શીતળ લાગી;
ઉભા દેખે સકળ લોક, કેઇ ચઢીઆ વાળા,
ચિત્રસેનને કંઠે ઠવી, કુંવરીએ વરમાળા. ૬
દેવ અને દેવાંગનાએ, જંપે જય જયકાર,
રાજા રળીયાઇત થયો, દેખે સારો સંસાર;

કર જોડીને લોક કહે, વર કન્યાનો જોડો,
વીતશોકનો કુંવર થયો, શિર ઉપર લાડો.
ઈમ વિવાહ થયો ભલોએ, દીધાં દાન અપાર,
ઘરે આવ્યા પરણી કરી, હરખ્યો પરિવાર;
વીતશોક રાજા પુત્ર ભણી, આપણો પાટ દીધો,
આપણ સંજમ આદરીએ, જગમેં જસ લીધો. ૮

ઢાળ ૨ જી.

( હવે ભવિજન રે, પંચમી ઉજમણો સુણો–એ દેશી. )

તિણ નયરી રે, ચિત્રસેન રાજા થયો,
સુખમાંહી રે, કેટલોક કાળ વહી ગયો;
એણે અવસર રે, આઠ પૂત્ર હુઆ ભલા,
ચઢતે પક્ષે રે, ચંદ્ર જેસી ચઢતી કલા.
ત્રુટક–ચઢતી કળા હવે રાય બેઠો, પાસ બેઠી રોહિણી,
સાતમી ભુમે કંત સેતી, કરે ક્રીડા અતિ ઘણી;
આઠમો બાળક ગોદ ઉપરે, રંગે શું રાણી ધીયો,
પુત્ર ને પ્રીતમ આંખ આગળે, દેખતાં હરખે હીયો. ૯
એક કામિની રે, ગોખે ચઢી દૃષ્ટિ પડી,
તડફડતી રે, રોવે રીસે બાપડી;
બુઢાપણેએ મનગમતો બાળક મુઓ,
હું તો એકજ રે, તીણે અધિકેરો દુઃખ હુઓ.

ત્રુટક–દુઃખ હુઓ તેને રોહિણી હવે, કહે પ્રીતમજી ભણી;
એહ નારી નાચે અને કુદે, કીમ કહો મોટા ધણી;
એહવો નાટક આજતાંઇ, મેં કદી દેખ્યો નહીં,
મુજને તમાસો અને હાંસો, દેખતાં આવે સહી. ૧૦
ઇણે વચને રે, રીસાણો રાજા કહે,
તું પાપીણી રે, પરની પીડા નવી લહે,
એ દુખીણી રે, પુત્ર મુઓ તડફડ કરે,
જબ વીતે રે, વેદન જાણે જે તરે.
ત્રુટક–જાણે જેતરે તું વાત દુઃખની, ગર્વ ઘેલી કામિનિ,
એમ કહી રાજા હાથ ઝાલ્યો, તેહના બાળક ભણી;
સાતમી ભુમિથી તળે નાંખ્યો, તીસે હાહારવ થયો,
રોહિણી હસતી કહે પ્રીતમ, પુત્ર નીચે કીમ ગયો. ૧૧

ઢાળ.

હવે રાજા રે, પુત્રતણે શોકે કરી,
થયો મૂર્છિત રે, રોવે છે આંખે ભરી;
પડતો સુત રે, શાસન દેવતે જાણીઓ,
કંચનમય રે, સિંહાસને બેસાડીઓ.
ત્રુટક-બેસાડીઅેા કર જોડી આગે, કરે નાટક દેવતા,
ગોદ બીછાવે કોઇ હસાવે, પાદપંકજ સેવતા;
ઉપજ્યો ભુપતિને અચંભો, દેખીને કારણ કીસો,
જે કોઇ જ્ઞાની ગુરૂ પધારે, પૂછીએ સંશય ઇસો. ૧૨

ઢાળ.

ઇમ ચિંતવતાં રે, ચારિત્રીઆ આવ્યા ઇસે,
રાજા પણ રે, પહોંચ્યો વંદનને તીસે;
સુણી દેશના રે, પુછે પ્રશ્ન સોહામણો,
કહો સ્વામી રે, પૂરવ ભવ બાળકતણો.

ત્રુટક–બાળકતણો ભવ ભૂપ પૂછે, કહે એણી પેરે કેવળી
રોહિણી રાણીતણો ભવાંતર, અને રાજાનો વળી;
શ્રી સુગુરૂ ભાખે પાછલે ભવ, રોહિણી તપ આદર્યો,
તપતણી સંગતે સાધુ ભગતે તુમે ભવસાગર તર્યો. ૧૩

કહે રાજા રે, કિમ રોહિણી તપ કીજીએ,
વિધિ ભાખો રે, જિમ તુમ પાસે લીજીએ;
તવ મુનિવર રે વિધિ રોહિણીના તપ તણી,
ઇમ જંપે રે, ચિત્રસેન રાજા ભણી.

ત્રુટક–રાજા ભણી વિધિ એહ જંપે, ચંદ્રરોહિણીઆવીએ,
ઉપવાસ કીજે લાભ લીજે, ભલી ભાવના ભાવીએ;
બારમા જિનવરતણી પ્રતિમા, પૂજીએ મન રંગશું,
એમ સાત વરસ લગી કીજે, તજી આળસ અંગશું. ૧૪

ઢાળ ૩ જી.

સાહેલીએ આંબો મોરીયો–એ દેશી.

તપ કરીએ રોહિણીતણો, વળી કરીએ હો ઉજમણો
એમ કે; તપ કરતાં પાતક ટળે, તીણે કીજે હો તપસેતી

પ્રેમ કે ॥ તપ૦ ॥ ૧૫ ॥ દેવ જુહારી દેહરે, જિન આગે હો પૂજો વૃક્ષ અશોક કે, ગુણણો બારમા જિનતણો, ભલા નૈવેદ્ય હો ધરીએ સહુ થોક કે ॥ તપ૦ ॥ ૧૬ ॥ કેશર ચંદન ચર્ચીએ, જિન આગે હો આઠે મંગલિક કે; વિધિશું પુસ્તક પૂજીએ, તો લહીએ હો શિવપૂરહ ઠીક કે ॥ તપ૦ ॥ ૧૭ ॥ સેવા કીજે સાધુની, વળી દિજે હો મુખ માગ્યો દાન કે; સંતોષીજે સાધર્મી વચ્છલ, મન રંગે હો કરી કરી પકવાન્ન કે ॥ તપ૦ ॥ ૧૮ ॥ પાટી પોથી પુંજણી, મષી લેખણ હો ઝીલમીલિ સુજગીશ કે; નવકારવાળી વીંટણા, ગુરૂ આગે હો ધરો સત્તાવીશ કે ॥ તપ૦ ॥ ૧૯ ॥ ચોથું વ્રત પણ તીણે દિને, ઇમ પાળે હો મન આણી વિવેક કે; ઇણી વિધિ રોહિણી આદરે, તે પામે હો આનંદ અનેક કે ॥ તપ૦ ॥ ૨૦ ॥

ઢાળ ૪ થી.

ઇમ મહિમા રોહિણીતણી, શ્રી જ્ઞાની ગુરૂ પ્રકાશે રે; ચિત્રસેન તપ આદરે, વાસુપૂજ્ય તીર્થંકર પાસે રે, ઇમ મહિમા રોહિણી તણી ॥ ૨૧ ॥ એણી પરે રોહિણી આદરી, ઉપરે ઉજમણો કીધો રે; ચિત્રસેન રાજા ને રોહિણી, મન શુદ્ધે સંજમ લીધો રે ॥ ઇમ૦ ॥ ૨૨ ॥ આઠે પુત્રે આદરી, દીક્ષા બારમા જિન આગે રે;

વળી નાના વિધ તપ આદરે; જિનધર્મતણી મતિ જાગે રે ॥ ઇમ૦ ॥ ૨૩ ॥ કરી અનશન આરાધના, લહી કેવળ શિવપદ પાયો રે; જિન વાણી આણી હૈયે, પ્રભુ ચરણે ચિત્ત લાયો રે, ઈમ૦ ॥ ૨૪ ॥ મનમોહન મહિમાવતિ, સ્તવિયે શિવપુર ગામી રે, મનમાન્યા સાહિબતણી, હવે પુણ્યે સેવા પામી રે, ઇમ૦ ॥ ૨૫ ॥

કળશ.

ઇમ ગગન ઈંદુ મુનિ ચંદ ( ૧૭૧૦ ) વરસે, ચોથ શ્રાવણ શુદ્દિ ભલી, મેં કહ્યો રોહિણીતણો મહિમા, સુગુરૂ સુખે જીભ સાંભળી; વાસુપૂજ્ય ઇમ થયા પ્રસન્ન અમને, ચિત્તની ચિંતા ટળી, શ્રી સાર જિન ગુણ ગાવતાં, હવે સકળ મન આશા ફળી. ॥ ૨૬ ॥

## સિદ્ધચક્રનું સ્તવન. ૧ લું.

નવ પદ ધરજો ધ્યાન, ભવિજન નવપદ ધરજો ધ્યાન; એ નવપદનું ધ્યાન કરંતાં, પામે જીવ વિશ્રામ, ભવી જન૦ ॥ ૧ ॥ અરિહંત સિદ્ધ આચારજ પાઠક, સાધુ સકળ ગુણખાણ, ભવી૦ ॥ ૨ ॥ દર્શન જ્ઞાન ચારિત્ર એ ઉત્તમ, તપ તપો કરી બહુ માન, ભવી૦ ॥ ૩ ॥ આશો ચૈત્રની શુદિ સાતમથી, પૂનમ લગી

પ્રમાણ, ભવી૦ ॥ ૪ ॥ એમ એકાશી આંબિલ કીજે, વરસ સાડા ચારનું માન, ભવી૦ ॥ ૫ ॥ પડિક્કમણાં દોય ટંકનાં કીજે, પડિલેહણ બે વાર, ભવી૦ ॥ ૬ ॥ દેવવંદન ત્રણ ટંકનાં કીજે, દેવ પૂજો ત્રિકાળ, ભવી૦ ॥ ૭ ॥ બાર આઠ છત્રીશ પચવીશનો, સત્તાવીશ સડસઠ સાર, ભવી૦ ॥ ૮ ॥ એકાવન સીત્તેર પચાસનો, કાઉસગ્ગ કરો સાવધાન, ભવી૦ ॥ ૯ ॥ એક એક પદનું ગુણણું, ગણીએ દોય હજાર, ભવી૦ ॥ ૧૦ ॥ એણે વિધિ જે એ તપ આરાધે, તે પામે ભવ પાર, ભવી૦ ॥ ૧૧ ॥ કર જોડી સેવક ગુણ ગાવે, મોહન ગુણ મણિમાળ, ભવી૦ ॥ ૧૨ ॥ તાસ શિષ્ય મુનિ હેમ કહે છે, જન્મ મરણ દુઃખ ટાળ, ભવી૦ ॥ ૧૩ ॥

---

## સિદ્ધચક્રનું સ્તવન. ૨ જું.

સિદ્ધચક્રને ભજીએ રે, કે ભવિયણ ભાવ ધરી,
મદ માનને તજીએ રે, કે કુમતિ દૂર કરી;
પહેલે પદે રાજે રે, કે અરિહંત શ્વેત તનુ,
બીજે પદે છાજે રે, કે સિદ્ધ પ્રગટ ભણું. ૧
ત્રીજે પદે પીળા રે, કે આચાર્ય કહીએ;
ચોથે પદે પાઠક રે, કે નીલ વર્ણ લહીએ. સિદ્ધ૦ ૨

પાંચમે પદે સાધુ રે, કે તપ સંયમ શુરા;
શ્યામ વર્ણે સોહે રે, કે દર્શન ગુણ પૂરા. સિદ્ધ૦ ૩
દર્શનજ્ઞાન ચારિત્ર રે, કે તપ સંયમ શુદ્ધ વરો;
ભવિયણ ચિત્ત આણીરે, કે હૃદયમાં ધ્યાન ધરો. સિ૦ ૪
સિદ્ધચક્રને ધ્યાને રે, કે સંકટ સર્વ ટળે;
કહે ગૌતમ વાણી રે, કે અમૃત પદ પાવે. સિદ્ધ૦ ૫

## સિદ્ધચક્રનું સ્તવન. ૩ જું.

સિદ્ધચક્ર સેવો રે પ્રાણી, ભવોદધિમાંહે તારક જાણી; વિધિપૂર્વક આરાધીજે, જિમ ભવ સંચિત પાતક છીજે. સિદ્ધ૦ ॥ ૧ ॥ પ્રથમ પદે અરિહંત, બીજે પદે વળી સિદ્ધ ભગવંત; ત્રીજે પદે આચાર્ય જાણું, ચોથે પદ ઉપાધ્યાય વખાણું. સિદ્ધ૦ ॥ ૨॥ પાંચમે પદે સકલ મુનિંદ્ર, છઠે દર્શન શિવસુખ કંદ; સાતમે પદે જ્ઞાન વિબુધ, આઠમે ચારિત્ર ધાર વિશુદ્ધ. સિદ્ધ૦ ॥ ૩॥ નવમે પદ તપ સાર, એક એક પદ જપો હોય હજાર; નવ આંબિલ ઓળી કીજે, ત્રણ કાળ જિનને પૂજીજે. સિદ્ધ૦ ॥ ૪ ॥ દેવવંદન ત્રણ વાર, પડિકમણું પડિલેહણ ધાર; રત્ન કહે એમ આરાધો, શ્રીપાળ મયણા જિમ સુખ સાધો, સિદ્ધ૦ ॥ ૫ ॥

---

## સિદ્ધચક્રનું સ્તવન. ૪ થું

( સાંભળ રે તું સજની મોરી, રજની ક્યાં રમી આવીજી રે. એ દેશી )

સિદ્ધચક્ર વર સેવા કીજે, નર ભવ લાહો લીજેજી રે; વિધિ પૂર્વક આરાધન કરતાં, ભવ ભવ પાતક છીજે. ॥ ૧ ॥ ભવિજન ભજીયે જી રે, અવર અનાદિની ચાલ, નિત્ય નિત્ય તજીએ જી રે. ॥ એ ટેક૦ ॥ દેવનો દેવ દયાકર ઠાકર, ચાકર સુર નર ઇંદ્રા જી રે; ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી જિનચંદા. ભવિ૦ ॥૨॥ અજ અવિનાશી અકળ અજરામર, કેવળ દંસણ નાણીજી રે; અવ્યાબાધ અનંતુ વીરજ, સિદ્ધ પ્રણમો ભવી પ્રાણી. ભવિ૦ ॥ ૩ ॥ વિદ્યા સોભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્ર યોગરાજ પીઠજી રે; સુમેરૂ પીઠ પંચ પ્રસ્થાને, નમું આચાર જ હીઠ. ભવિ૦ ॥ ૪ ॥ અંગ ઉપાગ નંદી અનુયોગા, છ છેદ ને મૂળ ચારજી રે; દસ પયન્ના એમ પણયાલીસ, પાઠક તેહના ધાર. ભવિ૦॥૫॥ વેદ ત્રણ ને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ ચાર કષાયજીરે; ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની, ગ્રંથિ તજે મુનિરાય. ભવિ૦ ॥ ૬ ॥ ઉપશમ ક્ષય ઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી રે; શ્રદ્ધા પરિણતિ આત્મા કેરી, નમીએ વારંવાર. ભવિ૦ ॥ ૭ ॥ અઠ્ઠાવીશ ચૌદને ષટ

હુમ ઇગ, મત્યાદિકના જાણોજી રે; એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વર નાણ. ભવિ૦ ॥ ૯ ॥ નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારજી રે; નિજ ગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકાર. ભવિ૦ ॥ ૯ ॥ બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુ જી રે; તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાયરમાં સેતું ભવિ૦ ॥ ૧૦ ॥ એ નવપદમાં પણ (૫) છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી રે; દેવ ગુરૂ ને ધર્મ તે એહમાં, હોય ત્રણ ચાર પ્રકાર. ભવિ૦ ॥ ૧૧ ॥ માર્ગદેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતે જી રે; સહાયપણું ધરતાં સાધુ જી, પ્રણમો એહ જ હેતે. ભવિ૦ ॥ ૧૨ ॥ વિમળેશ્વર સાંનિધ્ય કરે તેહની, ઉત્તમ જે આરાધેજી રે; પદ્મવિજય કહે તે ભવી પ્રાણી, નિજ આતમહિત સાધે. ભવિ૦ ॥ ૧૩ ॥

## શ્રી મલ્લીનાથજીનું સ્તવન.

રાગ ઠુમરી દક્ષણી.

આજે જિણંદજીકા દીઠા મેં તો મુખડા,<br>
મલ્લીજિનંદ પ્રભુ હમપર તુઠડા. આજે૦ ૧<br>
ચઉ ગતિ ફિરત મેં પાયો બહુ દુઃખડાં,<br>
તુમ પ્રભુ ચરણ ગ્રહું તો થાય મુજ સુખડાં. આજે. ૨

લાભ લહે અધિક પુંડરિક પર્વત તણું,
નામ જો ધરત પચખાણ બેલે. પચ૦ ૫
નવકારસી છઠ્ઠ ફળ પોરસી અઠ્ઠમ ફળ;
પુરિમઢે દશમ ફળ વિબુધ ગાવે;
એકાસણે પંચ ઉપવાસ ફળ જાણીએ.
નીવીએ માસનું અર્ધ આવે. પચ૦ ૬
માસ ફળ આંબિલ સમ હી વિમળાચળે,
દોઢ માસી ઉપવાસ કરતાં;
અનુક્રમે અધિક ફળ પ્રીત કહે પામીએ,
શત્રુંજય તીર્થ અભિધાન ધરતાં. પંચ૦ ૭

## પ્રભાતિયું ૨ જું.

પંચ પરમેશ્વરા, પરમ અલવેસરા, વિશ્વ વાલેસરા વિશ્વવ્યાપી; ભક્ત વત્સલ પ્રભુ, ભકતજન ઉદ્ધરી. મુક્તિપદ જે વર્યા કર્મ કાપી. પંચ૦ ॥ ૧ ॥ વૃષભ અંકિત પ્રભુ, ઋષભજિન વંદીએ, નાભી મરૂદેવીનો નંદ નીકો; ભરત ને બ્રાહ્મીના, તાત અવનિતળે, મોહમદ ગંજણો મુક્તિટીકો. પં૦ ॥ ૨ ॥ શાંતિપદ આપવા, શાંતિપદ થાપવા, અદ્ભુત કાંતિ પ્રભુ શાંતિ સાચો; મૃગાંક પારાપત શ્યેનથી ઉદ્ધરી, જગતપતિ જે થયો જગત જાચો. પં૦ ॥ ૩ ॥ નેમિ બા-

વીશમા, શંખ લંછન નમું, સમુદ્રવિજય અંગજ અનંગ જીતી; રાજકન્યા તજી, સાધુમારગ ભજી, જીતી જેણે કરી જગ વિદિત. પં૦ ॥ ૪ ॥ પાર્શ્વ જિનરાજ અશ્વસેન કુળ ઉપજ્યો, જનની વામા તણો જેહ જાયો; આજ ખેટકપુરે, કાર્ય સિધ્ધ્યા સવે, ભીડભંજન પ્રભુ જે કહાયો. પં૦ ॥ ૫ ॥ વીર મહાવીર સર્વ વીર શિરોમણી, રણવટ મોહભટ માન મોડી; મુકિતગઢ ગ્રાસીયો, જગત ઉપાસીયો, તેહ નિત્ય વંદીએ હાથ જોડી. પં૦ ॥ ૬ ॥ માત ને તાત અવદાત એ જિન તણાં, ગાપ ને ગોત્ર પ્રભુ નામ થુણતાં, ઉદયવાચક વદે, ઉદયપદ પામીએ, ભાવે જિનરાજની કીર્તિ ભણતાં. પં૦ ॥ ૭ ॥

---

## પ્રભાતિયું ૩ જું.

પ્રભાતે ઉઠીને ભવિકા ગણધર વંદો,
ઇંદ્રભૂતિ નામે પહેલા ગણધર, જીવનો સંદેહ;
અગ્નિભૂતિને કર્મનો સંશય નમીએ ગુણગેહ. પ્ર૦ ૧
જીવ શરીર બે એકજ માને, વાયુભૂતિ નામે;
ગૌતમ ગોત્ર સહોદર ત્રણે, પ્રણમો પુણ્ય કામે. પ્ર૦ ૨
ચોથા ગણધર વ્યકતજી વંદો, સર્વ શૂન્ય માને;
આભવ પરભવ સરીખો, થાપે, સુધર્મા અભિધાને. પ્ર૦ ૩

મંડિત ગણપતિ છઠ્ઠા જિનના, બંધ મોક્ષ ટાળે;
મૌર્યપુત્રને દેવનો સંશય, હૈયામાં સાલે. પ્ર૦ ૪
નારકી જગમાં નજર ન આવે, અકંપિત બોલે;
અચલભ્રાતજી પુણ્ય પાપ દો સંશયમાં ડોલે. પ્ર૦ ૫
મેતાર્યને પરભવ શંકા, ગણપતિ પ્રભાસ;
મોક્ષ ઘટે નહીં યુક્તિ કરતાં, આવ્યા પ્રભુ પાસ. પ્ર૦ ૬
સંશય ભાખી યુકિત દેખાડે, જિનવર મહાવીર;
કેવળજ્ઞાની પ્રભુને માને, બુઝયા મહાધીર. પ્ર૦ ૭
ચૌઆલીશસેં બ્રાહ્મણ સાથે, શ્રમણ લીયે દીક્ષા;
પામે એકાદશ પ્રભુ પાસે, ત્રિપદીની શિક્ષા. પ્ર૦ ૮
દ્વાદશાંગી રચે સઘળા ગણધર, કરે જિનવર સેવા;
ઉત્તમ ગુરૂપદપદ્મ નમતાં, લહીએ શિવમેવા. પ્ર૦ ૯

---

## પ્રભાતિયું ૪ થું.

શ્રી ગૌતમ ગુરૂ સમરીએ, ઉઠી ઉગમતે સૂર;
લબ્ધિનો લીલો ગુણ નીલો, દેખી સુખ ભરપૂર. શ્રી૦
ગૌતમ ગોત્રતણો ધણી, રૂપ અતીવ ભંડાર;
અઠ્ઠાવીશ લબ્ધિનો ધણી, શ્રી ગૌતમ ગણધાર. શ્રી૦
અમૃતમય અંગુઠડો, ઠવિયો પાત્ર મોઝાર;
ખીર ખાંડ ઘૃત પૂરીઓ, મુનિ દોઢ હજાર. શ્રી૦

પહેલું મંગળ શ્રી વીરનું, બીજું ગૌતમસ્વામ; ત્રીજું મંગળ સ્થુલિભદ્રનું, ચોથું ધર્મનું ધ્યાન. શ્રી૦ પ્રહ ઉઠી પ્રણમું સદા, જિહાં જિનવર ભાણ; માનવિજય ઉપાધ્યાયનું, હોજો કુશળ કલ્યાણ. શ્રી૦

---

## શ્રી આદીશ્વર જિન સ્તવન.

દેખ્યા શ્રી નાભિકે નંદા, વદન જેસા શરદકા ચંદા; મુગટ મણિ માણેકે જડીયા, અમૂલખ કનકસેં ઘડીયા. દેખ્યા૦ ॥ ૧ ॥ અધર જેસા લાલ પરવાળા, ઉરનપે મોતીકી માળા; તિલકવર ભાળશું રાજે, બીજોરા હસ્તપે છાજે. દેખ્યા૦ ॥ ૨ ॥ કેસર ગોશિર્ષ કસ્તુરી, નંદનવન ચંદના ચુરી; કરો નવ તિલક જિન અંગે, લહો જિમ અચલ સુખરંગે. દેખ્યા૦ ॥ ૩ ॥ કમળ મચકુંદ ને વલી, મોગર સિરિ જાઈ ચંબેલી; કુસુમ શિર શેખરો સોહે, જગતગુરૂ દેખી મન મોહે. દેખ્યા૦ ॥ ૪ ॥ મૂર્તિ મહા પુણ્યસેં પાયા, દેખત જિન મનહી લોભાયા; માણેકમુનિ દાસ હે તેરા, દાદા દુઃખ ટાળીએ મેરા. દેખ્યા૦॥૫॥

# શ્રી ઋષભ જિન સ્તવન.

( લાખેણા સોહાવો જિનને, ફુલનો ગુંથી હાર, આણીને બનાવો જિનની આંગીઓ રચાવો, પ્યારા પાસજી હો રાજ, સંકટ છોડાવો સ્વામી વિઘ્ન નિવાર. એ દેશી. )

નાભિ નંદન નેહશું, પદ્માસણે બેઠાય;
મૂર્તિ સાથે મનડું મંડી, લળી લળી લાગે પાય;
નમો નાથજી હો રાજ, દેખી મોહી આદિ તુંહી
જિણંદજી હો રાજ. ૧

તેજ પુંજ ઓપતા તિહાં, ઓળે ઓળે થંભ;
થંભે થંભે પુતળી, તે કરતા નાટારંભ૦ નમો૦ ૨
દેવના વિમાન જેવો, એન જાણે રૂપ;
રંગ મંડપ માંહે રૂડી, કોરણી અનૂપ. નમો૦ ૩
શાતકુંભના [1]કુંભ ઉપરે, રત્નમય પ્રદીપ;
ઇંદુ જાણે આપે આયો, શિખરને સમીપ. નમો૦ ૪
રયણમેં જડિત વારૂ, દિવ્ય ધ્વજદંડ;
દેઉલ શૃંગે ધ્વજા દીપે, લહેકતી પ્રચંડ. નમો૦ ૫
કુસુમ સુરભિ[2]નીરવેગે, વરસાવે તેણી વાર;
પ્રદક્ષિણા દઇને પ્રેમે, વંદે વારોવાર. નમો૦ ૬
ડમરો મરવો મોગરો ને માલતી મચકુંદ;
જાઇ જુઈ ફુલડાંશું, પૂજીને જિણંદ. નમો૦ ૭

---

૧ સોનાના. ૨ સુગંધી.

આદિ દેવ આગે વાહી[1], વિધવિધ તુર;
રંગશુ દેવાંગના તે, નાચે આણંદ પૂર. નમો૦ ૮
પપ ધની પપ ધની, ધપ મપ ધોં;
મૃદંગ દેવદુંદુભિ તે, વાજે દોં દોં. નમો૦ ૯
ધીધી કીટી ધીધી કીટી, ધોંધોંકાર;
ચચપટ ચચપટ ચચપટ ચટપટ, તાન વિચાર. નમો૦ ૧૦
થેઇ થેઇ તા થેઇ થેઇ થેઇ તા થેઇ, ધીગડ દોં દોં;
શંખના ત્યા શબ્દ ઉઠે, ઓં ઓં ઓં. નમો૦ ૧૧
ઝાંઝરનો તો રમઝમ, રમઝમ, રમઝમકાર;
પાયે ધમકે ઘુઘરા ને, નેઉરનો રણકાર. નમો૦ ૧૨
પાદે વાજે વિંછુયા[2]ને, ઠમકે ઠવે પાય;
ઉલટશું અમરાંગના, સંગીત રીત ગાય. નમો૦ ૧૩
નૃત્ય કરે દેવની શકતે, બત્રીશ બદ્ધ;
તાન માન ઝમકારે નાચે, સંગીત શુદ્ધ. નમો૦ ૧૪
હળવે હળવે પગલાં માંડે, ઝળકે કાને ઝાલ;
સળકે કમખો ફુદડી દેતી ચળકે ચાલે ચાલ. નમો૦ ૧૫
મુખડાનો તો મટકો કરતી, લટકે ઝીણો લંક;
ભાવ ભેદ ને ભક્તિશું તે, ટાળે પાતક પંક. નમો૦ ૧૬
નાચી કુદી પાયે વંદી, બોલે બેકર જોડ;
જયોજયોજયોજયો સ્વામી, ભવ દુઃખ છોડ. નમો૦ ૧૭

૧ વગાડી. ૨ પગમાં પેહેરેલ અંગુઠીઆ.

છેંતાલીશમી એહ ભાખી, ઢાળ મનને રંગ;
ઉદય કહે છે સુણજો આગે, ભવિયાં ઉમંગ. નમો૦ ૧૮

## શ્રી શાંતિનાથ સ્તવન.

( રાગ લાવણીનો. )

શ્રી શાંતિનાથ મહારાજ, સુણો તમે જ્ઞાની;
એ સેવક કહે કર જોડી, સુણો નિરવાણી. ૧
હું કાળ અનાદિ અનંત, ભમ્યો ભવ માંહી;
તોયે તૃપ્તિ ન પામ્યો લગાર, ગૃહો નિજ બાંહી. ૨
અને કામ ક્રોધ બહુ માન, લોભ તો નડીયો;
તેહથી ભવસાયર, કુપ માંહી તો પડીયો; ૩
તુમ સરીખા તારક મુજને, મળીયા સ્વામી;
હવે પાર પમાડો મારા અંતરજામી. ૪
એક પારેવાને દાન, અતુલ બળ દીધું;
અન માન્યું કારજ તેહનું તો ઘણું સિધ્યું. ૫
તમે વિશ્વસેન કુળચંદ, સોળમા જિનદેવા;
હું ભવોભવ માગું, ચરણ કમળની સેવા. ૬
કહે હિરવિજય મુજ આપો, અરિહંત દેવા;
હું નિત્ય ચાહું છું સ્વામી, તુમારી સેવા. ૭

---

૧ કોઇપણ રાસની ૪૬ મી ઢાળ છે.

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

( રાગ લાવણીનો )

ધન્ય ધન્ય ઘડી ને ધન્ય દિવસ છે આજે;
ભેટયાં પાર્શ્વનાથજી ભવજળ તરવાકાજે. ૧
પ્રભુ ભેટીને હર્ષિત થયું મન મારૂં અપાર;
જિન શાસન વર્તો સદા તે જય જય કાર. ૨
આજ સફળ થયો અવતાર પ્રભુજી મારો;
આજ મોતીના વરસ્યા મેઘ અમીની ધારો. ૩
પ્રભુ કાને કુંડળ મસ્તક મુગટ સોહીએ;
તારૂં મુખડું પુનમ કેરો ચંદ્ર ભવિક મન મોહિએ. ૪
કર જોડી નમે છે ન્યાય સદા દિલ પ્યારા;
મુજ હૃદય મધ્યમાં વર્તો જય જય કારા. ૫

---

## શ્રી શાંતિનાથજીન સ્તવન.

શાંતિજી એક મુજ વિનતિજી, સાંભળો જગત આધાર;
સાહિબ હું બહુ ભવ ભમ્યોજી, સેવતાં પાપ અઢાર.
શાંતિ૦ ॥ ૧ ॥ પ્રથમ હિંસા માંહી રાચીયોજી, ના-
ચીયો બોલી મૃષાવાદ; માચીયો લેઇ ધન પારકું જી,
હારીયો નિજ ગુણ સ્વાદ. શાંતિ૦ ॥ ૨ દેવતા માનવ
તિર્યંચ તણાજી, મૈથુન સેવ્યાં ઘણી વાર; નવ વિધ

પરિગ્રહ મેળીયોજી ક્રોધ કીધો રે અપાર. શાંતિ૦ ॥ ૩ ॥ માન માયા લોભ વશ પડયો જી, રાગ ને દ્વેષ પરિણામ; કલહ અભાખ્યયાન તિમ સહીજી, પૈશુન્ય દુરિતનું ઠામ. શાંતિ૦ ॥ ૪ ॥ રતિ અરતિ નિંદા મેં કરી જી, જેહથી હોય નરકવાસ; કપટ સહિત જુઠું ભાખીયું જી, વાસીયું ચિત્ત મિથ્યાત્વ. શાંતિ૦ ॥૫॥ પાતક સ્થાનક એ કહ્યાં જી, તિમ પ્રભુ આગમ માંહી; તેહ અશુદ્ધ પરિણામથી જી, રાખીએ ગ્રહી મુજ બાંહી. શાંતિ૦ ॥ ૬ ॥ તું પરમાત્મા જગગુરૂજી, હિતકર જગ સુખદાય; હંસવિજય કવિરાજનો જી, મોહનવિજય ગુણ ગાય. શાંતિ૦ ॥ ૭ ॥

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન.

સુણો સખી શંખેશ્વર જઇએ, વિશ્વંભરને શરણ રહીએ; દુઃખ છંડીને સુખીયાંથઇએ, સુણો સખી શંખેશ્વર જઇએ. ॥૧॥ નમીએ દેવાધિદેવા, સાચે શુદ્ધે કરૂં સેવા; ચિત્ત વસે સાચુંજ કહેવા, સુણો૦ ॥ ૨ ॥ આણી કષ્ટથકી તો આરે, સેવક સાહિબ દિલ ધારે; ભરાવી દામોદર વારે, સુણો૦ ॥ ૩ ॥ પડિમા પાર્શ્વનાથ તણી, ગંગા જમના માંહે ઘણી; કાળ અસંખ્ય જિનેંદ્ર ભણી, સુણો૦ ॥ ૪ ॥ લવણોદધિ વ્યંતર નગરે, ભુવનપતિમાં એમ સઘળે; પૂજી ભાવ ઘણેરે અમરે,

સુણે૦ ॥ ૫ ॥ ચંદ્ર સૂર્ય વિમાને, કલ્પે સાધર્મ ઈશા-ને; અર્ચી બારમા ગીર્વાણે, સુણે૦ ॥ ૬ ॥ જાદવ લોક જરા વાસી, રામ હરિ* રહ્યા ઉદાસી; અઠ્ઠમ ધ્યાન ધરે આસી, સુણે૦ ॥ ૭ ॥ પદ્‌માવતી દેવી તુઠી, શંખે-શ્વર પ્રતિમા દીધી; જાદવ લોકની જરા નીઠી, સુણે૦ ॥ ૮ ॥ પાર્શ્વ પ્રભુનોજી જશ વ્યાપે, શંખેશ્વર નગરી થાપે; સેવકને વંછિત આપે, સુણે૦ ॥ ૯ ॥ ગામ ગામે ઓચ્છવ થાવે, થોકે ગુણીજન ગુણ ગાવે; શંખેશ્વર નગરી પાવે, સુણે૦ ॥ ૧૦ ॥ તે પ્રભુ ભેટણને કામે, શા, મૂળચંદ સુત શ્રી પામે; સંઘવી માણેકશા નામે, સુણે૦ ॥ ૧૧ ॥ વંશે વડા છે શ્રીમાળી, ઇચ્છા-ચંદ માણેક જોડ ઝાલી; ગુર્જર દેશનો સંઘ મળી, સુણે૦ ॥ ૧૨ ॥ અઢાર સો સીતોતેર વરસે, માગશર વદ પડવા દિવસે; વિશ્વંભર ભેટયા છે ઉલસે, સુણે૦ ॥ ૧૩ ॥ સાહિબ મુખ દેખી હસતા, શ્રી શુભવીર વિઘ્ન હરતા; પ્રભુ નામે કમળા વરતા, સુણે૦ ॥ ૧૪ ॥

## શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું સ્તવન.

ભવિકા શ્રી જિનબિંબ જુહારો, આત્મ પરમ આરાધો રે, ભવિ૦ જિનપ્રતિમા જિન સરખી જાણો,

---

* બળદેવ, વાસુદેવ.

ન કરો શંકા કાંઇ; આગમ વાણીને અનુસારે, રાખો પ્રીતિ સવાઇ રે. ભવિ૦ ॥ ૧ ॥ જે જિનબિંબ સ્વરૂપ ન જાણે, તે કહીએ કિમ જાણ; ભૂલા તેહ અજ્ઞાને ભરીયા, નહીં તીહાં તત્વ પિછાણ રે. ભવિ૦ ॥ ૨ ॥ અંબડ શ્રાવક શ્રેણીક રાજા, રાવણ પ્રમુખ અનેક; વિવિધ પરે જિન ભક્તિ કરતાં, પામ્યા ધર્મ વિવેક રે. ભવિ૦ ॥ ૩ ॥ જિન પ્રતિમા બહુ ભકતે પૂજતા, હોય નિશ્ચે ઉપકાર; પરમારથ ગુણ પ્રગટે પૂરણ, જો જો આર્દ્રકુમાર રે. ભવિ૦ ॥ ૪ ॥ જિનપ્રતિમા આકારે જળચર, છે બહુ જલધિ મઝાર; તે દેખીને બહુ મચ્છાદિક, પામે વિરતિ પ્રકાર રે. ભવિ૦ ॥ ૫ ॥ પાંચમે અંગે જિનપ્રતિમાનો, પ્રગટપણે અધિકાર; સૂર્યાભ સુરે જિનવર પૂજ્યા, રાયપસેણી મોઝાર રે. ભવિ૦ ॥૬॥ દશમે અંગે અહિંસા દાખી, જિનપ્રતિમા જિનરાજ; એહવા અર્થોને મચકોડી, કરીએ કેમ અકાજ રે. ભવિ૦ ॥ ૭ ॥ સમકિતધારી સતી દ્રૌપદી, જિન પૂજ્યા મન રંગે જો જો એહનો અર્થ વિચારી, છઠ્ઠે જ્ઞાતા અંગે રે. ભવિ૦ ॥ ૮ ॥ વિજય સુરે જિમ જિનવર પૂજા, કીધી ચિત્ત સ્થિર રાખી; દ્રવ્ય ભાવ બહુ ભેદે કરીને, જીવાભિગમે સાખી રે. ભવિ૦ ॥ ૯ ॥ ઇત્યાદિક બહુ આગમ સાખે, કોઇ શંકા મત કરજો; જિનપ્રતિમા

દેખી મન હરખો, પ્રેમ ઘણો ચિત્ત ધરજો. ભવિ૦ ॥ ૧૦ ॥ ચિંતામણિ પ્રભુ પાર્શ્વ પસાયે, શ્રદ્ધા હોજો સવાઇ રે; શ્રી જિનલાભ સુગુરૂ ઉપદેશે, શ્રી જિનચંદ્ર સદાઇ રે. ભવિ૦ ॥ ૧૧ ॥

## હોરી ૧ લી.

ચાલો સખી શત્રુંજય ગિરિ જઇએ, રંગભર ખેલીએ હોરી; સેંથે સિંદુર ને વેણી સમારી, પેરણ ચરણા ચોળી. ચાલો૦ ॥ ૧ ॥ એક એકના પાલવ ગ્રહીને, અરસ્પરે બાંધીએ બાલી; એક એકશું કરે રે મલકડાં, હસી હસી દેવે તાલી. ચા૦ ॥ ૨ ॥ ચતુરા નારી ચંગ બજાવે, એક બજાવે કંસારી; એક શુદ્ધ વસંત આલાપે, વાગે ભુંગળ ભારી. ચાલો૦ ॥ ૩ ॥ ચુવા ચુવા ચંદન ઓર અર્ગજા, છાંટે કેસર ઘોળી; એક અબીલ ગલાલ ઉડાવે, લાવે ભર ભર ઝોળી. ચા૦ ॥ ૪ ॥ વસંત ઋતુ શત્રુંજય પ્રગટયો, ફાલ્યો ફાગણ માસ; રૂપ વિબુધનો મોહન પભણે, જન્મ જન્મ તારો દાસ. ચા૦ ॥ ૫ ॥

## હોરી ૨ જી.

નવલ વસંત મળી ગોપી, નવલ નેમ ખેલે હોરી; ભરી પીચકારી નીર ઉછાળે, મળી મળી જાદવ ટોળી.

ન૦ ॥ ૧ ॥ ફુલ માળ લઈ કંઠે ઠાવે, છાંટે કેસર ઘોળી; તો પણ નેમ ન ભીંજે દિલમેં, ગોપી રહે કર જોડી. ન૦ ॥ ૨ ॥ બાઈ ભાઇ ચલે ગિરનારે, નેમકી જાન સજોરી; પશુ પોકાર સુણી રથ ફેરી, નવ ભવ-સ્નેહકું તોરી. ન૦ ॥ ૩ ॥ રાજુલ તો તત્ક્ષણ મૂર્છાણી, કાં નેમ કાં નેમ છાંડી; નેમજીએ રાજુલ સમજાવી, વશ કીધી શિવ નારી. ન૦ ॥ ૪ ॥ નેમ રાજુલ દોનુ શિવપદ પાયે, કર્મ કઠીન સબ તોરી; જય જયકાર હુવા સબ લોકે, જસ કહે વંદના મોરી. ન૦ ॥ ૫ ॥

---

## સંમુર્છિમ જીવોને ઉપજવાના ચૌદ સ્થાનક વિગેરેની સમજુતીનું સ્તવન.

( ચાલો સહીરો મંગળ ગાઈએ, લહીએ પ્રભુનાં નામ રે, એ આંકણી. )

પહેલું મંગળ વીર પ્રભુનું બીજું ગૌતમ સ્વામી રે; ત્રીજું મંગળ સ્થુલિભદ્રનું, ચોથું મંગળ ધર્મ રે. ચાલો૦ ॥ ૧ ॥ જીવની જયણા નિત્યજ કરીએ, સેવીએ શ્રી જિન ધર્મ રે; જીવ અજીવને ઓળખીએ તો, પામીએ સમક્તિ મર્મ રે. ચાલો૦ ॥ ૨ ॥ છાણાં ઈંધણાં નિત્ય પુંજીએ, ચૂલે ચંદરવો બાંધી

રે; પોચે હાથે વાસીદું વાળીએ, દીવે ઢાંકણ ઢાંકી રે. ચાલો૦ ॥ ૩ ॥ શીયાળે પકવાન્ન દિન ત્રીશ, ઉનાળે દિન વીશ રે; ચોમાસે પંદર દિન માન, ઉપર અભક્ષ્ય ઇશ રે. ચાલો૦ ॥ ૪ ॥ ચૌદ સ્થાનકીયા જીવ ઓળખીએ, પન્નવણા સૂત્રની સાખે રે; વડીનીત[૧] લઘુનીત[૨] બડખા[૩] માંહે, અંતર્મુહૂર્ત પાખે રે. ચાલો૦ ॥ ૫ ॥ શરીરનો મેલ[૪] નાકનો મેલ,[૫] વમન[૬] પિત્ત[૭] સાનમે રે; શુક્ર[૮] શોણિત[૯] મૃત કલેવર,[૧૦] ભીનું કલેવર[૧૧] અગ્યારમે રે. ચાલો૦ ॥ ૬ ॥ નગરનો ખાળ[૧૨] અશુચિ સ્થાન,[૧૩] સ્ત્રી પુરૂષ સંગમે[૧૪] રે; ઉપજે ત્યાં મનુષ્ય સંમૂર્છિમ, સ્થાનક જાણો ચૌદમેં રે. ચાલો૦ ॥ ૭ ॥ અસંખ્યાતા અંતર્મુહૂર્ત આઉખે, બીજાનો નહીં પાર રે; બાવીશ અભક્ષ્ય બત્રીશ અનંતકાય, વરજો નર ને નાર રે. ચાલો૦ ॥ ૮ ॥ આપ વેદના પરવેદના સરખી, લેખવીએ આઠે જામ રે; પદ્મવિજય પસાયથી પામે, જીત તે ઠામોઠામ રે. ચાલો૦ ॥ ૯ ॥

## શ્રી નેમિનાથનું સ્તવન.

પીયુજી આવી પાછા વળ્યા રે, કરી તોરણ તેજ પ્રકાશ રે; ( ૨ ) પશુઆં ઉપર કરૂણા કરી રે; મને

એલી ઉભી નિરાશ રે. ( ૨ ) ॥ ૧ ॥ જાદવ લોક ઝુરે ઘણું રે, થઈ મોટા તજો મરજાદ રે; ( ૨ ) બંધવ હરિ બળદેવના રે, તમે મ કરો છોકરવાદ રે. ( ૨ ) ॥ ૨ ॥ સુખભર પીયુ પાછા વળ્યા રે, દઈ દાન દેખાવી દોષ રે; ( ૨ ) ગુણવંત ગુણના રાગીયા રે, તુજ દોષ વિનાશી રોષ રે. ( ૨ ) ॥ ૩ ॥ જાણો પ્રીતમ વૈરાગીયા રે, મુજ રંગ રસીલી કાય રે; ( ૨ ) શંખનું લંછન નાથજી રે, કેમ પ્રેમ મેળાવો થાય રે. ( ૨ ) ॥ ૪ ॥ મેળા ખેળા સંસારના રે, મળવું હળવું એકાંત રે; ( ૨ ) રાહુગ્રહે રવિ ચંદ્રમા રે તારા પરતેજ ગણંત રે. ( ૨ ) ॥ ૫ ॥ વાલમ ચોરી ચતુરાઇ મેળે, કર પર ન દીયો હાથ રે; ( ૨ ) સાથ અવિચળ તેને કરી રે, દીક્ષા શિર હાથ સનાથ રે ॥૬॥ દાન દેઇ નેમિનાથજી રે, સહેસાવન સંજમ લીધ રે; (૨) ધ્યાન અંતર ધ્યાને ચડયા રે, પ્રભુ પામ્યા કેવળ સિદ્ધ રે. (૨) ॥ ૭ ॥ નવ ભવ નેહ નીહાળતાં રે, રાજીમતી દીક્ષા લીધ રે; (૨) વરસાંતે થઇ કેવળા રે, સતીએ બોલ્યું તે કીધ રે. (૨) ॥૮॥ દંપતી દોય મુક્તે ગયા રે, અની સાદિ પ્રીત અનંત રે; (૨) સહજાનંદ વિલાસના રે, શુભવીર ભજો ભગવંત રે. (૨) ॥ ૯ ॥

---

## શ્રી અષ્ટાપદનું સ્તવન ૧ લું.

અષ્ટાપદ આનંદશું રે લાલ, વંદું ચોવીશ જિણંદ મેરે પ્યારે રે; પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણે રે લાલ. પૂજતાં હોય આનંદ મેરે પ્યારે રે. અ૦ ॥ ૧ ॥ એક એક જોજન આંતરૂં રે લાલ, સોહે પાવડીઆં આઠ મેરે૦; કનક વર્ણ સોહામણો રે લાલ, મણિમય રૂડા બિંબ મેરે૦ અ૦ ॥ ૨ ॥ ભરતે ભાવે ભરાવીઆ રે લાલ, તાત ભક્તિ સુત કાજ મેરે૦; સગર સુત ખાઇ ખણી રે લાલ, દેહરાં રાખવા કાજ મેરે૦ અ૦ ॥ ૩ ॥ દેવ દેવી આવે સદા રે લાલ, વિદ્યાધરની ક્રોડ મેરે૦; ગૌતમ સ્વામી પ્રતિબુઝવ્યા રે લાલ, જૂંભક જીવ કોઇ જોડ મેરે૦ અ૦ ॥ ૪ ॥ રાત દિવસ સુતાં જાગતાં રે લાલ, મુજ મનમા તાહરૂં ધ્યાન મેરે૦; શ્રી વિજય રાજલક્ષ્મી ભણી રે લાલ, ભવસાયરથી તાર મેરે૦ અ૦ ॥ ૫ ॥

---

## શ્રી અષ્ટાપદનું સ્તવન ૨ જું.

મનડું અષ્ટાપદ મોહ્યું માહરૂં જી, નામ જપું નિશદિશજી; ચઉ અઠ દસ દોય વંદીએ જી, ચઉ દિશિ જિન ચોવીશ જી. મનડું૦ ॥ ૧ ॥ એક એક જોજન આંતરૂં જી, પાવડીઆં છે આઠ જી; આઠ જોજન

ઉંચું દેહરૂં જી, દુઃખ દોહગ જાય નાઠ જી. મ૦ ॥ ૨ ॥ ભરતે ભરાવ્યાં રૂડાં દેહરાં જી. શોભે હીરાનાં તિહાં શુભ જી; આવે જો મુહુરત સેવનાજી, જાણી જુઓ જઈ ઉભજી. મ૦ ॥ ૩ ॥ ગૌતમસ્વામી તિહાં ચડયા જી, આણી ભગીરથે ગંગજી; ગોત્ર તીર્થંકર તિહાં બાંધીઉં જી, રાવણે કરી નાટારંભજી. મ૦ ॥ ૪ ॥ દૈવે ન દીધી મુજને પાંખડી જી, કીમ કરી આવું હજુરજી; સમયસુંદર કહે વંદણાજી, પ્રહ ઉગમતે સૂરજી. મ૦ ॥ ૫ ॥

---

## શ્રી મુનિસુવ્રતજીનનું સ્તવન ૧ લું.

( સ્થુલભદ્ર સ્થિર જશ કરમીજી—એ દેશી. )

જૈન અષાડો ઉમહ્યોજી, ત્રિભુવનને હિતકાર;
જિનવર! એ ઊલટયો એ જળધાર. એ ટેક.

વરસે વરસે વચન સુધાજળ જોર રે, નીરખી હરખે પર્ષદા જન મન મોર રે; અમર વિમાને છાયો ગગન ધન ઘોર રે, જાણે કે ઉલટયો વાદલ દલ ચિહું ઓર. જિન ॥ ૧ ॥ શ્યામ શરીરે ઓપે નખ ઉજાશ રે, જલદ ઘટામાં જાણે વીજ પ્રકાશ રે; સુર દુંદુભિનો ઉઠયો શબ્દ અખંડ રે, ગર્જારવ શું ગાજી રહયો બ્રહ્માંડ. જિન૦ ॥ ૨ ॥ ધર્મરાજાનુ જિહાં

ઇંદ્રધનુષ અભિરામ રે, દિગ્ગજની પરે આવે ઇંદ્ર ઉદ્દામ રે; પવન ફરકે કરૂણા લહેર સુરંભ રે, નાઠા દૂરે દુષ્ટ દુકાળ ને દંભ. જિન૦ ॥ ૩ ॥ ઝરમર ઝરમર ઝડિમાંડિ વરસંત રે, ચાતકની પરે ચતુર પુરૂષ હરખંત રે; થઇ રોમાંચિત શીતળ સહુની દેહ રે, મન મેદિનીએ પ્રસર્યો પૂર્ણ નેહ. જિન૦॥૪॥ આવે જિનવંદન ખેચરપતિ હરખંત રે, ઉલટી જાણે ગગને બલાહક પંત રે; ભવ દાવાનળ દાહ શમ્યો સવિ તામ રે, ઉલસ્યો વેગે ત્રિભુવનને આ-રામ. જિન૦ ॥ ૫ ॥ પ્રમુદિત મુનિવર દાદૂર ડહકે જ્યાંહિ રે, જિનગુણ રાતા ભવિક મમોલા ત્યાંહિરે; આઠ્યો વેગે દુરિત જવાસકો અંતરે, ગિરિવરની પેરે હરિતા થયા ગુણવંત. જિન૦ ॥ ૬ ॥ થઇ નવ પલ્લવ શત શાખા સુખવેલ રે, ચિહુ દિસે પૂરે ચાલી સુકૃત રેલ રે, પ્રવચન રચના સરોવર લહેર તરંગ રે, સુધા જિન સારસ ખેલે અધિક ઉમંગ. જિન૦ ॥ ૭ ॥ ચરણ યુગળથી વિકસિત કુસુમ કદંબ રે, અવલંબ્યા તિહા અમર ભમર અવિલંબ રે; પ્રસર્યો પુહવી સમકિત બીજ અંકુર રે, જીવદયા તિહાં નીલા હરિનુપૂર. જિન૦ ॥ ૮ ॥ એણી પેરે, ગાયો ઊલટ આણી ઊર રે, શ્રી મુનિસુવ્રત વર્ષાઆવે

સનૂર રે; આજ સફળ દિન હંસ કહે કર જોડ રે, તુજ ગુણ નીરે સિંચ્યો સમકિત છોડ. જિન૦ ॥૭॥

## શ્રી મુનિસુવ્રત જિનનું સ્તવન. ૨ જું.

જય જય મુનિસુવ્રત જગદીશ, વરસે વાણી ગુણ પાંત્રીશ; વારે ઘાતી પ્રકૃતિ સુડતાલીશ, જેહથી પ્રગટે ગુણ એકત્રીશ રે. ॥ ૧ ॥ મુણિંદા તોરી દેશના સુખ ખાણી, સુખખાણી રે મેં જાણી રે મુણિંદા. જેહથી લાજે સાકર પાણી રે મુણિંદા, એ તો ધર્મરાય પટ-એહનું મુખડું મંગળ રૂપ; એનો નવરસ રંગ સ્વરૂપ રાણી રે મુણિંદા. ॥ ૨ ॥ એના અંગ ઉપાંગ અનુપમ, એહનાં પગલાં રે, એહનાં પગલાં પ્રણમે ભૂપ રે મુણિં-દા. ॥ ૩ ॥ એ તો એક અનેક સ્વભાવ, એ તો ભાસે ભાવ વિભાવ; એ તો બોલે બહુ પ્રસ્તાવ, એ તો ભંગી રે, એ તો ભંગી સપ્ત બનાય રે, મુ૦ ॥ ૪ ॥ એ તો નવ ગર્ભિત અવદાત, એહનો તીર્થંકર પદ તાત; એ ચાર પુરૂષાર્થની માત, એહનાં સઘળાં રે, એહનાં સઘળાં અર્થ છે જાત રે, મૂ૦ ॥ ૫ ॥ એહનો ત્રિહું જગમાં ઉદ્યોત, દીપે રવિ શશિ દીપક જ્યોત; બીજા દીસે શ્રુત ખદ્યોત, એ તો તારે રે, એ તો તારે જિમ જળ પોત રે, મુ૦ ॥ ૬ ॥ એહને ગણધર કરે

શણગાર, એહને સેવે સહુ અણગાર; એ તો ધુરથી સદા બ્રહ્મચાર, એ તો ત્રિપદી રે, એ તો ત્રિપદીનો વિસ્તાર રે, મુ૦ ॥૭॥ એહથી જાતિ વૈર સમાય, બેસે વાઘણ ભેગી ગાય; આવે સુરદેવી સમુદાય, એહને ગાવે રે, એહને ગાવે પાપ પલાય રે, મુ૦ ॥ ૮ ॥ એહને વાંછે નર ને નાર, એહથી નાસે કામવિકાર; એહથી ઘર ઘર મંગળ ચાર, એ તો મૂનિજનરે, એ તો મુનિજન પ્રાણ આધાર રે, મુ૦ ॥ ૯ ॥

## શ્રી મહાવીર જિન સ્તવન. ૧ લું.

વીર જિણંદ જગત ઉપગારી, મિથ્યા ધામ નિવારી જી; દેશના અમૃત ધારા વરસી, પર પરણુતિ સવિ વારી જી. ॥ ૧ ॥ પાંચમે આરે જેહનું શાસન, દોય હજાર ને ચાર જી; યુગપ્રધાન સૂરીશ્વર વહશે, સુવિહિત મૂનિ આધાર જી. વીર૦ ॥૨॥ ઉત્તમ આચારજ મુનિ અજ્જા, શ્રાવક શ્રાવિકા અચ્છ જી; લવણજલધિ માંહિ મીઠો જળ, પીવે શૃંગી મચ્છ જી. વીર૦ ॥ ૩ ॥ દશ અચ્છેરે દુષિત ભરતે, બહૂ મત ભેદ કરાળે જી; જિન કેવળ પૂર્વધર વિરહે, ફણી સમ પંચમ કાળ જી. વીર૦ ॥ ૪ ॥ તેહનો ઝેર નિવારણ મણિ સમ, તુજ આગમ તુજ બિંબ જી; નિશિદીપક પ્રવહણ જિમ દરીએ, મરૂમાં સુર તરૂ લુંબજી. વીર૦ ॥ ૫ ॥

જનાગમ વક્તા ને શ્રોતા, સ્યાદ્વાદ શુચિ બોધ જી; કળિકાળે પણ પ્રભુ તુજ શાસન, વર્તે છે અવિરોધ જી. વીર૦ ॥ ૬ ॥ મારે તો સુસમાથી દૂસમા, અવસર પુણ્ય નિધાન જી; ક્ષમા વિજય જિન વીર સદાગમ પામ્યો સિદ્ધિ નિદાનજી. વીર૦ ॥ ૭ ॥

## શ્રી મહાવીર જિન સ્તવન ૨ જું.

( રાગ ધન્યાશી—તે તરીઆ એ દેશી. )

વંદો વીર જિનેશ્વર રાયા, ત્રિશલા દેવીના જાયા રે; હરિ લંછન કંચનમય કાયા, અમરવધુ હુલરાયા રે. વંદો૦ ॥ ૧ ॥ બાળપણે સુરગિરિ ડોલાયા, અહિ વૈતાળ હરાયા રે; ઈંદ્રકહણ વ્યાકરણ નીપાયા, પંડિત વિસ્મય પાયા રે. વંદો૦ ॥ ૨ ॥ ત્રીશ વરસ ઘરવાસ રહ્યા, સંયમશું લય લાયા રે; બાર વરસ તપ કર્મ ખપાયા, કેવળ નાણ ઉપાયા રે. વંદો૦ ॥ ૩ ॥ ક્ષાયિક ઋદ્ધિ અનંતી પાયા, અતિશય અધિક સોહાયા રે; ચાર રૂપ કરી ધર્મ બતાયા, ચઉવિહ સુર ગુણ ગાયા રે. વંદો૦ ॥ ૪ ॥ ત્રણ ભુવનમે આણ મનાયા, દશ દોય[1] છત્ર ધરાયા રે; રૂપ્ય કનક મણિ ગઢ વિરચાયા, નિગ્રંથ નામ ધરાયા રે. વંદો૦ ॥ ૫ ॥ રયણ સિંહા-

---

૧ ચાર બાજુના મળીને બાર છત્ર.

સન બેસણ ઠાયા, દુંદુભિ નાદ વજાયા રે; દાનવ માનવ વાસવ આયા, ભકતે શીર્ષ નમાયા રે. વંદો૦ ॥ ૬ ॥ પ્રભુ ગુણગણ ગંગાજળ નાહ્યા, પાવન તેહની કાયા રે; પંડિત ક્ષમાવિજય સુપસાયા, સેવક જન સુખદાયા રે. વંદો૦ ॥ ૭ ॥

---

## શ્રી કુંથુનાથજીનું સ્તવન.

કુંથુ જિનેશ્વર જાણજો રે લાલ, મુજ મનનો અભિપ્રાય રે, જિનેશ્વર; તુજ આતમ અલવેશ્વરૂ રે લાલ, રખે તુજ વિરહો થાય રે, જિ૦ તુજ વિરહો કેમ વેઠીએ રે લાલ, તુજ વિરહો દુઃખદાય રે; જિ૦ તુજ વિરહો ન ખમાય રે લાલ, ક્ષણ વરસાંસો થાય રે, જિ૦ વિરહો મોટી બલાય રે. જિનેશ્વર કુંથુ૦ ॥ ૧ ॥ તાહરી પાસે આવવું રે લાલ, પહેલાં નાવે તું દાય રે; જિ૦ આવ્યા પછી તો જાયવું રે લાલ, તુજ ગુણવશ ન સોહાય રે જિ૦ કું ॥ ૨ ॥ ન મળ્યાનો ધોખો નહીં રે લાલ, જસ ગુણનું નહીં નાણ રે; જિ૦ મળીઆ ગુણ કળીઆ પછી રે લાલ, વિછડત જાયે પ્રાણ રે. જિ૦ કું૦ ॥ ૩ ॥ જાતિઅંધને દુઃખ નહીં રે લાલ, ન લહ્યો નયનનો સ્વાદ રે; જિ૦ નયન સ્વાદ લહી કરી રે લાલ, હાર્યાને વિખવાદ રે, જિ૦ કું૦

॥ ૪ ॥ બીજે પણ કિહાં નવિ ગમે રે લાલ, તુજ વિરહે ન સોહાય રે; જિ૦ માલતી કુસુમે મોહીઓ રે લાલ, મધુપ[1] કરીરે[2] ન જાય રે. જિ૦ કું૦ ॥ ૫ ॥ વનદવ દાઝયાં રૂખડાં રે લાલ, પાલવે વળી વરસાદરે; જિ૦ તુજ વિરહાનળના બળ્યા રે લાલ, કાળ અનંત ગમાય રે. જિ૦ કું ॥ ૬ ॥ ટાઢક રહે તુજ સંગમાં રે લાલ, આકુળતા મિટી જાય રે; જિ૦ તુજ સંગે સુખીઓ સદા રે લાલ, માનવિજય ઉવઝાય રે. જિ૦ કું૦ ॥ ૭ ॥

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

મૂર્તિ તાહરી હો રાજ, મૂર્તિ તાહરી હો તેજે જળહળે; મૂર્તિ તાહરી હો રાજ; દેખત ક્ષણમાં હો રાજ, દેખત ક્ષણમાં હો દુઃખ દોહગ ટળે. દેખત૦॥૧॥ દિલડે વસીઆ હો રાજ, દિલડે વસીયા હો જગગુરૂ જગધણી. દિલડે૦; તેજે જીત્યા હો રાજ, તેજે જીત્યા હો ગગને દિનમણિ. તેજે૦ ॥ ૨ ॥ ભાલે જીત્યા હો રાજ, ભાલે જીત્યા હો અષ્ટમી નિશિપતિ, ભાલે૦; મૂર્તિ દેખી હો રાજ, મૂર્તિ દેખી હો વિરમે દુર્મતિ. મૂર્તિ૦ ॥ ૩ ॥ તે અધિકારી હો રાજ, તે અધિકારી

---

૧ ભમરો. ૨ કેરડે.

હો નવ દંડકતણા, તે૦ પ્રવચન ભાખી હો રાજ, પ્રવચન ભાખી હો એહ પ્રરૂપણા. પ્ર૦ ॥૪॥ નીલા ગુણથી હો રાજ, નીલા ગુણથી હો ચોસઠ સુરવરા, ની૦ ગાવે તોરા હો રાજ, ગાવે તોરા હો ગુણાવળી, નરવરા. ગા૦ ॥ ૫ ॥ પાલણપુરમાં હો રાજ, પાલણપુરમાં હો મૂર્તિ પાર્શ્વની, પા૦ ભાસિત દિલમાં હો રાજ, ભાસિત દિલમાં હો જ્યું રહી આરસી, ભા૦ ॥ ૬ ॥ પામે લીલા હો રાજ, પામે લીલા હો તુજ ગુણને સ્તવે; પામે૦ હૈડે ઉલસી હો રાજ, હૈડે ઉલસી હો ભક્તિવિજય ભણે. હૈડે૦ ॥ ૭ ॥

---

## વીશ વિહરમાન જિન સ્તવન.

સીમંધર પહેલા નમું રે, મન મોહના રે લાલ, બીજા જુગમંધર દેવ રે, ચિત્ત રંજના રે લાલ; શ્રી બાહુ ત્રીજા ભલા રે, મન૦ ચોથા સુબાહુ કરો સેવ રે. ચિત્ત૦ ॥ ૧ ॥ શ્રી સુજાત જિન પાંચમા રે, મન૦ છઠ્ઠા સ્વયંપ્રભ સ્વામી રે, ચિ૦ શ્રી ઋષભાનન સાતમા રે, મન૦ આઠમા અનંતવીર્ય નામ રે, ચિ૦ ॥ ૨ ॥ નવમા સુરપ્રભપ્રભુ નીરખતાં રે, મન૦ વિશાળનાથ દશમા વિખ્યાત રે, ચિ૦ શ્રી વજ્રધર અગ્યારમા રે, મન૦ બારમા ચંદ્રાનન શુભ ગાત્ર રે, ચિ૦ ॥ ૩ ॥ ચંદ્રબાહુ

જિન તેરમા રે, મન૦ ચૌદમા ભુજંગ ભગવંત રે, ચિં૦ શ્રી ઇશ્વર જિન પંદરમા રે, મન૦ સોળમા નેમિ-પ્રભ સંત રે, ચિં૦ ॥ ૪ ॥ વીરસેન સત્તરમા વંદીએ રે મન૦ અષ્ટાદશમા મહાભદ્ર રે, ચિં૦ દેવ જસા એ-ગણીશમા રે, મન૦ વીશમા અજિતવીર્ય જિનચંદ રે, ચિં૦ ॥ ૫ ॥ ચિત્ત ચોખે છઠ્ઠ તપ કરો રે, મન૦ ગણણું ગણો દોય હજાર રે, ચિં૦ સર્વજ્ઞાય સઘળે નમું રે, મન૦ ઉતારે ભવ પાર રે, ચિં૦ ॥ ૬ ॥ સકળ વિદ્યાનો સાગરૂરે, મન૦ શ્રી અમૃતવિજય ઉપાધ્યાય રે, ચિં૦ કોવિદ શુભવિજય તણો રે, મન૦ માણિક્ય જિન ગુણ ગાય રે, ચિં૦ ॥ ૭ ॥

## કુમતિને હિતશિક્ષારૂપ સ્તવન.

જિન જિનપ્રતિમા વંદન દીસે, સમકિતને આલા-વે; અંગ ઉપાસક પ્રગટ અર્થએ, મૂરખ મનમાં નાવે રે; કુમતિ ! કાં જિનપ્રતિમા ઉથાપી, ઇમ તેં શુભમતિ કાપી રે, કુમતિ૦ મારગ લોપે પાપી રે, કુમતિ૦ ॥ ૧ ॥ એહ અર્થ અંબડ અધિકારે, જુઓ ઉપાંગ ઉવવાઇ; એહ સમકિ-તનો મારગ મરડી, કહે દયા શી ભાઈ રે, કુમતિ૦ ॥ ૨ ॥ સમકિત વિણ સૂરિ દુર્ગતિ પામ્યો, અરસ વિરસ આહારી; જુઓ જમાલી દયાએ ન તરીઓ, હુવો બહુલ

સંસારી રે, કુમતિ૦ ॥ ૩ ॥ ચારણ મૂનિ જિનપ્રતિમા વાંદી, ભાખીઉં ભગવતી અંગે; ચૈત્ય સાખે આલોયણ ભાખી, વ્યવહારે મન રંગે રે, કુમતિ૦ ॥ ૪ ॥ પ્રતિમા નતિફળ કાઉસગ્ગે, આવશ્યકમાંહેભાખ્યું; ચૈત્ય અર્થ વૈયાવચ્ચ મૂનિને, દશમે અંગે દાખ્યું રે, કુમતિ૦ ॥ ૫ ॥ સૂરિયાભ સુરે પ્રતિમા પૂજી, રાયપસેણીમાંહી; સમકિત વિણ ભવજળમાં પડતાં, દયા ન સાહે બાંહી રે, કુમતિ૦ ॥ ૬ ॥ દ્રૌપદીએ જિનપ્રતિમા પૂજી, છઠે અંગે વાંચે; તો શું એક દયા પોકારે, આણા વિણ તું માચે રે, કુમતિ૦ ॥ ૭ ॥ એક પ્રતિમા વંદન દ્વેષે, સૂત્ર ઘણાં તું લોપે; નંદીમાં જે આગમ સંખ્યા, આપ મતિ કાં ગોપે રે, કુમતિ૦ ॥ ૮ ॥ જિનપૂજા ફળ દાનાદિક સમ, મહાનિશીથે લહીએ; અંધ પરંપર કુમતિ વાસના, તો કિમ મનમાં વહીએ રે, કુમતિ૦ ॥ ૯ ॥ સિદ્ધારથ રાજે જિન પૂજ્યા, કલ્પસૂત્રમાં દેખો; આણા શુદ્ધ દયા મન ધરતાં, મળે સૂત્રના લેખો રે, કુમતિ૦ ॥ ૧૦ ॥ સ્થાવર હિંસા જિનપૂજામાં, જો દેખી તું ધુજે; તો પાંપી તે દૂર દેશથી, જે તુજ આવા પૂજે રે, કુમતિ૦ ॥ ૧૧ ॥ પડિક્કમણે મૂનિદાન વિહારે, હિંસા દોષ અશેષ; લાભાલાભ વિચારી જોતાં, પ્રતિમામાં શો દ્વેષ રે, કુમતિ૦ ॥ ૧૨ ॥ ટીકા ચુરણા ભાષ્ય ઉવેખી, ઉવેખી નિર્યુક્તિ; પ્રતિમા કારણ સૂત્ર ઉવેખ્યાં,

દૂર રહી તુજ મુક્તિ રે, કુમતી૦ ॥ ૧૩ ॥ શુદ્ધ પરંપર ચાલી આવી, પ્રતિમા વંદન વાણી; સંમૂર્છિમ જે મૂઢ ન માને, તેહ અદીઠ કલ્યાણી રે, કુમતિ૦ ॥ ૧૪॥ જિનપ્રતિમા જિન સરખી જાણે, પંચાંગીના જાણ; જશવિજય વાચક કહે તે ગિરૂઆ, કીજે તાસ વખાણ રે, કુમતિ૦ ॥ ૧૫ ॥

---

## શ્રી સિદ્ધાચળનું સ્તવન. ૧ લું.

( ધન્ય ધન્ય અવંતી સુકુમાળની. એ દેશી. )

શત્રુંજય ગયાં પાપ છુટીએ, લીજે આલોયણ એમ જી; તપ જપ કીજે તિહાં રહી, તીર્થંકર કહ્યું તેમ જી. શત્રું૦ ॥ ૧ ॥ જેણે સોનાની ચોરી કરી, લીજે આલોયણ તાસોજી; ચૈત્રી દિન શત્રુંજય ચઢી, એક કરે ઉપવાસો જી. શ૦ ॥ ૨ ॥ વસ્ત્રતણી ચોરી કરી, સાત આંબેલે શુદ્ધ થાયજી; કાર્તિકે સાત ઉપવાસ કીધા, રત્ન હરણ પાપ જાય રે શ૦ ॥ ૩ ॥ કાંસ્ય પીતળ તાંબા રજતની, ચોરી કીધી જેણેજી; સાત દિવસ પુરિમદ્ધ કરે, તો છુટે ગિરિએ એણેજી. શ૦॥ ૪॥ મોતી પ્રવાળા મૂંગીઆ, જેણે ચોર્યાં નરનારેજી; આંબિલ કરી પુજા કરે, ત્રણ ટંક શુદ્ધ આચારેજી. શ૦ ॥ ૫ ॥ ધાન્ય પાણી રસ ચોરીઆં, જે ભેટે સિદ્ધ

ક્ષેત્રેજી; શત્રુંજય તળાટી સાધુને, પડિલાભે શુદ્ધ ચિત્તેજી. શ૦ ॥ ૬ ॥ વસ્ત્રાભરણ જેણે કર્યાં, તે છુટે એણે મેલોજી; આદિનાથની પૂજા કરે, પ્રહ ઉઠી બહુ વહેલોજી. શ૦ ॥ ૭ ॥ દેવગુરૂનું ધન જે હરે, તે શુદ્ધ થાયે એમજી; અધિકું દ્રવ્ય ખરચે તિહાં, પાત્ર પોષે બહુ પ્રેમજી. શ૦ ॥ ૮ ॥ ગાય ભેંશ ઘોડા મહી, ગજનો ચોરણહારોજી; છુટે તે તપ તીર્થે કરતો, અરિહંત ધ્યાન પ્રકારોજી, શ૦ ॥ ૯ ॥ પુસ્તક દેરાં પારકાં, તિહાં લખે આપણાં નામોજી; છુટે છમાસી તપ કીયાં, સામાયિક તેણે ઠામોજી. શ૦ ॥ ૧૦ ॥ કુમારી પરિવ્રાજિકા, સધવ વિધવ ગુરૂ નારોજી; વ્રત ભાંજે તિણને કહ્યું, છમાસી તપ સારોજી. શ૦ ॥ ૧૧ ॥ ગો વિપ્ર સ્ત્રી બાળક ઋષિ, એહનો ઘાતક જેહજી; પ્રતિમા આગે આળોવતાં શત્રુંજયે ગયાં પાપ તેહજી. શ૦ ॥ ૧૨ ॥

---

## શ્રી સિદ્ધાચળનું સ્તવન ૨ જું.

બાલુડો નિઃસ્નેહી થઇ ગયો રે, છોડયું વિનિતાનું રાજ, ૨; સંયમ રમણી આરાધવા, લેવા મુકિતનું રાજ, ૨. મેરે દિલ વસી ગયો વાલમો. ॥ ૧ ॥ માતાને મેલ્યાં એકલાં રે, જાય દિન નવિ રાત, ૨;

રત્નસિંહાસન બેસવા, ચાલે અડવાણે પાય, ૨. મેરે૦ ॥ ૨ ॥ વહાલાનું નામ નવિ વીસરે રે, ઝરે આંસુડાની ધાર, ૨; આખલડી છાયા વળી, ગયા વરસ હજાર, ૨. મેરે૦ ॥ ૩ ॥ કેવળ રત્ન આપી કરીરે, પૂરી માતાની આશ, ૨; સમવસરણ લીલા જોઇને, સાધ્યાં આતમ કાજ, ૨; મેરે૦ ॥ ૪ ॥ ભક્તિવત્સલ ભગવંતને રે, નામે નિર્મળ કાય, ૨; આદિ જિણંદ આરાધતાં, મહિમા શિવ સુખ થાય, ૨. મેરે૦ ॥ ૫ ॥

## શ્રી સિદ્ધાચળનું સ્તવન. ૩ જું.

આજ મારાં નયણાં સફળ થયાં શ્રીસિદ્ધાચળનીરખી; ગિરિને વધાવું મોતીડે, મારા હૈયડામાં હરખી. આજ૦ ॥ ૧ ॥ ધન્ય ધન્ય સોરઠ દેશને, જિહાં એ તીરથ જોડી; વિમળાચળ ગિરનારને, વંદુ બે કર જોડી. આજ૦ ૨ સાધુ અનંતા ઇણે ગિરિ, સિધ્યા અનશન લેઇ; રામ પાંડવ નારદ ઋષિ, બીજા મુનિવર કેઇ. આજ૦ ॥૩॥ માનવ ભવ પામી કરી, નવિ એ તીરથ ભેટયો; પાપ કર્મ જે આકરા, કહો કેણી પરે મેટયો આજ૦ ॥ ૪ ॥ તીર્થરાજ સમરૂં સદા, સારે વંછિત કાજ; દુઃખ દોહગ દૂરે કરી, આપે અવિચળ રાજ. આજ૦ ॥ ૫ ॥ સુખ અભિલાષી પ્રાણીઆ, વંછે અવિચળ સુખડાં;

માણેક મુનિ ગિરિધ્યાનથી, ભાંગે ભવોભવ દુખડાં-આજ૦ ॥ ૬ ॥

---

## શ્રી સિદ્ધાચળનું. સ્તવન. ૪ થું.

સુખના હો સિંધુ રે સખી મારે ઉલટયા રે,
દુઃખના તે દરીઆ નાઠા જાયે દૂર;
પુણ્યતણા અંકુરા હોજી માહરે પ્રગટીયારે,
મેં તો ભેટયો શત્રુજય ગિરિરાય, સુખના૦ ૧
પૂર્વ નવાણું વાર સમોસર્યા રે,
ધન્ય ધન્ય રાયણ કેરૂં રે રૂખ;
પ્રેમે પૂજો પગલાં પ્રભુજીતણાં રે,
ભવોભવ કેરાં રે જાયે દુઃખ સુખના૦ ૨
નયણે નીરખ્યો નાભિ નરેંદ્રનો રે,
નંદ તે કરૂણારસનો કંદ;
આંખલડી તે જોઈ રે કમળની પાંખડી રે,
મુખડું તે જોયું પુનમ કેરો ચંદ, સુ૦ ૩
સુર નર મૂનિવર મોટા રાજવી રે,
વળી વિદ્યાધર કેરો રે વૃંદ;
ભવોભવ કેરાં રે તાપ સમાવવા રે,
મૂખડું તે જાણે શરદ કેરો રે ચંદ. સુ૦ ૪
ધન્ય ધન્ય રાજા રે શ્રી રૂષભજિનેશ્વરૂ રે,

ધન્ય ધન્ય શત્રુંજય ગિરિ રાય;
રૂપની કીર્તિ રે ચરણ પસાઉલે રે,
ઇમ સાધુ માણેક ગુણ ગાય. સુખ૦ ૫

### શ્રી સીદ્ધાચળજીનું સ્તવન ૫ મું.

દઇ તસ માનને અર્થ સમાન રે, અર્થ સમાન રે. જે તાહરે દિલ આવેરે, નાગર સજ્જનારે કોઇ. સિદ્ધ ગિરિરાજ ભેટાવે રે, વંદાવે રે, પૂજાવે રે, ફરસાવે રે, દેખાવે રે, બતલાવે રે, નાગર સજ્જનારે કોઇ. ॥ ૧ ॥ અતિશય ઉમઇયો ને બહુ દિનં વહિયો રે, (૨) માન વીના વૃંદ આવે, નાગ૦ સિદ્ધ૦ ભે૦ વં૦ પૂ૦ ફ૦ દે૦ બ૦ નાગ૦ ॥ ૨ ॥ ધવળ દેવળિયાને સુરપતિ મળી-આરે, (૨) ચારૂ પાગે ચઢાવે, નાગ૦ સિદ્ધ૦ ભે૦ વં૦ પૂ૦ ફ૦ દે૦ બ૦ નાગ૦ ॥ ૩ ॥ શ્રી જિન નિરખંત હરખીત હોવે રે (૨) ત્રિપદી ચતુર ગુણ ગાવે રે, નાગ૦ સિદ્ધ૦ ભે૦ વં૦ પૂ૦ ફ૦ દે૦ બ૦ નાગ૦ ॥૪॥ નાટક ગીત ને વાજીંત્ર વાગે રે, (૨) મન ગમતા નાદ સુણાવે રે, નાગ૦ સિદ્ધ૦ ભે૦ વં૦ પૂ૦ ફ૦ દે૦ બ૦ નાગ૦ ॥ ૫ ॥ ધન્ય ધન્ય જે ગ્રહપતિ ને નરપતિ, (૨) સંઘપતિ તિલક ધરાવે રે, નાગ૦ સિદ્ધ૦ ભે૦ વં૦ પૂ૦ ફ૦ દે૦ બ૦ નાગ૦ ॥ ૬ ॥ સકલ તીર્થમાંહી

સમર્થ એહીજ (૨) કેઈ આગમ પાઠ સુણાવે રે, નાગ૦ સિદ્ધ૦ ભે૦ વં૦ પૂ૦ ફ૦ દે૦ બ૦ નાગ૦ ॥ ૭ ॥ ઘેર બેઠાં પણ એ ગિરિ ધ્યાવો રે, (૨) શ્રી જ્ઞાનવિમળ ગુણ ગાવો રે, નાગ૦ સિદ્ધ૦ ભે૦ વં૦ પૂ૦ ફ૦ દે૦ બ૦ નાગ૦ ॥ ૮ ॥

## શ્રી સિદ્ધાચળ (રાયણ) નું સ્તવન. ૬ ઠું.

શ્રી સિધ્ધાચળ અંતરજામી, જીવન જગદાધાર, શાંત સુધારસ જ્ઞાને ભરીયો, સિધ્ધાચળ શણગાર; રાયણ રૂડી રે જિહાં પ્રભુ પાય ધરે, વિમલગિરિ વંદો રે દેખત ચિત્ત ઠરે, પુણ્યવંતા પ્રાણી રે પ્રભુજીની સેવા કરે. ॥ ૧ ॥ એસો તીરથ ઓર ન જગમાં, ભાખે શ્રીજિનરાય, દુર્ગતિ કાપે ને પાર ઉતારે, વહાલો આપે કેવળજ્ઞાન; ભવિજન ભાવે રે જે એનું ધ્યાન ધરે, રાય૦ વિમલ૦ પુણ્ય૦ ॥૨॥ વાવડીઓ રસકુંપા કેરી, મણિ રે માણેકની ખાણ, રયણ ખાણ બહુ રાજે હો તીરથ, એવી શ્રી જિનવાણ; સુખના સનેહી રે બંધન દૂર કરે, રાય૦ વિમલ૦ પુણ્ય૦ ॥૩॥ પાંચ કરોડશું પૂંડરીક ગણધર, ત્રણ કરોડશું રામ, વીશ કરોડશું પાંડવ સિધ્યા, સિદ્ધક્ષેત્ર સિદ્ધઠામ; મુનિવર મોટા રે અનંતાનંત તરે, રાય૦ વિમળ૦ પૂણ્ય૦ ॥૪॥ ગુણ અનંતા ગિરિવર

કેરા, સિધ્ધ્યા સાધુ અનંત વળી રે સિદ્ધશે વાર અનં-તી, એમ ભાખે ભગવંત; ભવોભવ કેરાં રે પાતક દૂર ટળે, રાય૦ વિમળ૦ પુણ્ય૦ ॥ ૫ ॥ દ્રવ્ય ભાવશું પૂજા કરતાં પૂજે શ્રી જિનપાય, ચિદાનંદ આતમ સુખ વેદી, જ્યોતીસેં જ્યોત મિલાય, કીર્તિ એની રે માણેક મુનિ કરે, રાય૦ વિમળ૦ પુણ્ય૦ ॥ ૬ ॥

## શ્રી સિદ્ધાચળનું સ્તવન ૭ મું.

( શ્રી ઋષભદેવની આગળ કાબરે સ્તુતિ કરી તે. )

હરિએ આલી રે વૃંદાવનમેં માળા. એ દેશી )

નમો નમો શ્રી આદિ જિણંદને, કરતી ત્રિવિધ પ્રણામ; પંચાભિગમે નમન કરંતી, કેવળજ્ઞાની નામ. પ્રભુજી પ્યારા રે પુણ્ય થકી મેં દીઠા, પ્રાણ આધારા રે સરસ સુધાજી મીઠા ॥ ૧ ॥ રાજપુરૂષ ઉપયોગ કરાવે કોળાહળને સમાવે; સાચી વાણીએ ભાવના ભાવે, સ-હુને અચરજ થાવે, વાજિંત્ર નાદ બજાવે. પ્ર૦ પ્રા૦ ॥ ૨ ॥ હું તો કાબર જંબુદ્વીપની, સાસ ભરી એ દેહી; સ્વામી બરાબર કો નવિ દીઠો, તું અનેહી અ-દેહી. પ્ર૦ પ્રા૦ ॥ ૩ ॥ તું નિષ્કલંક અને નિર્મોહી, તું અદ્રોહી ઉદાસી; મારા મન માંહેથી કેણી પરે, કહો

હવે કેમ ફરી જાશી. પ્ર૦ પ્રા૦ ॥ ૪ ॥ જેમ પંકજમાં મધુકર પેસે, તેમ મનકજમાં પેઠા; તુમ દર્શન પામી નવિ હરખે, તે નિર્ગુણને ધીઠા. પ્ર૦ પ્રા૦ ॥ ૫ ॥ હું તિર્યંચણી વંગી રે પંખણી, લાખેણી તુમ સેવા; પામી એ તો અનુપમ ભાવે, જેમ ભુખ્યા વર મેવા પ્ર૦ પ્રા૦ ॥ ૬ ॥ ભવ ભવ તાહરી આણા સુરગવી હોજો અવિચળ ભાવે; તેથી ગોરસ સમ સમકિતશુદ્ધ, જ્ઞાનને ચરણ જમાવે, પ્ર૦ પ્રા૦ ॥૭॥ જેમ ઘૃત આપ-સ્વભાવે નિર્મળ, રસ શોધ્યો કહો કિમ જાવે; તેમ તુમ હેતે નિજ સ્વરૂપને, નિરાવરણ પ્રગટાવે. પ્ર૦ પ્રા૦ ॥ ૮ ॥ ઇંદ્ર અનંતા તો સમકાળે, ભકિત કરે જો કબ-હી; તો પણ પ્રભુ ગુણ સમતા નાવે, તો હું તિર્યંચણી કેહી. પ્ર૦ પ્રા૦ ॥ ૯ ॥ સારિકા એણી પરે આદિ દેવ-ની, ગુણ સ્તુતિ કરવા લાગી; સહુ પ્રશંસે જુઓ એ અચરજ જ્ઞાનવિમળ મતિ જાગી. પ્ર૦ પ્રા૦ ॥ ૧૦ ॥

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન. ૮ મું.

નાભિ નરિંદના નંદન વંદીએ રે, મરૂદેવા માત મલ્હાર, જસ નહીં લંછન લંછન આપતું રે, મેલોમોહ વિકાર; કેવળ કમળા વિમળા તું વર્યો રે. ॥૧॥ હરિ હર બ્રહ્મ પૂરંદર જ્ઞાનથી રે, જ્ઞાન અનંતુ જિનવર

રાય; જગલોચનથી અધિક પ્રભા નહિં રે, જેમ ઋક્ષ તારાનો સમૂદાય, કેવળ૦ ॥ ૨ ॥ ધર્મ બતાયા માયા પરિહરી રે, ભવ દાવાનળ ઉપશમ નીર; રોગ હરાયા કાયા ધનુષની રે, પંચ સયાં સુવર્ણ શરીર, કેવળ૦ ॥ ૩ ॥ શિવ સુખ ભોગી સિવ તે આપશે રે, દાસતણી અરદાસ મનાય; મોટા મૌન થઇને જો રહે રે, તો કેમ સેવક કારજ થાય, કેવળ૦ ॥ ૪ ॥ પંકજ જળબિંદુ જેમ વિસ્તરે રે, ઉપમા મોતીની મહારાજ; સજ્જન-સંગે શિવસુખ પામીએ રે, કહે શુભ સેવક દ્યો શિવ-રાજ, કેવળ૦ ॥ ૫ ॥

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન. ૯ મું.

( કોયલો પર્વત ધુંધલો રે લોલ, એ દેશી. )

પરમ પુરૂષ પુણ્ય જોગસેં રે લોલ, મળીયો માહરો; ચિત્ત રે, વાલેશ્વર ! ટળીયો ભવદુઃખ પાશથી રે લોલ, રળીયો સમકિત વિત્ત રે, વાલેશ્વર ! જય જય પ્રથમ જિનેશ્વરૂ રે લોલ. ॥ ૧ ॥ એ આંકણી. ફળીયો દેવતરૂ હવે રે લોલ. ગળીયો ન કરૂં મૂજ મન રે, વા૦ ચલીયો ન જાઉં મોહરાયથી રે લોલ, હળીયો ચેતન તુમ ચર્ણ રે, વા૦ જયજય૦ ॥ ૨ ॥ ચળીયો મનમથ ઇશને રે લોલ, દળીયો તે ક્ષણમાંહી રે, વા૦ બળીયો

એહ સંસારમાં રે લોલ, ચળીયો તું નહીં ક્યાં રે, વા૦ જયજય૦ ॥ ૩ ॥ કળીયો સદાગમ વાણીએ લોલ, ભળીયો શુભ રૂચિ ધ્યાન રે, વા૦ વળીયો મુજ દિન આજથી રે લોલ, ટળીયો દુષ્કૃત ઘટ તાન રે, વા૦ જયજય૦ ॥૪॥ જગચિંતામણિ સારીખો રે લોલ, જગતવલ્લભ જગનાથ રે, વા૦ કરૂણાનિધિ જગમાં વડો રે લોલ, ચલવે શિવપુર સાથ રે, વા૦ જયજય૦ ॥ ૫ ॥ કેવળજ્ઞાન દિવાકરૂ રે લોલ, કેવળ કમળા કંત રે, વા૦ ક્ષાયિક ચારિત્ર અનુભવે રે લોલ, કીધો ભવોદધિ અંતરે, વા૦ જયજય૦ ॥ ૬ ॥ ચઉરાશી ગણધર ભલા રે લોલ, ગિરિ અષ્ટાપદ સિદ્ધ રે, વા૦ ઉત્તમવિજય કવિરાજનો રે લોલ, રત્ન લહે નવ નિધ રે, વા૦ જયજય૦ ॥ ૭ ॥

## શ્રીસિદ્ધાચળજીનું સ્તવન. ૧૦ મું.

અમૃત સમ વચને તે પ્યારી, પિયુને વિનવે મોહનગારી; મોહનગારા રે મારા, સાંભળો પીયુજી પ્રાણઆધાર. મોહન૦ ॥ ૧ ॥ આજે વખાણે હું ગઇતી, વીતરાગે વાણી જેહવી કહીતી; તેહવી ગુરૂજીએ ભાખી, તેહ મેં અમીરસ વાણી ચાખી. મો૦ ॥ ૨ ॥ ધન્ય ધન્ય ગુરૂજીની વાણી, નવ રસ પોષી બુઝવ્યા પ્રાણી;

મહીમા શત્રુંજય કેરો, ગુરૂજીએ ભાખ્યો અતીત ભલે-રો. મો૦ ॥ ૩ ॥ પૂર્વ નવાણું એ વાર, શેત્રુંજે સમોસર્યા નાભિ મલ્હાર; વિચર્યા કેઈ અરિહંતા, વળી હુઆ ઇણે ગિરિ સિદ્ધ અનંતા. મો૦ ॥ ૪ ॥ તીણે એ તીરથની ભૂમિકા, શાશ્વત પ્રાય કહી છે ભવિકા; દુષમ કાળે એ તારણ, જન્મ જરાના દુઃખનિવારણ, મો૦ ॥ ૫ ॥ જે ભવી શેત્રુંજે જાવે, સોના રૂપાના ફુલડે વધાવે; લાભ અનંતો તે પાવે, વળી તસ સમકિત નિર્મળ થાવે. મો૦ ॥ ૬ ॥ સાત છઠ્ઠ અઠ્ઠમ દોય પચખે, એક લાખ નોકાર ગણીએ મચકે; પાળે બ્રહ્મ વ્રત સાર, પામે તે વહેલો ભવ પાર. મો૦ ॥ ૭ ॥ ચોવીહારો છઠ્ઠ જ કરીને, કરે જાતરા સાત ફરીને; તે ત્રીજે ભવ સ્વામી, હોયે નિશ્ચળ તે શિવગામી. મો૦ ॥ ૮ ॥ કંચનગિરિને રે ભાળે, નરક નિગોદની બે ગતિ ટાળે; તિર્યંચ જીવ જે દીસે, એ ગિરિવાસી સુર ઉલસીજે. મો૦ ॥ ૯ ॥ સિદ્ધાચળ ભણી જાતાં, પ્રાણી બાંધે મુક્તિનાં ખાતાં; શત ભવ કોટિના જે કર્મ, પગ પગ હોવે પાતક નર્મ. મો૦ ॥ ૧૦ ॥ વળી એ ગિરિ ભણી પગલાં, ભાવે જે ભરે એક એક ડગલાં; ડગલે ડગલે પૂણ્યજ બાંધે, સહસ્ર વર્ષ સુરઆયુ બાંધે. મો૦ ॥ ૧૧ ॥ સરસવ મેરૂ એ જેવડો

જીવે મેલ્યાં કર્મ તે તેવડાં, સિદ્ધગિરિ નયને જો દેખે, તત્ક્ષણ પાતક દૂર ઉવેખે. મો૦ ॥ ૧૨ ॥ ઋષિહત્યાદિક હત્યા ચાર, જીવે કીધી હોવે અપાર; તે પણ પાતક નીઠે, દૂરથી એ સિદ્ધક્ષેત્ર જ દીઠે. મો૦ ॥ ૧૩ ॥ જે નિજ સ્થાનકે બેસી, ભવીજન હૃદયકમલમેં વહસી; વિમળાચળને જે ધ્યાવે, સહસ્ત્ર પલ્યોપમ કર્મ ખપાવે. મો૦ ॥ ૧૪ ॥ જાત્રાનો અભિગ્રહ જે ધારે, લક્ષ પલ્યોપમ કર્મ નિવારે; એ ગિરિ પંથે જો વહીએ, સાગર એકના કર્મ જ દહીએ. મો૦ ॥ ૧૫ ॥ પુંડર ગરિને જે જોઇને; ઋષભને પૂજે પાવન થઇને; સ્નાત્ર મહોત્સવ જે કરશે, સાગર સહસ્ત્રના પાપજ હરશે, મો૦ ॥ ૧૬ ॥ એ ગરિવરના ગુણ કહેતાં, પાર ન પામે કેવળી લહેતાં; શેત્રુંજા માહાતમ માંહી, એહ છે અધિકાર સઘળો ત્યાંહી. મો૦ ॥ ૧૭ ॥ મનુષ્ય ભવ ત્યારે એ લેખે, જ્યારે એ ગિરિ નજરે દેખે; એ ગિરિ જેણે ના ફરસ્યો, તે રહ્યો જનની કુખે ઉકરશો. મો૦ ॥૧૮॥ એવો જાણી જે એ ગિરિને, ભાવે સેવે આળસ હરીને; તે નર વંછિત પાવે, ચોવીશ દંડક ફરીને નાવે. મો૦ ॥ ૧૯ ॥ મૂક્તિનિલયનો એ મહિમા, અદ્ભુત ભાખ્યો ગુરૂજીએ મહિમા; તે મૂજ હૃદયમાં વસીયો, ડુંગર દેખી મન ઉલસીયો. મો૦ ॥ ૨૦ ॥ જાત્રાની

હોંશ છે મોટી, જોઇએ તો લ્યો મારા કાનની ટોટી; પણ એ ગિરિને ભેટાવો, મારે મનડે હર્ષ ઉપાવો. મો૦ ॥ ૨૧ ॥ કેસર ચંદન રે લીજે, પીયુજી ચાલો જિન અર્ચીજે; મરૂદેવીકુંવરનાં મૂખડાં, જોઇને લીજે અવિચળ સુખડાં. મો૦ ॥ ૨૨ ॥ ચતુરાઇએ વિનતિ એ કીધી, પીઉના દિલમાં આવી સીધી; સાંભળ ગોરી રે મારી, હોંશ એ પૂરશે તાતજી તારી. મો૦ ॥ ૨૩ ॥ તત્ક્ષણ સજવાળા જોડી, ચઉવિહ સંઘને ભેળો તેડી; અનુક્રમે સિદ્ધગિરિ ભેટયો, ગિરિનો વિરહો દૂર ઉમેટયો. મો૦ ॥ ૨૪ ॥ પૂજા નાટક વિધિશું કરીને, તીરથ ફરસ્યું હિતશું ફરીને; રાયણ પગલાંને પર્વ, તીર્થ ભુમિકા ફરીને સર્વ. મો૦ ॥ ૨૫ ॥ સંઘવી તિલક ધરાવી, મૂક્તિશું અવિહડ પ્રીત લગાવી; અનુક્રમે નિજ ઘરે વળીયા, દંપતી કેરા મનોરથ ફરીયા. મો૦ ॥ ૨૬ ॥ આગ્રહ કીધો જે સયણે, રચના કીધી મીઠા વયણે; પંડિત અમરનો શિષ્ય, લબ્ધિએ સ્તવીયો ગિરિને જગીશ. મો૦ ॥ ૨૭ ॥

## શ્રી ઋષભ જિન સ્તવન.

જીરે સફળ દિવસ આજ માહરો, દીઠો પ્રભુનો દેદાર, લય લાગી જિનજી થકી, પ્રગટયો પ્રેમ અપાર;

ઘડિયે ન વિસરો હો સાહિબા સાહિબા ઘણો રે સનેહ, અંતરજામી છો માહેરા, મરૂદેવાના નંદ, સુનંદાના કંત. ઘ૦ ॥ ૧ ॥ સાહિબા લઘુ થઇ મન મારું તિહાં રહ્યું, તમારી સેવાને કાજ; તે દિન કયારે આવશે, હોશે સુખનો આવાસ. ઘ૦ ॥ ૨ ॥ જી રે પ્રાણેશ્વર પ્રભુજી તુમે, આતમના રે આધાર; મારે તો પ્રભુજી તમે એક છો જાણજો નિરધાર. ઘ૦ ॥ ૩ ॥ સાહિબા એક ઘડી પ્રભુ તુમ વિના, જાય વરસ સમાન; પ્રેમ વિરહ હવે કેમ ખમું, જાણો વચન પ્રમાણ. ઘ૦ ॥૪॥ સાહિબા અંતર્ગતની વાતડી, કહો કેને કહેવાય; વાલેસર વિસવાસીયા, કહેતાં દુઃખ જાય, સુણતાં સુખ થાય. ઘ૦ ॥ ૫ ॥ સાહિબા દેવ અનેક જગમાં વસે, તેની રુદ્ધિ અનેક; તુમ વિના અવરને નહિ નમું, એહવી મુજ મન ટેક. ઘ૦ ॥૬॥ જીરે પંડિત વિવેકવિજય તણો, પ્રણમે શુભ પાય; હરખવિજય શ્રી રુષભના, જુગતે ગુણ ગાય. ઘ૦ ॥૭॥

## શ્રી ઋષભદેવ જિનનું પારણું,

આહે જસ ઘરે જાવેજી વહોરવા, હોય આનંદ અંગ ન માય; રૂષભ ઘેર આવે છે. ॥ ૧ ॥ આહે મણિ રે માણેક મોતી ભર્યાં, કોઇ રત્ન ભરી ભરી થાળ. ઋષભ૦ ॥ ૨ ॥ આહે કોઇરે ઘોડા કોઇ પાલખી, કોઇ આપે હા-

થી કેરા દાન. ઋષ૦ ॥ ૩ ॥ આહે કોઇજ પુત્રી વક્ષ-ભા, કોઇ આપે કન્યા કેરાં દાન ઋષ૦ ॥ ૪ ॥ આહે કોઇ નવિ આપે સૂજતો, કોઈ વ્હોરાવે નહીં આહાર. ઋષ૦॥૫॥ આહે તેણે સમે સ્વપ્નજ પેખીઓ, આ-હે દશ ભવ કેરો સ્નેહ. ઋષ૦॥૬॥ આહે ઈક્ષુરે રસ વ-હોરાવીઓ, તિહાં રૂષભને ઉપજી છે લબ્ધિ. ઋ૦ ॥ ૭ ॥ આહે ત્યાંરે ઉભા કીધું પારણું, એક વરસે મળી-ચેલો આહાર. ઋ૦ ॥ ૮ ॥ આંહે પંચ દિવ્ય રે પ્રગટ થયાં, તિહાં અહોદાન મહોદાન ગવાય૦ ઋ૦॥ ૯॥ આહે ત્યાં કને વૃષ્ટિ સુવર્ણતણી, થઇ સાડા બાર ક્રોડ. રૂ૦ ॥ ૧૦ ॥ આહે મેરૂ શિખર રે ખશી ગયા, શ્રેયાં-સે દીધા છે થંભ. રૂ૦ ॥ ૧૧ ॥ આહે ત્યારે જાતિસમ-રણ પામતાં, તિહાં ફરી નાવે સંસાર. રૂ૦ ॥ ૧૨ ॥ આહે હીરવિજય ગુરૂ હીરલો, તિહાં માણેક વિજય ગુણ ગાય. રૂ૦ ॥ ૧૩ ॥

## શ્રી ઋષભદેવ સ્વામીનું પારણું ૨ જું.

શ્રી જિન વનમાં જઈ તપ કરે રે, ફર્યા માસ છ માસ; તપતાં તપતાં પુરમહીં, આવ્યા વહોરવા કાજ; પ્રથમ જિનેશ્વર પારણે. ॥ ૧ ॥ વિનિતા નગરી રળી-યામણી, ફરતા શ્રી જિનરાજ; ગલીયે ગલીયે રે જો

ફરે, વહોરાવે નહીં કોઇ આહાર. પ્રથમ૦ ॥ ૨ ॥ હાળી હાલેરૂં ફેરવે, બળદ ધાન્યજ ખાય; હાળી મારે રે મૂરખો, તે દેખે જિનરાય. પ્રથમ૦ ॥ ૩ ॥ શીંકલી સારી રે શોભતી, કરી આપે જિનરાજ; બળદને શી કાં બંધાવીઆ, ઉદય આવ્યાં એ આજ. પ્રથમ૦ ॥ ૪ ॥ હાથી ઘોડા ને પાલખી, લાવી કરી રે હજુર; રથ શણગાર્યા રે શોભતાં, લ્યો લ્યો કે વળી શૂર. પ્રથમ૦ ॥ ૫ ॥ થાળ ભર્યો શગ મોતીડે, ધુમર ગોતડી ગાય; વીરા વચને ઘણુ કરે, તે લે નહીં લગાર. પ્રથમ૦ ॥ ૬ ॥ વિનિતા નગરીમાં વેગશું, ફરતા શ્રી જિનરાય; શેરીયે શેરીયે રે જો ફરે, આપે નહીં કોઇ આહાર. પ્રથમ૦ ॥ ૭ ॥ હરિચંદ્ર સરખો રે રાજીયો. સુતારા સતી નાર; માથે લીધો રે મોરીયો, નીચ ઘેર પાણીડાં જાય. પ્રથમ૦ ॥ ૮ ॥ સીતા સરખી રે મહાસતી, રામ લક્ષ્મણ દોય જુદ્ધ; કર્મે કીધાં રે ભમંતડાં, બાર વરસ વન દૂર. પ્રથમ૦ ॥ ૯ ॥ કર્મ તો કેવળીને નડ્યાં, મૂકયા લોહીજ થામ; કર્મથી ન્યારા રે જે હુવા પહોંચ્યા શિવપુર ઠામ. પ્રથમ૦ ॥ ૧૦ ॥ કર્મે સુધાકર સૂરને, ભમતા કર્યા દિન રાત; કર્મ કરણી જેવી કરી, ઝંપે નહીં તિલમાત્ર. પ્રથમ૦ ॥ ૧૧ ॥ વિનિતા નગરી રળીયામણી, માંહી છે વર્ણ અઢાર; લોક કોલાહલ

ઘણો કરે, કંઈ ન લે મહારાજ. પ્રથમ૦ ॥ ૧૨ ॥ પ્રભુજી તિહાં ફરતાં થકા, માસ ગયા દશ દોય; ત્યાં કને અંતરાય તૂટશે. પામશે આહારજ સોય. પ્રથમ૦ ॥ ૧૩ ॥ શ્રી શ્રેયાંસ નરેશરૂ. બેઠા ચોબારા બહાર; પ્રભુજી ફરતા રે નીરખીયા. વહોરાવે નહીં કોઇ આહાર. પ્રથમ૦ ॥ ૧૪ ॥ શ્રી શ્રેયાંસ નરેશરૂ, મોકલ્યા સેવક સાર; પ્રભુજી પધારો પ્રેમશું, છે સુઝતો આહાર. પ્રથમ૦ ॥ ૧૫ ॥ સો દશ ઘડા ત્યાં લાવીયા, શેરડી રસનો રે આહાર; પ્રભુજીને વહોરાવે પ્રેમશું, વહોરાવે ઉત્તમ ભાવ. પ્રથમ૦ ॥ ૧૬ ॥ કરપાત્ર તિહાં માંડીયા, શગજ ચઢી અઘનાશ; છાંટો એક ન ભુમિ પડે, ચોત્રીશ અતિશય સાર. પ્ર૦ ॥ ૧૭ ॥ પ્રથમ પારણું તિહાં કર્યું, દેવ બોલ્યા જેજેકાર; ત્યાં કને વૃષ્ટિ સોના તણી, ક્રોડ સાડાબાર. પ્ર૦ ॥ ૧૮ ॥ શ્રી શ્રેયાંસ નરેશરૂ, લેશે મુક્તિનો ભાર; જોતમે જોતી જળમળે, ફરી એ નાવે સંસાર. પ્ર૦ ॥ ૧૯ ॥ સંવત અઢારક શોભતું, વર્ષ એકાણું જાણ; સાગરચંદ કહે શોભતું, પારણું કીધું પ્રમાણ. પ્ર૦ ॥ ૨૦ ॥ જે એ શીખે જે સાંભળે, તેને અભિમાન ન હોય; તે ઘર અવિચળ વધામણાં, લેશે શિવપુર સોય. પ્ર૦ ॥ ૨૧ ॥

# શ્રી વિષસ્થાનનું સ્તવન,

હાંરે મારે પ્રણમુ સરસ્વતી માગું વચન વિલાસ જો, વીશ રે તપ સ્થાનક મહિમા ગાઇશું રે લોલ; હાંરે મારે પ્રથમ અરિહંત પદ લોગસ્સ ચોવીશ જો, બીજે રે સિદ્ધ સ્થાનક પંદર ભાવશું રે લોલ. ॥ ૧ ॥ હાંરે ત્રીજે પવયણં પદ ગણશું લોગસ્સ સાત જો, ચઉથે રે આચરિયાણં છત્રીશનો સહી રે લોલ; હાંરે થેરાણં પદ પંચમે દશ લોગસ્સ ઉદ્દાર જો, છઠે રે ઉવજ્ઝાયાણં પચવીશનો સહી રે લોલ. ॥ ૨ ॥ હાંરે સાતમે નમો લોએ સવ્વ સાહુ સત્તાવીશ જો, આઠમે નમો નાણસ્સ પંચ લોગસ્સ ભાવશું રે લોલ હાંરે નવમે દરિસણ સડસઠ મનને ઉદ્દાર જો, દશમે નમો વિણયસ્સ દશ વખાણીએ રે લોલ. ॥૩॥ હાંરે અગ્યારમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સત્તર જો, બારમે નમો બંભસ્સ નવ ગુણે સહી રે લોલ; હાંરે કીરિયાણં પદ તેરમે વળી ગણો પચવીશ જો, ચાદમે નમો વસ્સ બાર ગુણે સહી રે લોલ. ॥૪॥ હાંરે પંદરમે નમો ગોયમસ્સ અઠ્ઠાવીશ જો નમો જિણાણ ચઉવીશ ગણશું સોળમેરે લોલ; હાંરે સત્તરમે નમો ચારિત્ત લોગસ્સ સીત્તેર જો, નાણસ્સ પદ ગણશું એકાવન અઢારમે રે લોલ. ॥ ૫ ॥ હાંરે ઓગણીશમે નમો સુઅસ્સ વીશ પીસ્તાળીશ જો,વી-

શમે નમે તિત્થસ્સ વીશ લોગસ્સ ભાવશું રે લોલ; હાંરે એ તપનો મહિમા ચારસેં ઉપવાસે કરી જો, ષટ માસે એક ઓળી પૂરી કીજીએ રે લોલ. ॥ ૬ ॥ હાંરે એ તપ કરતાં વળી ગણીએ દોય હજાર જો, નવકારવાળી વીશે સ્થાનક ભાવશું રે લોલ; હાંરે પ્રભાવના સંઘ સ્વામીવત્સલ સાર જો, ઊજમણાં વિધિ કીજીએ વિજય લીજીએ રે લોલ. ॥૭॥ હાંરે એ તપનો મહિમા કહ્યો શ્રી વીર જિનરાય જો, વિસ્તારે ઇમ સંબંધ ગોયમ સ્વામીને રે લોલ; હાંરે એ તપ કરતાં વળી તીર્થંકર પદ હોય જો, દેવગુરૂ એમ કાંતિ સ્તવન સોહામણોરે લોલ. ॥ ૮ ॥

## શ્રી વર્ધમાન્ તપનું સ્તવન,

### ઢાળ ૧ લી.

( જિમ જિમ એ ગિરિ ભેટીયે રે. એ દેશી )

જિમ જિમ એ તપ કીજીએ રે, તિમ તિમ ભવ પરિપાક સલુણા, નિકટભવી જીવ જાણવો રે, ઇમ ગીતારથ સાખ સલુણા. જિ૦ ॥ ૧ ॥ આંબિલ તપ વિધિ સાંભળો રે, વર્ધમાન ગુણ ખાણ સલુણા, પાપ મળ ક્ષય કારણે રે, કતક ફળ ઊપમાન. સ૦ જિ૦ ॥ ૨ ॥ શુભ મુહુર્ત શુભ યોગમાં રે, સદ્ ગુરૂ નાંદી યોગ, સ૦ આંબિલ તપ પદ ઊચ્ચરી રે, આરાધો

અનુયોગ. સ૦ જિ૦ ॥ ૩ ॥ ગુરૂમુખ આંબિલ ઊચ્ચરી રે, પૂજી પ્રતિમાં સાર, સ૦ નવપદની પૂજા ભણી રે, માંગો પદ અણાહાર. સ૦ જિ૦ ॥ ૪ ॥ ષટ રસ ભોજન ત્યાગવા રે, ભુમિ સંથારો પ્રાય, સ૦ બ્રહ્મચર્યાદિ પાળવા રે, આરંભ જયણા થાય. સ૦ જિ૦ ॥ ૫ ॥ તપ પદની આરાધના રે, કાઉસગ્ગ લોગસ્સ બાર, સ૦ ખમાસણા બાર આપવા રે, ગુણણું હોય હજાર, સ૦ જિ૦ ॥ ૬ ॥ અથવા સિદ્ધ પદ આશ્રયી રે, કાઉસગ્ગ લોગસ્સ આઠ. સ૦ ખમાસણાં આઠ જાણવાં રે, નમો સિદ્ધાણં પાઠ. સ૦ જિ૦ ॥ ૭ ॥ બીજે દિન અપવાસમાં રે, પૌષધાદિ વ્રત યુક્ત, સ૦ પડિકમણાદિક ક્રીયા કરી રે, ભાવના પરિમલ યુક્ત. સ૦ જિ૦ ॥ ૮ ॥ ઈમ આરાધો ભાવથી રે, વિધિપૂર્વક ધરી પ્રેમ, સ૦ ભાવો ધ્યાવો ભવીજના રે, ધર્મ રત્ન પદ એમ. સ૦ જિ૦ ॥ ૯ ॥

ઢાળ ૨ જી.

( નવ પદ ધરજો ધ્યાન ભવિક જન, એ રાગ )

તપ પદ ધરજો ધ્યાન ભવિક તમે, તપ પદ ધરજો ધ્યાન, નામે શ્રી વર્ધમાન ભવિક૦ દિન દિન ચઢતે વાન ભવિ૦ સેવો થઇ સાવધાન ભવિ૦ તપ પદ ધરજો ધ્યાન. પ્રથમ ઓળી એમ પાળીને રે, બીજીએ

આંબેલ હોય, ભ૦ ત્રીજી એ ત્રણ ચોથી ચાર છે રે. ઉપવાસાંતર હોય, ભ૦ ॥ ૧ ॥ એમ સો આંબીલ વ્રતની રે, સોમી ઓળી થાય, ભ૦ શક્તિ અભાવે આંતરે રે. વિશ્રામે પહોંચાય, ભ૦ ॥ ૨ ॥ ચૌદ વર્ષ ત્રણ માસની રે, ઉપર સંખ્યા દિન વીશ, ભ૦ કાળમાન એ જાણવું રે, કહે વીર જગદીશ ભ૦ ॥ ૩ ॥ અંતગડ અંગે વર્ણવ્યું રે, આચાર દિનકર લેખ, ભ૦ ગ્રંથાંતરથી જાણવો રે, એ તપનો ઉલ્લેખ, ભ૦ ॥ ૪ ॥ પાંચ હજાર પચાસ છે રે, આંબીલ સંખ્યા સર્વ, ભ૦ સંખ્યા સો ઉપવાસની રે, તપમાં ન કરો ગર્વ ભ૦ ॥ ૫ ॥ મહાસેન કૃષ્ણા સાધવી રે, વર્ધમાન તપ કીધ, ભ૦ અંતગડ કેવળ પામીને રે, અજરામર પદ લીધ, ભ૦ ॥ ૬ ॥ શ્રીચંદ કેવળી એ તપ સેવીને રે, પામ્યા પદ નિર્વાણ, ભ૦ ધર્મરત્ન પદ પામવા રે, એ ઉત્તમ અનુષ્ઠાન, ભ૦ ॥ ૭ ॥

ઢાળ ૩ જી.

( નરભવ નગર સોહામણું, વણઝારા રે. એ રાગ. )

જિનધર્મ નંદન વન ભલો, રાજહંસા રે, તપ સુરતરૂ ઉપમાન અહો રાજહંસા રે, શીતળ છાયા સેવીને, રા૦ પ્રાણી તુ થા સાવધાન. અહો રાજ૦ ॥ ૧ ॥ અમૃત ધર્મ આસ્વાદીને રા૦ કાઢ અનાદિની ભુખ

અહો રા૦ ભવ પરિભ્રમણા ભગ્ન તું રા૦ અવસર
પામી ન ચૂક અહો રા૦ ॥૨॥ શત શાખાથી શોભતો
રા૦ પાંચ હજાર પચાસ અહો રા૦ આંબીલ ફુલે અલં-
કર્યો રા૦ અક્ષય પદ ફળ તાસ અહો રા૦ ॥ ૩ ॥
વિમલેશ્વર સુર સાંનિધ્યે રા૦ તું નિર્ભય થયો આજ
અહો રા૦ કૃતકૃત્ય થઈ સાગ તું રા૦ અકળ સ્વરૂપી
રાજ અહો રા૦ ॥ ૪ ॥ વિગ્રહ ગતી ચોસરાવીને રા૦
લોકાગ્રે કર વાસ અહો રા૦ ધન્ય તું કૃતપુણ્ય તું રા૦
સિદ્ધ સ્વરૂપ પ્રકાશ અહો રા૦ ॥ ૫ ॥ તપ ચિંતવણી
કાઉસગ્ગે રા૦ વીર તપોધન ધ્યાવ અહો રા૦ મહા-
સેન કૃષ્ણા સાધવી રા૦ શ્રીચંદ્ર ભવજળનાવ અહો
રા૦ ॥ ૬ ॥ સૂરિ શ્રી જગચ્ચંદ્રજી રા૦ હીરવિજય ગુરૂ
હીર અહો રા૦ મલ્લવાદી પ્રભુ કૂરગડુ રા૦ આર્ય સુહ-
સ્તી વીર અહો રા૦ ॥ ૭ ॥ પારંગત તપજલધિના
રા૦ જે જે થયા અણગાર અહો રા૦ જીત્યા જિહ્વા-
સ્વાદને રા૦ ધન્ય ધન્ય તસ અવતાર અહો રા૦ ॥૮॥
એક આંબિલે તુટશે રા૦ એકહજાર ક્રોડ વર્ષ અહો રા૦
દસ હજાર ક્રોડ વર્ષનું રા૦ ઉપવાસે નરક આયુષ્ય
અહો રા૦ ॥ ૯ ॥ તપ સુદર્શન ચક્રથી રા૦ કરે
કર્મનો નાશ અહો રા૦ ધર્મરત્ન પદ પામવા રા૦
આદરો તપ અભ્યાસ અહો રા૦ ॥ ૧૦ ॥

કળશ.

તપ આરાધન ધર્મ સાધન વર્ધમાન તપ પરગડો,
મન કામના સહુ પૂરવાને સર્વ થાયે સુરઘડો;
અતિ દાનથી શુભ ધ્યાનથી ભવિજીવ એ તપસ્યા કરો,
શ્રીવિજયધર્મસૂરીશ સેવક રત્નવિજય કહે શિવવરો ૧

ઇતિ વર્ધમાન તપ સ્તવન.

---

## શ્રી સીમંધર જિન સ્તવન. ૧ લું.

સુણ સુણ સરસ્વતી ભગવતી, તાહરી જગ વિખ્યાત; કવિ જનનિ કીર્તિ વધે, તિમ તુમે કરજો માત. ॥ ૧ ॥ સીમંધર સ્વામી મહાવિદેહમાં, બેઠા કરે વખાણ; વંદણા મારી ત્યાં જઇ, કહેજો ચંદા ભાણ. ॥ ૨ ॥ મુજ હૃદય સંશય ભર્યું, કોણ આગળ કહું વાત; જેશું બાંધુ ગોઠડી, તસ મુજ ન મીલે ધાત. ॥ ૩ ॥ જાણું તો આવું કને, વિષમ વાટ પંથ દૂર; ડુંગર ને દરિયા ઘણા, વચ્ચે નદી વહે પૂર. ૪ તે માટે ઇહાં કને રહી, જે જે કરૂં વિલાપ; તે તમે પ્રભુજી સાંભળી, અવગુણ કરજો માફ. ॥ ૫ ॥

ઢાળ ૧ લી.

ભરત ક્ષેત્રના માનવી રે, જ્ઞાની વિના રે મુંઝાય; તેણે કારણ તુમને ઘણું રે, પ્રભુજી મનમાં ચહાય રે.

॥ ૧ ॥ સ્વામી આવો આણે ક્ષેત્ર, તુમ દર્શન જો દેખીએ રે; તો નિર્મળ થાય મારાં નેત્ર રે, સ્વામી આવો આણે ક્ષેત્ર. ॥ ૨ ॥ ગાડરીયો પરિવાર મીલ્યો રે, ઘણા કરે તે ખાસ; પરીક્ષાવંત થોડા હુવા રે. સરધાનો વિશ્વાસ રે. સ્વામી૦ ॥ ૩ ॥ ધર્મીનીતો હાંસી કરે રે, પક્ષ વિહુણો સીદાય; લોભ ઘણો જગ વ્યાપીયો રે, તેણે સાચું નવિ થાય રે. સ્વામી૦ ॥ ૪ ॥ સમાચારી જુદી જુદી રે, સહુ કહે માહરો ધર્મ; ખોટું ખરૂં કેમ જાણીએ, તે કોણ ભાંગે ભર્મ રે. સ્વામી૦ ॥ ૫ ॥

ઢાળ ૨ જી.

વીરજી જ્યારે ઇહાં વિચરતા, ત્યારે વર્તતી શાંતિ રે; જે જન આવીને પૂછતા, તસ ભાંગતી ભ્રાંતિ રે. ॥૧॥ હૈ હૈ જ્ઞાનીનો વિરહ પડ્યો, તે તો દહે મુજ દુઃખ રે; સ્વામી સીમંધર તુજ વિના, તે મુજ કુણ કરે સુખ રે. હૈ૦ ॥ ૨ ॥ વિરહણીની રયણી જેસી, તેસી મુજ ઘડી જાય રે; વાત્ત મુખે નવનવિ સાંભળી, પણ નિર્ણય નવિ થાય રે. હૈ૦ ॥ ૩ ॥ જે જે દુર્ભાગી જીવડા, તે તો અવતર્યા અહીં રે; ભૂલા ભમે રે વાડોલીયે, જિહાં કેવળી નહીં રે. હૈ૦ ॥ ૪ ॥ ધન્ય મહાવિદેહના માનવી, જિહાં જિનજી આરોગ્ય રે; જ્ઞાન દર્શન ચરણ આદરી, સંયમ લીયે ગુરૂ યોગ રે. હૈ૦ ॥ ૫ ॥

ઢાળ ૩ જી.

સીમંધર સ્વામી માહરા રે, તું ગુરૂ ને તું જ દેવ; તુજ વિણ અવર ન ઓળખું રે, ન કરૂં અવરની સેવ રે; ઇહા કને આવજો, વળી ચતુર્વિધ સંઘને રે સાથે લાવજો. એ આંકણી૰ ॥૧॥ તે સંઘ કેમ ક્રિયા કરે, કેણી પેરે ધ્યાવે રે ધ્યાન; વ્રત પચ્ચખાણ કિમ આદરે રે, કેણી પરે દીયે બહુ દાન. ઇહાં૰ ॥ ૨ ॥ ઇહાં ઉચિત ક્રિયા નહીં રે, અનુકંપા લવલેશ; અભય સુપાત્ર અલ્પ હુઆ રે, એવો ભરત આ દેશ રે. ઇહાં૰ ॥ ૩ ॥ નિશ્ચય સરસવ જેટલો રે, બહુ ચાલ્યો વ્યવહાર; અભ્યંતર વિરલા હુવા રે, ઝાઝો બાહ્ય આચાર રે. ઇહાં૰ ॥ ૪ ॥

ઢાળ ૪ થી.

સીમંધર તું માહરો સાહિબ, હું સેવક તારો દાસ રે; તુજ વિના ભવ ભમી કરી થાકયો, હવે આપો શિવવાસ રે. સી૰ ॥ ૧ ॥ એણે વાટે વટેમાર્ગું નાવે, નાવે કાસીદ કોઇ રે; કાગળ કુણ સાથે પહોંચાડું, હું મોહ્યો તુજ માંહી રે. સી૰ ॥ ૨ ॥ તૃષ્ણાનું દુઃખ હોત ન મુજને, હોત સંતોષનું ધ્યાન રે; તો હું ધ્યાન ધરત પ્રભુ તાહરૂં, સ્થિર કરી રાખત મન્ન રે. સી૰ ॥ ૩ ॥ ચાર કષાય ઘટમાં રહ્યા વ્યાપી, રાતો ઇંદ્રિય રસ રે;

મદનપણું કહો ક્યારે વ્યાપે, મન નાવે મુજ વશ રે. સી૦ ॥ ૪ ॥ નિવડ પરિણામે ગાંઠો બાંધી, તે કેમ છુટશે સ્વામ રે; તે હુન્નર છે તુજમાં પ્રભુજી, આવો અમારે કામ રે. સી૦ ॥ ૫ ॥

ઢાળ ૫ મી.

સીમંધર જિન એમ કહે, પૂછે તિહાંના લોક રે; ભરત ક્ષેત્રની વાતડી, સાંભળે સુર નર થોક રે. સી૦ ॥ ૧ ॥ ત્રીજો આરો બેઠા પછી, જાશે કેટલોક કાળ રે; પદ્મનાભ જિન તવ હોશે, જ્ઞાનનો ઝાકઝમાળ રે. સી૦ ॥ ૨ ॥ છઠ્ઠે આરે જે હોશે, તે પ્રાણી મહાપાપ રે; સાતા નહીં એકે ઘડી, રવિના ઝાઝેરા તાપ રે. સી૦ ॥ ૩ ઓછા આયુ માણસતણા, મોટા દેવના આય રે; સુખ ભોગવતાં સ્વર્ગમાં, સાગર પલ્યોપમ જાય રે. સી૦ ॥ ૪ ॥ સરાગી નર એમ કહે, તુમે તારો ભગવંત રે; આપેથી આપે તરે, એમ સૌ સુણો સંત રે. સી૦ ॥ ૫ ॥

ઢાળ ૬ ઠ્ઠી.

એવી સૂત્રમાં જીવ તેં વાતો સાંભળી રે, મ કર તું હવે વિખવાદ; જો રે જીવ તેં પુરણ પુણ્ય કીધાં નહીં રે, તો કિમ પહોંચે આશ. જિનજી કિમ મળે રે, ભોળા શું ટળવળે રે. જિન૦ ॥ ૧ ॥ ચોળમજીઠ

ઢાળ ૩ જી.

સીમંધર સ્વામી માહરા રે, તું ગુરૂ ને તુંજ દેવ; તુજ વિણ અવર ન ઓળખું રે, ન કરૂં અવરની સેવ રે; ઇહા કને આવજો, વળી ચતુર્વિધ સંઘને રે સાથે લાવજો. એ આંકણી૦ ॥૧॥ તે સંઘ કેમ ક્રિયા કરે, કેણી પેરે ધ્યાવે રે ધ્યાન; વ્રત પચ્ચખાણ કિમ આદરે રે, કેણી પરે દીયે બહુ દાન. ઇહાં૦ ॥ ૨ ॥ ઇહાં ઉચિત ક્રિયા નહીં રે, અનુકંપા લવલેશ; અભય સુપાત્ર અલ્પ હુઆ રે, એવો ભરત આ દેશ રે. ઇહાં૦ ॥ ૩ ॥ નિશ્ચય સરસવ જેટલો રે, બહુ ચાલ્યો વ્યવહાર; અભ્યંતર વિરલા હુવા રે, ઝાઝો બાહ્ય આચાર રે. ઈહાં૦ ॥ ૪ ॥

ઢાળ ૪ થી.

સીમંધર તું માહરો સાહિબ, હું સેવક તારો દાસ રે; તુજ વિના ભવ ભ્રમી કરી થાકયો, હવે આપો શિવવાસ રે. સી૦ ॥ ૧ ॥ એણે વાટે વટેમાર્ગુ નાવે, નાવે કાસીદ કોઇ રે; કાગળો કુણ સાથે પહોંચાડું, હું મોહ્યો તુજ માંહી રે. સી૦ ॥ ૨ ॥ તૃષ્ણાનું દુઃખ હોત ન મુજને, હોત સંતોષનું ધ્યાન રે; તો હું ધ્યાન ધરત પ્રભુ તાહરૂં, સ્થિર કરી રાખત મન્ન રે. સી૦ ॥ ૩ ॥ ચાર કષાય ઘટમાં રહ્યા વ્યાપી, રાતો ઇંદ્રિય રસ રે;

મદનપણું કહો કયારે વ્યાપે, મન નાવે મુજ વશ રે. સી૦ ॥ ૪ ॥ નિવડ પરિણામે ગાંઠો બાંધી, તે કેમ છુટશે સ્વામ રે; તે હુન્નર છે તુજમાં પ્રભુજી, આવો અમારે કામ રે. સી૦ ॥ ૫ ॥

ઢાળ પં મી.

સીમંધર જિન એમ કહે, પૂછે તિહાંના લોક રે; ભરત ક્ષેત્રની વાતડી, સાંભળે સુર નર થોક રે. સી૦ ॥ ૧ ॥ ત્રીજે આરો બેઠા પછી, જાશે કેટલોક કાળ રે; પદ્મનાભ જિન તવ હોશે, જ્ઞાનનો ઝાકઝમાળ રે; સી૦ ॥ ૨ ॥ છઠ્ઠે આરે જે હોશે, તે પ્રાણી મહાપાપ રે; સાતા નહીં એકે ઘડી, રવિના ઝાઝેરા તાપ રે. સી૦ ॥ ૩ ઓછા આયુ માણસતણા, મોટા દેવના આય રે; સુખ ભોગવતાં સ્વર્ગમાં, સાગર પલ્યોપમ જાય રે; સી૦ ॥ ૪ ॥ સરાગી નર એમ કહે, તુમે તારો ભગવંત રે; આપેથી આપે તરે, એમ સૌ સુણો સંત રે. સી૦ ॥ ૫ ॥

ઢાળ ૬ ઠ્ઠી.

એવી સૂત્રમાં જીવ તેં વાતો સાંભળી રે, મ કર તું હવે વિખવાદ; જો રે જીવ તેં પુરણ પુણ્ય કીધા નહીં રે, તો કિમ પહોંચે આંશ. જિનજી કિમ મળે રે; ભોળા શું ટળવળે રે. જિન૦ ॥ ૧ ॥ ચોળમજીઠ

સરીખો જિનજી સાહિબો રે, તું તો ગળીનો રે રંગ; કટકા કાચ તણું મૂલ્ય તુજમાં નહીં રે, પ્રભુ તો નગીનો નંગ. જિ૦ ॥ ૨ ॥ ભમર સરીખો ભોગી શ્રી ભગવંતજી રે, તું તો માખી તોલ; સરખા સરખી વિણ કિમ બાઝે ગોઠડી રે, હૃદય વિચારી બોલ. જિ૦ ॥ ૩ ॥ તું સરાગી પ્રભુ વિરાગીમાં વડો રે, કિમ તેડે તુજ ત્યાહિ; શો ગુણ દેખી તુજ ઉપર કરૂણા કરે, કિમ આવે પ્રભુ આંહિ. જિ૦ ॥ ૪ ॥ કર્મ સાથે લપટાણો જીવડો જિહાં લગે રે, તિહાં લગે નહીં અવકાશ; જ્યારે તુજમાં સમતાના ગુણ આવશે રે, ત્યારે જઇશ પ્રભુજીના પાસ. જિ૦ ॥ ૫ ॥

ઢાળ ૭ મી. કળશ.

સીમંધર સ્વામી તણી ગુણમાળા, જે નર ભાવે ભણશે; તસ શિર વૈરી કોઇ ન વ્યાપે, કર્મશત્રુને હણશે રે. હમચડી. ॥ ૧ ॥ સીમંધર સ્વામી તણી ગુણ રચના, જે નારી નિત્ય ગણશે; સખી સોભાગણી પીયર પનોતી, પુત્ર સુલક્ષણ જણશે રે. હ૦ ॥ ૨ ॥ સીમંધર સ્વામી શીવપુર ગામી, કવિતા કહે।શર નામી; વંદના મારી હૃદયમાં ધારી, ધર્મલાભ દ્યો સ્વામી રે. હ૦ ॥૩॥ શ્રી તપગચ્છનો નાયક સુંદર, વિજયદેવ પટ્ટ ધારી; કીર્તિ જેહની જગમાં ઝાઝી, બોલે નર ને નારી રે, હ૦ ॥ ૪ ॥ ઇતિ.

## શ્રી ચંદ્રાનન જિન સ્તવન.

ચંદ્રાનન જિન સાંભળી રે, સેવકની અરદાસ; મુજ સેવક ભણી તારજો રે, છે પ્રભુજીનો વિશ્વાસ રે. ચં૦ ॥ ૧ ॥ ભરતક્ષેત્ર માનવપણું રે, લાધ્યો દુષમ કાળ; જિન પૂર્વધર વિરહથી રે, દુલહો શાસન ચાલ રે. ચં૦ ॥૨॥ દ્રવ્યક્રિયા રૂચિ જીવડા રે, ભાવ ધર્મ રૂચિ હીન; ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન રે. ચં૦ ॥ ૩ ॥ તત્વાગમ જાણગ તજી રે, બહુ જન સંમત જેહ; મૂઢ હઠીજન આદર્યો રે, સુગુરૂ કહાવે તેહ રે. ચં૦ ॥૪॥ આજ્ઞા સાધ્ય વિના ક્રિયા રે, લોકે માન્યો ધર્મ દર્શન જ્ઞાન ચારિત્રનો રે, મૂળ ન જાણ્યો મર્મ રે. ચં૦ ॥ ૫ ॥ ગચ્છ કદાગ્રહ સાચવે રે, માન ધર્મ પ્રસિદ્ધ; આત્મગુણ અકષાયતા રે, ધર્મ ન જાણે શુદ્ધ રે. ચં૦ ॥ ૬ ॥ તત્વ રસિક જન થોડલા રે, બહુલો જન સંવાદ; જાણો છો જિનરાજજી રે, સઘળો એહ વિવાદ રે. ચં૦ ॥૭॥ નાથ ચરણ વંદન તણો રે, મનમાં ઘણો ઉમેદ; પુણ્ય વિના કેમ પામીએ રે, પ્રભુ સેવનનો ભેદ રે. ચં૦ ॥ ૮ ॥ જગ તારક પ્રભુ વંદીએ રે, મહા વિદેહ મોઝાર; વસ્તુ ધર્મ સ્યાદ્વાદતા રે, સુણી કરીએ નિર્ધાર રે. ચં૦ ॥૯॥ તુજ કૃપા સહુ ઉપરે રે, સરખી છે મહારાજ; પણ અવિરાધક જીવનેરે, કારણ સફળો

થાય રે. ચં૦ ॥ ૧૦ ॥ એહવા પણ ભવિ જીવને રે, દેવ ભક્તિ આધાર; પ્રભુ સમરણથી પામીએ રે, દેવચંદ્ર પદ સાર રે. ચં૦ ॥ ૧૧ ॥

## શ્રી નમિ વિહરમાન જિન સ્તવન.

નમિ નમી નમિ નમી વિનવું, સ્વામી સુગુણ જિણંદ નાથ રે; જ્ઞેય સકલ જાણગ તુમે, પ્રભુજી જ્ઞાન દિણંદ નાથ રે. નમિ૦ ॥ ૧ ॥ વર્તમાન જે જીવની, એવી પરિણતિ કેમ નાથ રે; જાણું હેય વિભાવને, પણ નવી છુટે પ્રેમ નાથ રે. નમિ૦ ॥ ૨ ॥ પર પરિણતિ રસ રંગતા, પર ગ્રાહકતા ભાવ નાથ રે; પર કર્તા પર ભોગતા, શો થયો એહ સ્વભાવ નાથ રે. ન૦ ॥ ૩ ॥ વિષય કષાય અશુદ્ધતા, ન ઘટે એહ નિર્ધાર નાથ રે; તોપણ વંછું તેહને, કેમ તરીએ સંસાર નાથ રે. ન૦ ॥ ૪ ॥ મિથ્યાત્વ અવિરતિ પ્રમુખને, નિયમા જાણું દોષ નાથ રે; નિંદું ગહું વળી વળી, પણ તે પામે સંતોષ નાથ રે. ન૦ ॥ ૫ ॥ અંતરંગ પરરમણતા, ટળશે કેસે ઉપાય નાથ રે; આજ્ઞા આરાધન વિના, કેમ ગુણ સિદ્ધિ થાય નાથ રે. ન૦ ॥ ૬ ॥ હવે જિમચંદ્ર પ્રસંગથી, જાણી સાધક રીતિ નાથ રે; શુદ્ધ સાધ્ય રૂચિપણે, કરીએ સાધન રીતિ નાથ રે. ન૦

॥ ૭ ॥ ભાવન રમણ પ્રભુ ગુણે, જોગ ગુણી આધીન નાથ રે; રાગ તે જિન ગુણ રંગમે, પ્રભુ દીઠા રતિ પીન નાથ રે. ન૦ ॥ ૮ ॥ હેતુ પલટાવી સવે, જોડયા ગુણી ગુણ ભક્તિ નાથ રે; નેહ પ્રશસ્ત ભાવે રમ્યા, સાધે આતમશક્તિ નાથ રે. ન૦ ॥ ૯ ॥ ધન્ય તન મન વચન સવે, જોડયા સ્વામી પાય નાથ રે; બાધક કારણ વારતાં સાધક કારણ થાય નાથ રે. ન૦ ॥ ૧૦ ॥ આતમ તાપ ટળાવતાં, પ્રગટે સંવર રૂપ નાથ રે, સ્વ-સ્વરૂપ રસીયા કરે, પૂર્ણાનંદ અનુપ નાથ રે. ન૦ ॥૧૧॥ વિષય કષાય જહેર ટળી, અમૃત થાયે એમ નાથ રે; જે પ્રસિદ્ધ રૂચિ હુવે; તો પ્રભુ સેવા ધરી પ્રેમ નાથ રે. ન૦ ॥ ૧૨ ॥ કારણ રંગી કાર્યને, સાધે અવસર પામ નાથ રે; દેવચંદ્ર જિનરાજની, સેવા શિવસુખ ધામ નાથ રે. ન૦ ॥ ૧૩ ॥

## શ્રી સીમંધર સ્વામીનું સ્તવન.

સ્વામી સીમંધર સાહિબા, સાહિબ તુમે પ્રભુ દેવાધિદેવ; સન્મુખ જુઓને મોરા સાહિબા, સાહિબ મન શુદ્ધે કરૂં તોરી સેવ. એકવાર મળોને મોરા સા-હિબા૦ ॥ ૧ ॥ સાહિબ સુખ દુઃખ વાતો અતિ ઘણી, સાહિબ કુણ આગળ કહું નાથ; કેવળજ્ઞાની પ્રભુ જો

મળે, સાહિબ થાઉં હું રે સનાથ. એક૦ ॥ ૨ ॥ સાહિબ ભરતક્ષેત્રમાં હું વસ્યો, સાહિબ ઓછું જ એટલું પુણ્ય; સાહિબ જ્ઞાનનો વિરહ પડયો આકરો, સાહિબ જ્ઞાનમાર્ગ રહ્યો ન્યુન. એ૦ ॥ ૩ ॥ સાહિબ દશ દૃષ્ટાંતે દોહિલો સાહિબ ઉત્તમ કુળ સૌભાગ્ય; સાહિબ પામ્યો પણ હારી ગયો, જેમ રત્ને ઉડાડયો કાગ. એ૦ ॥ ૪ ॥ સાહિબ ષટરસ ભોજન મેં કર્યાં, સાહિબ તૃપ્તિ ન પામ્યો લગાર; સાહિબ હું રે અનાદિની ભૂલમાં, સાહિબ રઝળ્યો ઘણો સંસાર. એ૦ ॥ ૫ ॥ સાહિબ ધન મેળવવા હું ધસમસ્યો, સાહિબ તૃષ્ણાનો નાવ્યો પાર; સાહિબ લોભે લટપટ બહુ કરી, સાહિબ ન જોયો પાપવ્યાપાર. એ૦ ॥ ૬ ॥ સાહિબ સ્વજન કુટુંબ મલ્યા ઘણા, સાહિબ તેને દુઃખે દુઃખીયોજી થાય; સાહિબ જીવ એક ને કર્મ જુજુવાં, સાહિબ તેહથી દુર્ગતિ જાય. એ૦ ॥ ૭ ॥ સાહિબ જેમ શુદ્ધાશુદ્ધ વસ્તુ છે, સાહિબ રવિ કરે તેહ પ્રકાશ; સાહિબ તેમ જો જ્ઞાની મળી શકે, સાહિબ તે તો આપે સમક્તિ ખાસ. એ૦ ॥ ૮ ॥ સાહિબ મેઘ વરસે છે વાડમાં, સાહિબ વરસે છે ગામોગામ; સાહિબ ઠામ કુઠામ જુએ નહીં, સાહિબ એવા મોટાના કામ. એ૦ ॥ ૯ ॥ સાહિબ હું વસ્યો ભરતને છેડલે, સાહિબ તમે વસ્યા વિદેહ મોઝાર; સાહિબ દૂર રહીને કરે

વંદના, મુને ભવ જળ પાર ઉતાર. એ૦ ॥ ૧૦ ॥ સાહિબ તુમ પાસે દેવ ઘણા વસે, એક મોકલજો મહા- રાજ; સાહિબ મુખનો સંદેશો મોકલું, તો સેજે સરે મુજ કાજ. એ૦ ॥ ૧૧ ॥ સાહિબ હું તમારા પગની મોજડી, સાહિબ હું તમારા દાસનો દાસ; સાહિબ જ્ઞાનવિમળ સૂરિ એમ ભણે, મુને રાખો તમારી પાસ. એ૦ ॥ ૧૨ ॥

---

## શ્રી સીમંધર જિન સ્તવન. ૨ જું.

( દાન ઉલટ ધરી દીજીયે. એ દેશી. )

કુમતિ એમ સકળ દુરે કરી, ધારીએ ધર્મની રીત રે; હારીએ નવિ રિપુ બળ થકી, પામીએ જગતમાં જીત રે. સ્વામી સીમંધર તું જયો. ॥ ૧ ॥ એ આંકણી૦ ભાવ જાણે સકળ જંતુના, ભવ થકી દાસને રાખ રે; બોલીયા બોલ જે તે ઘણું, સફળ જો છે તુજ શાખ રે. સ્વા૦ ॥ ૨ ॥ એક છે રાગ તુજ ઉપરે, તેહ મુજ શિ- વતરૂ કંદ રે; નવિ ગણું તુજ પરે અવરને, જો મીલે સુર નર વૃંદ રે. સ્વા૦ ॥ ૩ ॥ તુજ વિના મેં બહુ દૂઃખ લહ્યાં, તુજ મીલ્યે તે કેમ હોય રે; મેઘ વિણ મોર નાચે નહીં, મેઘ દેખી નાચે સોય રે. સ્વા૦ ॥૪॥ મન થકી મિલન મેં તુજ કીયો, ચરણ તુજ ભેટવા

સાંઇ રે; કીજીએ જતન જિન એ વિના, અવર ન વાંછિએ કાંઇ રે. સ્વા૦ ॥ ૫ ॥ તુજ વચન રાગ સુખ આગળે, નવિ ગણું સુર નર શર્મ રે. કોડી જો કપટ કોઇ દાખવે, નવિ તજું તોએ તુજ ધર્મ રે. સ્વા૦ ॥ ૬ ॥ તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહ રે; કુમત માતંગના જુથથી, તો કીશી પ્રભુ મુજ બીહ રે. સ્વા૦ ॥૭॥ કોડી છે દાસ પ્રભુ તાહરે માહરે દેવ તું એક રે; કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેક રે. સ્વા૦ ॥ ૮ ॥ ભક્તિ ભાવે ઇશું ભાખીએ, રાખીએ એહ મનમાંહી રે; દાસના ભવદુઃખ વારીએ, તારીએ મુજ ગ્રહી બાંહી રે. સ્વા૦ ૯ બાળ જેમ તાત આગળ કહે, વિનવું હું તેમ તુજરે; ઉચિત જાણો તેમ આચરો, નવિ રહ્યું તુજ કિસ્યું ગુજ રે. સ્વા૦ ॥૧૦॥ મૂજ હોજો ચિત્ત શુભ ભાવથી, ભવ ભવ તાહરી સેવ રે; યાચીએ કોડી યત્ને કરી, એહ તૂજ આગળ દેવ રે. સ્વામી૦ ॥ ૧૧ ॥

## શ્રી સિમંધર જિન સ્તવન ૩ જું.

શ્રી સીમંધર સ્વામીજી, જીવન જગદાધાર; વહાલા સુણો એક વિનતિ, માહરા પ્રાણના આધાર; ॥ ૧ ॥ પ્રભુજી માનીએ માહરા. ॥ ૧ ॥ હઇડું તે

મુજ હેજાલુઓ, સંશય ભર્યું ઉભરાયં; એક પલક ધીરજ નવિ ધરૂં, કહું કોણ આગળ જાય. પ્ર૦ ॥ ૨ ॥ ક્ષણ ક્ષણ મનોરથ નવ નવા, ઉપજે તે મનડા માંહી; ફરી તેહ મનમાં વિસમે, જિન કુવાની છાંહી. પ્ર૦ ॥ ૩ ॥ એક ઘડી અથવા અર્ધ ઘડી, જો પ્રભુ મળે એકાંત; તો વાત સવિ મનની કહું, ભાંજે તે સવ ગી ભ્રાંત. પ્ર૦ ॥ ૪ ॥ ભલે સરજ્યા પંખી પંખેરૂઆ, મન ચિંતવે તિહાં જાય; માણસને ન સરજી પાંખડી, તેણે રહ્યું મન અકળાય. પ્ર૦ ॥ ૫ ॥ કુણ મિત્ર જગ એવો મળે, જે લહે મનની વાત; વેધે નહીં મન જેહશું કિમ મીલે તેહશું ધાત. પ્ર૦ ॥ ૬ ॥ નવ નવ રંગી જીવડા, અતિ વિષમ પંચમ કાળ; આપ આપણા મન રંગમાં, સહુ કો થઇ રહ્યા લાલ. પ્ર૦ ॥ ૭ ॥ કહું કુણ આગળ વાતડી. કુણ સાંભળે વળી તેહ; ટાળે તે કુણ પ્રભુ તુમ વિના, મનડા તણા સંદેહ. પ્ર૦ ॥ ૮ ॥ સંસાર સઘળો જોવતાં, મુજ મન ન રૂચે કાંઇ; જેમ કમળ વનનો ભમરલો, તેને અવર ન ગમે કાંઇ. પ્ર૦ ॥ ૯ ॥ ધન્ય મહાવિદેહના લોકને, જે સદા રહે પ્રભુ પાસ; મુખચંદ્ર દેખી તુમ તણો, પૂરે તે મનની આશ. પ્ર૦ ॥ ૧૦ ॥ તુમ વયણ અમૃત સારિખા, શ્રવણે સુણે નિત્યમેવ; સંદેહ પૂછે મનતણા, નિર્ણય કરે તતખેવ.

પ્ર૦ ॥ ૧૧ ॥ શે ગુને અમને અવગણી, પ્રભુ જઇ વસ્યા અતિ દૂર; શી ભક્તિ એવી તેહની, જે કર્યાં આપ હજુર. પ્ર૦ ॥ ૧૨ ॥ જો ગુના લાખગમે કર્યાં, સેવક લહેતા જેહ; તો પણ પોતાનાં તેવડી, સાહિબ ન દાખે છેહ. પ્ર૦ ॥ ૧૩ ॥ વળી વળી શું કહીએ ઘણું, પ્રભુ વિનતિ મન માંહી; એમ ભક્તને ઉવેખતાં, નહીં ભલા દીસો કાંઇ. પ્ર૦ ॥ ૧૪ ॥ મૂજ સરીખા કોટિ ગમે, સેવક તમારે શ્યામ; પણ માહરે પ્રભુ તુમ વિના, નહીં અવર મન વિશ્રામ. પ્ર૦ ॥ ૧૫ ॥ એહ અરજ માહરી સાંભળી, કરૂણા કરી મુજ સાથ; કહે હંસ પ્રભુ હેજે હવે, દર્શન દીજે નાથ. પ્ર૦ ॥ ૧૬ ॥

## શ્રી વજંધર વિહરમાન જિન સ્તવન.

વિહરમાન ભગવાન સુણો મુજ વિનતિ,<br>
જગતારક જગનાથ કે છો ત્રિભુવનપતિ;<br>
ભાસક લોકાલોક તિણે જાણો છતિ,<br>
તો પણ વીતક વાત કહું છું તુજ પ્રતિ. ૧.

હંસ રૂપ નિજ છોડી રમ્યો પર પુદગળે,<br>
ઝીલ્યો ઉલટ આણી વિષય તુષ્ણા જળે;<br>
આશ્રવ બંધ વિભાવ કરૂં રૂચિ આપણી,<br>
ભૂલ્યો મિથ્યાવાસ દોષ દઉં પરભણી. ૨.

અવગુણ ઢાંકણ કાજ કરૂં જિન મત ક્રિયા,
ન તજું અવગુણ અલ્પ અનાદિ જે પ્રિયા;
દૃષ્ટિરાગનો પોષ તેહ સમકિત ગણું,
સ્યાદ્વાદની રીત ન દેખું નિજપણું. ૩.
મન તનુ ચપળ સ્વભાવ વચન એકાંતતા,
વસ્તુ અનંત સ્વભાવ ન ભાસે જે છતા;
જે લોકોત્તર દેવ નમું લૌકિકથી,
દુર્લભ સિદ્ધ સ્વભાવ પ્રભો તહકીકથી. ૪.
મહાવિદેહ મઝાર કે તારક જિનવરૂ,
શ્રી વજ્રધર અરિહંત અનંત ગુણાકરૂ;
તે નિર્યામક શ્રેષ્ટ સહી મુજ તારશે,
મહાવૈદ ગુણ યોગ રોગ ભવ વારશે. ૫.
પ્રભુ મુખ ભવ્ય સ્વભાવ સુણજો માહરો;
તો હી પામે પ્રમોદ એહિ ચેતન ખરો;
થાયે શિવપદ આશ રાશી સુખવૃંદની,
સહજ સ્વતંત્ર સ્વરૂપ ખાણ આણંદની. ૬.
વળગ્યા જે પ્રભુ નામ ધામ તે ગુણતણા,
ધારો ચેતન રામ એહ સ્થિર વાસના;
દેવચંદ્ર જિનચંદ્ર હૃદય સ્થિર સ્થાપજો,
જિનઆજ્ઞા યુત ભક્તિ મુક્તિ મુજ આપજો. ૭.

---

# શ્રી અનંતવિર્ય વિહરમાન જિન સ્તવન.

અનંતવીર્ય અરિહંત સુણો મુજ વિનતિ,
અવસર પામી આજ કરૂં જે દિલ છતી;
આત્મ સત્તા આધાર સંસારે હું ભમ્યો,
મિથ્યા અવિરતિ રંગ કષાયે બહુ દમ્યો. ૧.

ક્રોધ દાવાનળ દગ્ધ માન વિષધર ડસ્યો,
માયા જાળે બદ્ધ લોભ અજગર ગ્રસ્યો;
મન વચ કાયા જોગ ચપળ થયા પરવશા,
પુદ્‌ગલ પરિચય પાપ તણી અહોનિશ દશા. ૨.

કામરાગે અણનાથ્યો સાંઢ પરે ધસ્યો,
સ્નેહરાગની રાચે નવ પંજર વસ્યો;
દૃષ્ટિરાગ રૂચિ કામ પાસ સમક્તિ ગણું,
આગમ રીતે નાથ ન નીરખું નિજપણું. ૩.

અચરે અચરે રામ શુક પેરે જપૂં;
ધર્મ દેખાડું માંડ ભાંડ પેરે અતિલવું;
કપટ પટુ નટવાપરે મુનિમુદ્રા ધરૂં,
પંચ વિષય સુખ પોષ સદોષ વૃત્તિ વરૂં. ૪.

એક દિનમાં નવવાર કરેમિભંતે કરૂં,
ત્રિવિધ ત્રિવિધ પચખાણે ક્ષણ એક નવિ ઠરૂં;
મા સાહસ ખગ રીતિ નીતિ ઘણી કહું,
ઉત્તમ કુલવટ વાટ ન તે પણ નિર્વહું. ૫.

દીન દયાળ ભુજાલ પ્રભુ મહારાજ છો;
જાણ આગળ શું કહેવું ગરીબનીવાજ છો;
પૂરવ ધાતકીખંડ વિજય નલિનાવતી,
નયરી અયોધ્યા નાયક લાયક જિનપતિ. ૬.
મેઘ મહીપ મંગલાવતીસુત વિજયાપતિ,
આનંદવન ગજલંછન જગજન તારતી;
ક્ષમાવિજય જિનરાજા પાપ નીવારજો,
વિહરમાન ભગવાન સુનજરે તારજો. ૭.

---

## શ્રી સીમંધર જિન સ્તવન.

શ્રી સીમંધર સાહિબા, હું કેમ આવું તુમ પાસ હો મુણીંદ; દૂર વચ્ચે અંતર ઘણો, મને મળવાની ઘણી આશ હો મુણીંદ. શ્રી૦ ॥ ૧ ॥ હું તો ભરતને છેડલે, કાંઇ પ્રભુજી વિદેહ મોઝાર હો મુણીંદ; ડુંગર વચ્ચે દરિયા ઘણા, કાંઇ કોશ તો કેઇ હજાર હો મુણીંદ. શ્રી૦ ॥ ૨ ॥ પ્રભુ દેતા હશે દેશના, કાંઇ સાંભળે તિહાંના લોક હો મુણીંદ; ધન્ય તે ગ્રામ નગર પુરી, જિહાં વસે પુણ્યશ્લોક હો મુણીંદ. શ્રી૦ ॥ ૩ ॥ ધન્ય તે શ્રાવક શ્રાવિકા, જે નીરખે તૂમ મુખચંદ હો મુણીંદ; પણ એ મનોરથ અમતણો, કાંઇ ફળશે

## શ્રી અનંતવિર્ય વિહરમાન જિન

અનંતવીર્ય અરિહંત સુણો મુજ વિ
અવસર પામી આજ કરૂં જે દિલ
આત્મ સત્તા આધાર સંસારે હું ભર
મિથ્યા અવિરતિ રંગ કષાયે બહુ દ
ક્રોધ દાવાનળ દગ્ધ માન વિષધર ડ
માયા જાળે બદ્ધ લોભ અજગર ગ્રસ
મન વચ કાયા જોગ ચપળ થયા પ
પુદ્‌ગલ પરિચય પાપ તણી અહોનિ
કામરાગે અણનાથ્યો સાંઢ પરે ધર
સ્નેહરાગની રાચે નવ પંજર વર
દૃષ્ટિરાગ રૂચિ કામ પાસ સમદ્દિ
આગમ રીતે નાથ ન નીરખું
અચરે અચરે રામ શુક પેરે
ધર્મ દેખાડું માંડ ભાંડ પેરે
કપટ પટુ નટવાપરે મુનિમુદ્રા
પંચ વિષય સુખ પોષ સદે
એક દિનમાં નવવાર કરેરિ
ત્રિવિધ ત્રિવિધ પચખાણે
મા સાહસ ખગ રીતિ ન
ઉત્તમ કુલવટ વાટ ન

ક્ષણુ વિણુપૂરે રે આશ; સેવક યશ કહે દીજીએ રે, નિજ પદ કમળ નિવાસ રે. ચ૦ ॥ ૩ ॥

## શ્રી શાંતિનાથનું સ્તવન.

જીરે મારે શાંતિ જિનેશ્વર દેવ, અરજ સુણો એક માહરી જીરેજી. એ આંકણી. જીરે મારે ભવમાં ભમતો રે સાર, સેવા પામ્યો તાહરી જીરેજી. ॥ ૧ ॥ જીરે મારે માનું સારૂં દેવ, હરિ હર દીઠે લોચણા જીરેજી; જીરે મારે દીઠે લાગ્યો રંગ, તૂમ ઉપર એકે મના જીરે જી. ॥ ૨ ॥ જીરે મારે જેમ પંથી મન ધામ, સીતાને મન રામજી જીરેજી; જીરે મારે વિષયીને મન કામ, લોભી ચિંતે દામ શું જીરેજી. ॥ ૩ ॥ જીરે મારે જીવ મંદો દંભ નાગ, નિત્ય એ જ્ઞાન દિશાથકી જીરેજી; જીરે મારે એવો પ્રભુ શું રંગ, તે તો તુમ કૃપાથકી જીરેજી. ॥ ૪ ॥ જીરે મારે શાંતિકરણ શાંતિનાથ, શાંતિ તણા અર્થે સદા જીરેજી; જીરે મારે ઋદ્ધિ વૃદ્ધિ તુમ પાસ, અમૃત પદ આપો ઝદા જીરેજી. ॥ ૫ ॥

---

## શ્રી શાંતિનાથનું સ્તવન.

( રાગ–મેંદી રંગ લાગ્યો–એ દેશી. )

દેવ ઉદયપુર મંડણો રે, અચિરા રાણીનો નંદ,

ભાગ્ય અમંદ હો મુણીંદ, શ્રી૦ ॥ ૪ ॥ વર્તારો વર્તી જુઓ, કાંઇ જોશીએ માંડયા લગ્ન હો મુણીંદ; કયારે સીમંધર ભેટશું, મુને લાગી એહ લગન હો મુણીંદ. શ્રી૦ ॥ ૫ ॥ પણ કોઇ જોશી નહીં એહવો, જે ભાંજે મનની ભ્રાંત હો મુણીંદ; પણ અનુભવ મિત્ર કૃપા કરે, તુમ મળવો તિણે એકાંત હો મુણીંદ. શ્રી૦ ॥ ૬ ॥ વીતરાગ નાવે સહી, તુમે વર્તો છો જગન્નાથ હો મુણીંદ મેં જાણ્યું તુમ કેણથી, હું થયો સ્વામી સનાથ હો મુણીંદ. શ્રી૦ ॥ ૭ ॥ પુષ્કલાવતી વિજયે વસો, કાંઇ નયરી પુંડરીકિણી સાર હો મુણીંદ; સત્યકિ નંદન વંદણા, અવધારો ગુણ ધામ હો મુણીંદ. શ્રી૦ ॥૮॥ શ્રી શ્રેયાંસ નૃપ કુળ ચંદલો, રૂખમણી રાણીનો કંત હો મુણીંદ; વાચક રામવિજય કહે, તુમ ધ્યાન હોજો મુજ ચિત્ત હો મુણીંદ. શ્રી૦ ॥ ૯ ॥

## શ્રી વાસુપુજ્ય જિન સ્તવન.

વાસુપૂજ્ય જિન વાલહાંરે, સંભારો નિજ દાસ; સાહિબશું હઠ નવિ હોયે રે, પણ કીજે અરદાસ રે. ચતુર વિચારીએ. ॥ ૧ ॥ પ્રાસ પહેલાં સાંભરે રે મુખ દીઠે સુખ હોય; વિસાર્યાં નાવ વીસરે રે, તેહશું હઠ કિમ હોય રે. ચ૦ ॥ ૨ ॥ આમણ દૂમણ નવિ ટળે રે,

એ જિન થુણતાં ક્રોધાદિક જે, આશ પાશથી રે અટકે; કેવળ નાણી બહુસુખ દાણી, કુમતિ કુગતિને પટકે; હાંરે હું૦ ॥ ૪ ॥ એ જિનને જે દિલમાં ન આણે; તે તો ભુલા ભટકે; ભાવ ભગતિશું ઓલગ કરતાં; વંછિત સુખડાં શટકે, હાંરે હું૦ ॥ ૫ ॥ મૂર્તિ સંભવ જિનેશ્વર કેરી, જોતાં હઇડું હરખે; નિત્ય લાભ કહે પ્રભુ કીર્તિ મોટી, ગુણ ગાઉં હું લટકે, હાંરે હું૦ ॥૬॥

## શ્રી ગૌતમ સ્વામીનું સ્તવન.

પહેલો ગણધર વીરનો રે, શાસનનો શણગાર; ગૌતમ ગોત્ર તણો ધણી રે, ગુણ મણિરયળ ભંડાર, જયંકર જીયો ગૌતમ સ્વામ, ગુણ મણિ કેરો ધામ, જ૦ નવનિધિ હોય જસ નામ, જ૦ પૂરે વંછિત કામ, જ૦ જીયો૦ ॥ ૧ ॥ જ્યેષ્ટા નક્ષત્રે જનમીઓ રે, ગોબર ગામ મોઝાર, વિશ્વભુતિ પુથ્વીતણો રે, માનવી મોહનગાર; જ૦ ॥ ૨ ॥ વીર કને દીક્ષા ગ્રહી રે, પાંચસોનો પરિવાર; છઠ્ઠ છઠ્ઠ કરી પારણું રે, ઉગ્ર કરે વિહાર, જ૦ ॥ ૩ ॥ અષ્ટાપદ લબ્ધે કરી રે, વાંદ્યા જિન ચોવીશ; જગ ચિંતામણિ તિહાં કરી રે, સ્તવિઆ એ જગદીશ; જ૦ ॥ ૪ ॥ પનરસો તાપસ પારણા રે, ખીર ખાંડ ઘૃત આણ; અમૃત જસ અંગુઠડે રે, ઉગ્યો કેવળ ભાણ.

જિનશું રંગ લાગ્યો; રંગ લાગ્યો ચોળ મજીઠ, સંજમ રંગ લાગ્યો. હસ્તિાપુરનો રાજીઓરે, સોળમો શાંતિ જિણંદ, જિનશું૦ ॥ ૧ ॥ પારેવો ઉગારીઓ રે, મેઘરથ રાય અવતાર, જિનશું૦; ચક્રવર્તી પ્રભુ પાંચમો રે, છ ખંડનો ભર્તાર, જિન૦ ॥૨॥ નવ નિધિ ચૌદ રતન ભલાં રે, લાખ ચોરાશિ કેકાણ, જિન૦; લાખ ચોરાશી હાથીઆ રે, તેમ વળી રથની શ્રેણ. જિન૦ ॥ ૩ ॥ ચોસઠ સહસ અંતેઉરી રે, પાયદળ છન્નુ કરોડ, જિન૦; બોંતેર લાખ ગોકુળ વળી રે, મૂકી તિમ જીણે છોડ, જિન૦ ॥૪॥ સહેજે સંજમ આદર્યોરે, પામી શિવનું રાજ, જિન૦; વાચક રામના નામનો રે, ધન્ય ધન્ય તુજ મહારાજ, જિન૦ ॥૫॥

## શ્રી સંભવનાથ જિન સ્તવન.

હાંરે હું તો મોહ્યો રે લાલ, જિન મુખડાનેમટકે જિન મુખડાનેમટકે, વારીજાઉં પ્રભુ મુખડાને મટકે; હાંરેહું૦ ॥૧॥ નયણ રસાળાને વયણ સુખાળા, ચિત્તડું લીધું રે ચટકે; પ્રભુજી સાથે ભક્તિ કરંતા, કર્મ તણી કસ તટકે, હાંરે હું૦ ॥ ૨ ॥ મુજ મન લોભી ભમરાતણી પરે, જિન ગુણ કમળે અટકે; રત્નચિંતામણી મૂકી રાચે, કહો કોણ કાચને કટકે, હાંરે હું૦ ॥ ૩ ॥

એ જિન થુણતાં ક્રોધાદિક જે, આશ પાશથી રે અટકે; કેવળ નાણી બહુસુખ દાણી, કુમતિ કુગતિને પટકે; હાંરે હું૦ ॥ ૪ ॥ એ જિનને જે દિલમાં ન આણે; તે તો ભુલા ભટકે; ભાવ ભગતિશું ઓલગ કરતાં; વંછિત સુખડાં શટકે, હાંરે હું૦ ॥ ૫ ॥ મૂર્તિ સંભવ જિનેશ્વર કેરી, જોતાં હઇડું હરખે; નિત્ય લાભ કહે પ્રભુ કીર્તિ મોટી, ગુણ ગાઉં હું લટકે, હાંરે હું૦ ॥૬॥

## શ્રી ગૌતમ સ્વામીનું સ્તવન.

પહેલો ગણધર વીરનો રે, શાસનનો શણગાર; ગૌતમ ગોત્ર તણો ધણી રે, ગુણ મણિરયળ ભંડાર, જયંકર જીયો ગૌતમ સ્વામ, ગુણ મણિકેરો ધામ, જ૦ નવનિધિ હોય જસ નામ, જ૦ પૂરે વંછિત કામ, જ૦ જીયો૦ ॥ ૧ ॥ જયેષ્ટા નક્ષત્રે જનમીઓ રે, ગોબર ગામ મોઝાર, વિશ્વભુતિ પુથ્વીતણો રે, માનવી મોહનગાર; જ૦ ॥ ૨ ॥ વીર કને દીક્ષા ગ્રહી રે, પાંચસોનો પરિવાર; છઠ્ઠ છઠ્ઠ કરી પારણું રે, ઉગ્ર કરે વિહાર, જ૦ ॥ ૩ ॥ અષ્ટાપદ લબ્ધે કરી રે, વાંદ્યા જિન ચોવીશ; જગ ચિંતામણિ તિહાં કરી રે, સ્તવિઆ એ જગદીશ; જ૦ ॥ ૪ ॥ પનરસો તાપસ પારણા રે, ખીર ખાંડ ઘૃત આણ; અમૃત જસ અગુઠડે રે, ઉગ્યો કેવળ ભાણ;

જ૦ ॥ ૫ ॥ દીવાળી દિન ઉપજ્યું રે પ્રત્યક્ષ કેવળ નાણુ; અક્ષય લબ્ધિતણો ધણી રે, ગુણ મણિ રયણ ભંડાર. જ૦ ॥ ૬ ॥ પચાસ વર્ષ ગૃહવાસમાં રે, છદ્મસ્થપણાએ ત્રીશ; બાર વર્ષ લગે કેવળી રે, આયુ બાણું જગીશ. જ૦ ॥ ૭ ॥ ગૌતમ ગણધર સારીખા રે, શ્રી વિજયસેન સૂરીશ; એ ગુરૂ ચરણ પસાઉલે રે, વીર નમે નિશદિશ. જ૦ ॥ ૮ ॥

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

( નીંદડલીના દેશી )

સાહિબા પાસ જિણંદને ભેટીએ, મેટીએ સવિ દુઃખ વૃંદ હો, વામાના જાયા; સાહિબા કામિતપૂરણ સુરતરૂ, પૂરણ પૂર્ણાનંદ હો, વા૦ સા૦ ॥ ૧ ॥ સાહિબા મુનિ મન માનસ હંસલો, મોહન વલ્લીનો કંદ હો, વા૦ સાહિબા ભવિ કજ બોધક દિનમણિ, જગ જન નયનાનંદ હો, વા૦ સા૦ ॥ ૨ ॥ સાહિબા નીલ વર્ણ નવ કર તનુ, નૃપ અશ્વસેનનો નંદ હો, વા૦ સાહિબા લંછન મિષ સેવા કરે, જસ પદ પંકજ અહિવૃંદ હો, વા૦ સા૦ ॥ ૩ ॥ સાહિબા ઉપકારી અવનિ તળે તુમ સમ કો ન જિણંદ હો, વા૦ સાહિબા જ્વલિત તનુ અહિ અનલથી, ઉધરી કીયો ધરણેંદ્ર હો, વા૦

સા૦ ॥ ૪ ॥ સાહિબા ભક્તવત્સલ ભવ તારણો, ધારક બિરૂદ અમંદ હો, વા૦ સાહિબા તુમ સેવામૃત રંગને દીજે પદ અરવિંદ હો, વાં૦ સા૦ ॥ ૫ ॥

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

પ્રભુ વામા નંદ કુમાર નયને દીઠા રે,
અ આમૃતથી મહારાજ અતીશે મીઠા રે;
પૂરવ પુણ્ય પસાય પ્રભુજી ભેટયા રે,
આ મિથ્યા મતના ફંદ સર્વે મેટયા રે. ૧૦
ગીરૂઆ ગુણભંડાર કરૂણા કીજે રે,
મૂકી મનની ભ્રાંત દર્શન દીજે રે;
લટપટ નાવે દાય કહું કર જોડી રે,
પસરી પૂરણ પ્રીત જાય નવ છોડી રે. ૨૦
રાત દિવસ ભગવાન ચરણે રહીએ રે,
આપો વંછિત દાન ઘણું શું કહીએ રે;
ખોટ નથી મહારાજ ખજાનામાંહ્ય રે,
દિલ ખોલીને દેવ દેતા શું જાય રે ? ૩૦
નીરાગી જગનાથ કેમ કહાવો રે,
જગજીવન આધાર બિરૂદ ધરાવો રે;
બાંહ ગ્રહ્યાની લાજ કરૂણા કીજે રે,
આસંગે અરદાસ નિવાહી લીજે રે. ૪૦

માગું દેવ ન ઓર, અ૦ ॥ ૪ ॥ જગમાં ઝાઝાં રે બીજા દેવતા રે; હોડ તુમારી ન હોય; મનરળી પૂરો રે મૂનિવર રત્નની રે, પામી અવસર કોય. અ૦ ॥ ૫ ॥

## શ્રી અભિનંદન જિન સ્તવન.

( મોતીડાની દેશી. )

પ્રભુ તુજ દર્શન મળીઓ અલવે, મન શયું મારૂં હળવે હળવે, સાહિબા અભિનંદન દેવા; પુણ્યોદય એ મોટો માહરો, અણચિંત્યો થયો દર્શન તાહરો. સાહિબા૦ ॥ ૧ ॥ દેખત મેવ હરી મન લીધું, કામણગારે કામણ કીધું; મનડું જાયે નહીં કોઈ પાસે, રાત દિવસ રહે તાહરી આશે. સા૦ ॥ ૨ ॥ પહેલું તો જાણ્યું હતું સોહેલું, પણ મોટાશું મળવું તે દોહલું; સોહલું જાણી મનડું વળગ્યું, થાય નહીં હવે કીધું અળગું. સા૦ ॥ ૩ ॥ રૂપ દેખાડીને હોય અરૂપી, કેમ ગ્રહવા એ અકળ સ્વરૂપી; તાહરી ધાત ન જાણી જાયે, કહો મનડાની શી ગતિ થાયે. સા૦ ॥ ૪ ॥ પહેલાં જાણી પછે કરે કીરિયા, તે પરમારથ સુખના દરિયા; વસ્તુ અજાણે મન દોડાવે, તે તો મૂરખ બહુ પસ્તાવે. સા૦ ॥ ૫ ॥ તે માટે તું રૂપી અરૂપી, તું શુદ્ધ બુદ્ધ તું સિદ્ધ સ્વરૂપી; એહ સ્વરૂપ ગ્રહ્યું જબ તાહરૂં, તવ ભ્રમ રહિત

યું મન માહરૂં. સા૦ ॥ ૬ ॥ તુજ ગુણ ગાન ધ્યાનમાં હીએ, એમ હળવું પણ સુલભ જ કહીએ; માનવિજય વાચક પ્રભુ ધ્યાને, અનુભવ રસ મળીઓ એકતાને. સા૦ ॥ ૭ ॥

---

## શ્રી મહાવીર જિન સ્તવન.

( તોરણ આઇ કયું ચલે રે—એ દેશી. )

સુત સિદ્ધારથ ભૂપનો રે, ત્રિશલા નંદન વીર સલુણા; હરિ લંછન પ્રભુ રાજતો રે, કંચનવાન શરીર સલુણા, જિમ જિમ એ પ્રભુ સેવીએ રે તિમ તિમ નવ નિધિ થાય, સ૦ ॥૧॥ શાસન નાયક વીરજી રે, જન્મ્યા શ્રી જગદીશ સ૦ ચરણ અંગુઠે કંપાવીઓરે, તવઇંદ્ર કરે રીસ સ૦, જિમ જિમ એ પ્રભુ સેવીએરે, તિમ તિમ સંપત્તિ આય સ૦ ॥૨॥ તેહનાતેજશું ત્રાસીઉં રે, તમ જઇ પેઠું ગુહંત સ૦; અવધિનાણે કરી નીરખેરે, બહુ બળ વીર કહંત સ૦; જિમ જિમ એ પ્રભૂ સેવીએ રે, તિમ તિમ કર્મનો નાશ. સ૦ ॥૩॥ મોહવશે કરી માહરા રે, રહ્યા પ્રભૂ ઘરવાસ સ૦; ભોગ તજી દીક્ષા લહે રે, આજ્ઞા લઇ નંદી પાસ સ૦, જિમ જિમ એ પ્રભુ સેવીએ રે, પાપ પટલ સવિ જાય

હું સેવક મહારાજ તું પ્રભુ માહરો રે,
નેહ ધરીને નાથ નજરે નીહાળો રે;
એક અમર વિમાને જાય પ્રભુ તુમ નામે રે,
પ્રભુ પતીત ઉદ્ધારણહાર ઠવે શિવ ઠામે રે. ૫.

સકલ દેવ સિરદાર મુગટને તોલે રે,
પારસ જિન પસાય પદ્મ એમ બોલે રે. ૬

---

## શ્રી અજિતનાથનું સ્તવન.

અજિત જિનેશ્વર દેવ મોરા સ્વામી રે,
મેં પૂરવ પુણ્ય પસાય સેવા પામી રે;
અજિતતણો દાતાંર સુજને મળીઓ રે,
મિથ્યામતિનો જોર તે સહુ ટળીઓ રે. ૧.
તુમ સમ બીજો દેવ નાવે નયણે રે,
નાવે ઇણ સંસાર સાચે વયણે રે;
નીરાગી ભગવાન કરૂણા રસીઆ રે,
આવી મનડામાંહી ભગતે વસીઆ રે. ૨
વિજયારાણીના નંદ મહેર કરીજે રે,
જિતશત્રુ નૃપ કુળચંદ દુરિત હરીજે રે;

મનમોહન મહારાજ કંચન કાયા રે,
અવલંબ્યા મેં મહારાજ તુમારા પાયા રે. ૩.
ઇમ જાણી જગદીશ મુજને તારો રે,
દુઃખ દારિદ્ર ભયથી નાથ મુજને ઉગારો રે;
ઘણી ઘણી શી વાત તુમને કહીએ રે,
પ્રભુ બાંહી ગ્રહ્યાની લાજ હવે નિર્વહીએ રે. ૪.
તુમને છોડીને ઓર કેહને જાચું રે,
જિમ દાખો મુજને તેહ કહીએ સાચું રે;
શ્રી અખેચંદ સૂરીશ ચરણપસાયે રે,
ખુશાલ મૂનિ મન ખંત પ્રભુ ગુણ ગાવે રે. ૫.

## શ્રી અજિતનાથનું સ્તવન.

અજિત જિનેશ્વર જગમાં તું જયો રે, દીઠા ઉલટ એમ, અમીરસ વુઠો રે તું દેખતાં રે, મીઠો સાકર જેમ, અ૦ ॥ ૧ ॥ આંકણી. મન વીસરામી રે સ્વામી ગુણ ઘણા રે, સુણતાં હર્ષ અપાર; કેવળનાણી રે તુજ ગુણને થુણે રે, તો પણ નાવે પાર. અ૦ ॥ ૨ ॥ ચૈત્ય તુમારો રે તારંગે અતિ રે, ઉંચો મેરૂ સમાન; ભુપતિ કરાવ્યો કુમારપાળ જીરે, કરવા જન્મ પ્રમાણ. અ૦ ॥ ૩ ॥ પુદ્ગળ યોગે રે નિજગુણ વિસર્યો રે, કીધાં કર્મ કઠોર; કર્મને કાપો રે આપો શિવવધૂ રે,

સ૦ ॥ ૪ ॥ કાઉસગ ધ્યાને પ્રભુ રહ્યા રે, માંડયું કર્મ યુદ્ધ સ૦; સવિ ઉપસર્ગ હઠાવીઆ રે, શિવસુંદરી લુબ્ધ સ૦, જિમ જિમ એ પ્રભુ સેવીએ રે, તિમ તિમ લહે બહુ માન સ૦ ॥ ૫ ॥ ક્રોડ દેવ સેવા કરે રે, જળ નિધિ રંગતરોલ સ૦; મુજ મન મંદિર દીપશું રે, કરતા રંગઝકોલ સ૦ જિમ જિમ એ પ્રભુ સેવીએ રે, તિમ તિમ પૂજનિક થાય સ૦; ॥ ૬॥ ખડાં ખડાં કેવળ લહ્યા રે, શિવરામાના કંત સ૦; સમવસરણ દેવે રચ્યું રે, દેશના સુણી હરખંત સ૦, જિમ જિમ એ પ્રભુ સેવીએ રે, તિમ તિમ ધર્મ સનેહ સ૦ ॥ ૭ ॥ ચાર અઘાતી ક્ષયે કરી રે, પામ્યા ભવનો પાર સ૦; રાગ દ્વેષે કરી ખુંચીઓ રે, કૃપા કરી મુજ તાર સ૦, જિમ જિમ એ પ્રભુ સેવીએ રે, તિમ તિમ વંછિત થાય સ૦ ॥ ૮ ॥ હું ફંદી મોહે પીડીઓ રે, મોહ નિદ્રામાંહે સુતે સ૦; પરમેશ્વર સન્મુખ જુઓ રે, હું માગું તુમ હેત સ૦, જિમ જિમ એ પ્રભુ સેવીએ રે, તિમ તિમ દેવ હજુર સ૦ ॥ ૯ ॥ શ્રી ગુરૂ ક્ષેમના શાસનને રે, જે સેવે એક મન, સ૦ જિમ જિમ એ પ્રભુ સેવીએ રે, તિમ તિમ સુખ વિશેષ સ૦ ॥ ૧૦ ॥



# શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

દુહા.

ી અરિહંત અનંત ગુણ, અતિશય પૂરણ ગાત્ર;
ુનિ જૈનના સંયમી, તે ઉત્તમ કહે પાત્ર. ૧.
ાત્રતણી અનુમોદના, કરતો જીરણ શેઠ;
અચ્યુત સુરપણું લહે, બારમે દેવલોક હેઠ. ૨
ુશ ચોમાસાં વીરજી, વિચરતા સંજમ વાસ;
વિશાળાપુરી આવીઆ, અગ્યારમે ચઉમાસ. ૩.

ઢાળ ૧ લી.

ચઉમાસે અગ્યારમે જી, વિચરંતા સાહસ ધીર; વિશાળા પુરી આવીઆ જી, સ્વામી શ્રી મહાવીર. ॥ ૧ ॥ જગત ગુરૂ ત્રિશલાનંદનજી, ભલે મેં ભેટયા શ્રી જિનરાય; સખી રે ચોક વધાવો આય, મેરા ભાગ્ય અનોપમ થાય જ૦ ॥ ૨ ॥ બળદેવનો છે દેહરો જી, તિહાં પ્રભુ કાઉસગ્ગ કીધ; પચ્ચખ્ખાણ ચઉમાસીનું જી, સ્વામીએ તવ લીધ. જ૦ ॥ ૩ ॥ જીર્ણ શેઠ તિહાં વસે જી, પાળે શ્રાવક ધર્મ, આકારે તિણે ઓળખ્યા જી, શ્રી મહાવીર ધર્મનો મર્મ. જ૦ ॥ ૪ ॥ આજ હશે ઉપવાસીઆ જી, સ્વામી શ્રી વર્ધમાન; કાલ સહી પ્રભુ જેમશેજી, સ્વહસ્તે દેઈશું દાન. જ૦ ॥ ૫ ॥ જીર્ણ શેઠ એમ ચિંતવે જી, સફળ હોશે મુજ આશ; પક્ષ

માસ ગણુતાં થકાં જી, પૂરી થઇ ચઉમાસ. જ૦ ॥૬॥ સામગ્રી સવિ આહારની જી, સહજે હુંઇ તિણી વાર; પ્રભુજીનો મારગ પેખતા જી, બેઠા ઘરને બાર. જ૦ ॥ ૭ ॥ ઘેર આવે છે પ્રાહુણાજી, નહોતર્યાં એકણુવાર પ્રભુજી કયારે પધારશે જી, નહોતર્યાં વારોવાર. જ૦ ॥૮॥ પછી કરીશું પારણું જી, પ્રભુને પ્રતિલાભ; હોયે મનોરથ એહવા જી, તોહી ન વરસે આભ. જ૦ ॥૯॥ અવસરે ઉઠયા ગોચરી જી, શ્રી સિદ્ધારથપુત; વિશાલા-પુરી આવીઆ જી, પૂરણ ગૃહે પહુત. જ૦ ॥ ૧૦ ॥ મિથ્યાત્વી જાણે નહીં જી, જંગમ તીરથ એહ; દાસી પ્રત્યો એમ કહે જી, કછુ ઇક ભિક્ષા દેહ. જ૦ ॥ ૧૧ ॥ ચાટુ ભરીને બાકળા જી, આણી પ્રભુજીને દીધ; નીરા-ગીએ તે લઇ જી, તિહાં પ્રભુ પારણું કીધ. જ૦ ॥૧૨॥ દેવ વજાડે દુંદુભિ જી જય જય બોલે કરજોડી; હેમ-વૃષ્ટિ તો તિહાં હુઇ જી, સાડી બારહ કોડી. જ૦ ॥૧૩॥ રાય લોક સબ એમ કહે જી, ધન્ય ધન્ય પૂરણ શેઠ; ઉંચી કરણી તેં કરી જી, બીજા સહુ તુજ હેઠ જ૦ ॥ ૧૪ ॥ રાય કહે તેં શું દીઓ જી, કીયો પારણો વીર; પૂર્ણ શેઠ તબ એમ કહે જી, મેં વહોરાવી ખીર. જ૦ ॥ ૧૫ ॥ જીર્ણ શેઠે તબ સાંભળી જી, વાજી દુંદુભિ નાદ અન્યત્ર કીયો પ્રભુ પારણો જી.

મનમાં થયો વિખવાદ. જી૦ ॥ ૧૬ ॥ હુ જગમેં બડેદ ચભાગીઓ જી, ઘરે ન આયા સ્વામ; કલ્પવૃક્ષ કેમ પામીએ જી, મરૂમંડપમાંહિ ઠામ. જી૦ ॥ ૧૭ ॥ જેટલા મનોરથ મેં કીયાજી, તે રહી ગયા મનમાંહ્ય; જિમ જિમ નિધાંન ચિંતવે જી, તિમ તિમ નિષ્ફળ થાય. જી૦ ॥ ૧૮ ॥ પ્રભુજી કીયો તિહાં પારણો જી, કીધો અન્યત્ર વિહાર; આવ્યા પાર્શ્વ સંતાનીઆ જી, તિહાં પ્રભુ કેવળધાર. જી૦ ॥ ૧૯ ॥ રાજા મનમેં હરખીઓજી, લોક સહુ આણંદ; રાજા પ્રશ્ન કરે તિહાંજી, ગુરૂ ચરણ પદ્દ વૃંદ. જી૦ ॥૨૦॥ મારા નગરમાં કોણ છે જી, જીવ પુણ્યવંત જસવંત; કહે કેવળી આજ તોજી, જીરણ શેઠ મહંત. જી૦ ॥ ૨૧ ॥ રાય કહે કિણે કારણે જી, જીરણ શેઠ મહંત; દાન દીઓ જિણે વીરને જી, તે પૂરણ જશવંત. જી૦ ॥ ૨૨ ॥ રાય પ્રત્યે કહે કેવળી જી, પૂરણ દીધો દાન, હેમ વૃષ્ટિ તેહને હુઈ જી, અવર ન કો પરમાણ[૧]. જી૦ ॥૨૩॥ ( ભાવ દાન તો વીરને જી, દીધું છે જીરણ શેઠ; પુણ્યવંત તો તેહ છે જી, અંતર છે બહુ હેઠ. જી૦ ॥ ૨૪ ॥ ) રાયે જીર્ણ વધાવીઓ જી, અધિક માન સન્માન; મુખી નગરમાં થાપીઓ જી, જેવા પુણ્ય પ્રમાણ. જી૦ ॥ ૨૫ ॥ એક ઘડી સુર દુંદુભિ જી, જો નવિ સુણતો કાન;

૧ લાભ.

સહેતો જીરણ તો સહી જી, ઉત્તમ કેવળજ્ઞાન. જી૦ ॥ ૨૬ ॥ દેવલોક પર બારમે જી, જીરણ બાંધ્યો બંધ; વિણ દીધે દીધો ફલ્યો જી, ઉત્તમ શું સંબંધ. જી૦ ॥ ૨૭ ॥ દાન દીઓ સુપાત્રને જી, નિષ્ફળ કદીય ન હોય; દાન દીઓ જે સાધુને જી, જીરણ પરે ફળ જોય. જી૦ ॥ ૨૮ ॥ ચોખે ચિત્તે તપ કરો જી, દયા ધરો મનમાંહે; વાણી સુણો સદ્ગુરૂતણી જી, દીઓ સુપાત્રે દાન. જી૦ ॥ ૨૯ ॥ એમ જાણી અનુમોદનાજી દાન સુપાત્ર રસાળ; દાન દીઓ જિણે વીરને જી, તેહને નમે મુનિમાળ. ॥ ૩૦ ॥

## શ્રી સિદ્ધનું સ્તવન.

સિદ્ધ જગત શિર શોભતા, રમતા આતમ રામ; લક્ષ્મી લીલાની લહેરમાં, સુખીઆ છે શિવ ઠામ. સિ૦ ॥ ૧ ॥ મહાનંદ અમૃત પદ નમો, સિદ્ધ કેવળ નામ; અપુનર્ભવ બ્રહ્મપદ વળી, અક્ષય સુખ વિશરામ. સિ૦ ॥ ૨ ॥ સંશ્રેય નિશ્રેય અક્ષરા, દુઃખ સમસ્તની હાણ; નિવૃત્તિ અપવર્ગતા, મોક્ષ મુક્તિ નિર્વાણ સિ૦ ॥ ૩ ॥ અચળ મહોદય પદ લહ્યું, જોતા જગતના ઠાઠ; નિજ નિજ રૂપે રે જુજુઆ, વીત્યા કર્મ તે આઠ. સિ૦ ॥૪॥ અગુરૂલઘુ અવગાહના, નામે વિકસેવદન શ્રા શુભ વીરને વંદતાં, રહીએ સુખમાં મગન. સિ૦ ॥૫॥

# શ્રી સિદ્ધચક્રનું સ્તવન.

( રાગ—નીંદરડી વેરણ હુઈ રહી—એ દેશી )

શ્રી સિદ્ધચક્ર આરાધીએ, જિમ પામો હો ભવિ કોડિ કલ્યાણ કે; શ્રી શ્રીપાલતણી પરે, સુખ પામો હો લહો નિર્મળ નાણ કે. શ્રી સિ૦ ॥ ૧ ॥ નવપદ ધ્યાન ધરો સદા, ચોખે ચિત્તે હો આણી બહુ ભાવ કે; વિધિ આરાધન સાચવો, જિમ જગમાં હો હોય જસનો જમાવ કે. શ્રી સિ૦ ॥ ૨ ॥ કેશર ચંદન કુસુમશું. પૂજીજે હો ઉખેવી ધૂપ કે; કુંદરૂ અગર ને અરગજા, તપદિન તાં હો કીજે ઘૃતદીપ કે. શ્રી સિ૦ ॥૩॥ આશો ચૈત્ર શુકલ પક્ષે, નવ દિવસે હો તપ કીજે એહ કે; સહજ સોભાગી સુસંપદા, સોવનસમ હો ઝબકે તસ દેહ કે. શ્રી સિ૦ ॥ ૪ ॥ જાવજીવ શકતે કરો, જિમ પામો હો નિત્ય નવલા ભોગ કે; ચાર વરસ સાડા તથા, જિનશાસને હો એ મોટો યોગ કે. શ્રી સિ૦ ॥ ૫ ॥ વિમળદેવ સાંનિધ્ય કરે, ચક્કેશ્વરી હો કરે તાસ સહાય કે; શ્રી જિનશાસન સોહીએ, એહ કરતાં હો અવિચળ સુખ થાય કે. શ્રી સિ૦ ॥ ૬ ॥ મંત્ર તંત્ર મણિ ઔષધિ, વશ કરવા હો શિવરમણી કાજ કે; ત્રિભુવન તિલક સમોવડી, હોય તે નર હો કહે નય કવિરાજ કે, શ્રી સિ૦ ॥ ૭ ॥

## શ્રી નવપદનું સ્તવન.

નરનારી રે ભમતાં ભવ ભરદરીએ, નવપદનું ધ્યાન સદા ધરીએ, સુખકારી રે, તો શિવસુંદરી વરીએ, નવપદનું ધ્યાન સદા ધરીએ. ॥ ૧ ॥ પહેલે પદ શ્રી અરિહંત રે, કરી અષ્ટ રિપુનો અંત રે, થયા શિવરમણીના કંતરે, પદ બીજે રે સિદ્ધ ભજી દુઃખ હરીએ રે, નવપદનું ધ્યાન સદા ધરીએ, સુખકારી રે૦ ॥૨॥ આચાર્ય નમું પદ ત્રીજે રે, ચોથે પદ પાઠક લીજે રે; પ્રીતેથી પાય પ્રણમીજે રે; પદ પાંચમે રે મુનિ મહારાજ ઉચ્ચરીએ રે, નવ૦ ॥ ૩ ॥ છઠ્ઠે પદ દર્શન જાણું રે, જ્ઞાન ગુણ મુખ્ય વખાણું રે, આ જગતમાં જે ખરૂં નાણું રે, બહુ ખરચો રે તોએ ન ખુટે જરીએ રે, નવ૦ ॥ ૪ ॥ ચારિત્ર પદ નમું આઠે રે, નવમે તપ કરો બહુ ઠાઠે રે, દુઃખ દારિદ્ર જેહથી નાઠે રે, જિન વરની રે પ્યારથી પૂજા કરિએ રે, નવ૦ ॥ ૫ ॥ નવ દિન શિયળ વ્રત પાળો રે, પડિક્કમણ કરિ દુઃખ ટાળો રે. જેમ ચંપાપતિ શ્રીપાળો રે, મનમાંહી રે શંકા ન રાખો જરીએ રે, નવ૦ ॥ ૬ ॥ ઓગણીશ અઠ્ઠાવન વર્ષે રે; પોષ માસ પુનમ તિથિ ફરસે રે, ભાવે ગાવેતે ભવ નવિ ફરસે રે, નિર્ભયથી રે ધર્મ કહે ભવ તરીએ રે. નવ૦ ॥ ૭ ॥

## શ્રી સાધારણ જિન સ્તવન.

રાગ–ધનાશ્રી.

આજ મ્હારા પ્રભુજી સામું જુઓ, સેવક કહીને બોલાવો રે, એટલે હું મનગમતું પામ્યો, રૂઠડા બાલ મનાવો મ્હારા સાંઇ રે. ॥ ૧ ॥ પતિત પાવન શરણાગત વત્સલ, એ જશ જગમાં ચાવો રે, મન રે મનાવ્યા વિણ નવિ મૂકું, એહજ મારો દાવો મા૦ આ૦ ॥૨॥ કબજે આવ્યા તે નહીં મૂકું, જ્યાં લગે તુમ સમ થાવો રે જો તુમ ધ્યાન વિના શિવ લહીએ, તો તે દાવ બતાવો૦ મા૦ આ૦ ॥ ૩ ॥ મહા ગોપ ને મહાનિર્યામક, ઇણિ પરે બિરૂદ ધરાવો રે; તો શું આશ્રિતને ઉદ્ધરતાં, બહુ બહુ શું કહાવો મા૦, આ૦ ॥ ૪ ॥ જ્ઞાનવિમળ ગુરૂનો નિધિ મહિમા, મંગળ એહિ વધાવો રે, અચળ અભેદપણે અવલંબી, અહોનિશ એહિ દિલ ધ્યાવું મા૦ આ૦ ॥ ૫ ॥

## શ્રી સાધારણ જિન સ્તવન ૨ જું

સકળ સમતા સરલતાનો તુંહિ અનુપમ કંદરે; તુંહિ કૃપારસ કનક કુંભો, તુંહિ જિણંદ મુણિંદ રે. ॥ ૧ ॥ તુંહિ તુંહિ તુંહિ તુંહિ, યુંહિ ધરતા ધ્યાન રે; તુજ સરૂપી જેહ થયા તે, લહ્યા તાહરૂં ધ્યાન રે, તું૦

॥ ૨ ॥ તુંહિ અલગો ભવથકી પણ, ભવિક તાહરે નામ રે; પાર ભવનો તેહ પામે, એહિ અચરજ ઠામ રે, તું૦ ॥૩॥ જન્મ પાવન આજ મારો, નિરખિયો તુજ નૂર રે; ભવો ભવ અનુમોદના જે, થયો તુજ હજુર રે, તું૦ ॥૪॥ એહ મારો અક્ષય આત્મા, અસંખ્યાત પ્રદેશ રે; તાહરા ગુણ છે અનંતા, કિમ કરૂં તાસ નિવેશ રે, તું૦ ॥ ૫ ॥ એક એક પ્રદેશે તારા, ગુણ અનંત નિવાસ રે; એમ કહી તુજ સહજ મિલતા, હોય જ્ઞાન પ્રકાશ રે, તું૦ ॥ ૬ ॥ ધ્યાન ધ્યાતા ધ્યેય એકી, ભાવ હોયે એમ રે; એમ કરતાં સેવ્ય સેવક, ભાવ હોયે ખેમ રે, તું૦ ॥ ૭ ॥ એક સેવા તાહરી જો, હોય અચળ સ્વભાવ રે; જ્ઞાનવિમળ સૂરીંદ પ્રભુતા, હોય સુજસ જમાવ રે, તું૦ ॥ ૮ ॥

## શ્રી પર્યુષણનું સ્તવન.

પ્રભુ વીર જિણંદ વિચારી, ભાખ્યા પર્વ પજુસણ ભારી; આખા વર્ષમાં તે દિન મોટા, આઠે નહીં તેમાં છોટારે; એ ઉત્તમને ઉપકારી, ભાખ્યા૦ ॥ ૧॥ જેમ ઔષધમાંહિ કહીએ, અમૃતને સારૂં લહીએ રે; મહામંત્રમાં નવકારવાળી, ભાખ્યા૦ ॥ ૨ ॥ વૃક્ષમાંહિ કલ્પતરૂ સારો, એમ પર્વ પજુસણ ધારો રે, સૂત્રમાંહિ કલ્પ ભવ તારી, ભાખ્યા૦ ॥ ૩ ॥ તારા ગણમા જેમ

ચંદ્ર, સુરવરમાંહિ જેમ ઇંદ્ર રે; સતીઓમાં સીતા નારી, ભાખ્યા૦ ॥ ૪ ॥ જો બને તો અઠ્ઠાઇ કીજે, વળી માસખમણ તપ લીજે રે; સોળ ભથીની[1] બલીહારી, ભાખ્યા૦ ॥ ૫ ॥ નહિ તો ચોથ છઠ્ઠ તો લહીએ, અઠ્ઠમ[2] કરી દુઃખ સહીએ રે; તે પ્રાણી જુજ અવતારી, ભાખ્યા૦ ॥ ૬ ॥ તે દિવસે રાખી સમતા, છોડો મોહ માયા ને મમતા રે; સમતા રસ દિલમાં ધારી, ભાખ્યા૦ ॥ નવ ॥ પૂર્વ તણો સાર લાવી, જેણે કલ્પસૂત્ર બનાવી રે; ભદ્રબાહુ વાર અનુસારી, ભાખ્યા૦ ॥૮॥ સોના રૂપાનાં ફુલડાં ભરીએ, એ કલ્પની પૂજા કરીએ રે, એ શાસ્ત્ર અનોપમ ભારી, ભાખ્યા૦ ॥ ૯ ॥ ગીત ગાન વાજિત્ર વજાવે, પ્રભુજીની આંગી રચાવે રે; કરે ભક્તિ વાર હજારી, ભાખ્યા૦ ॥૧૦॥ સુગુરુ મુખથી એ સાર, સુણે અખંડ એકવીશ વાર રે; જુએ એહિજ ભવે શિવ પ્યારી, ભાખ્યા૦ ॥૧૧॥ એમ અનક ગુણના ખાણી, તે પર્વ પજુસણ જાણી રે; સેવો દાન દયા મનોહારી, ભાખ્યા૦ ॥ ૧૨ ॥

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

( રાગ—મારી સહી રે સમાણી—એ દેશી. )

આવો ભવિ શત્રુંજય ગિરિ જઇએ, ભેટીને નિ-

---

૧ સાત અથવા આઠ ઉપવાસ. ૨. એક, બે ને ત્રણ ઉપવાસ વચ્ચે બે પારણાં.

મંળ થઇએ રે; સખી ભવજળ તારું. પૂરવ સંચિત પાપ પ્રણાશે, સેવ્યા શિવસુખ લહીએ રે, સખી૦ ॥ ૧ ॥ કર્મભૂમિમાં એહ સરીખું, તીર્થ અવર ન કોઈ રે, સ૦ સિદ્ધ અનંત થયા એણે ઠામે, તીરથ ધરતી જોઇ રે, સ૦॥ ૨ ॥ સમકિત શુદ્ધ વિરતિ પરિણામે, જિનપૂજાનો રાગી રે, સ૦ વળીય વિશેષે એણે ઠામે, એકમના લય લાગી રે, સ૦ ॥૩॥ એક દોય ત્રણ ભવમાંહે પામે, અવિચળ પરમાનંદી રે, સ૦ નાગ મોર સિંહ વાઘ પ્રમુખ તિરિ, સુગતિ ગયા જિણ વંદી રે, સ૦ ॥ ૪ ॥ પંચમે આરે ભવિકને તારે, ભવજળ પાર ઉતારી રે, સ૦ ઋષભેશ્વર આણા શિર ધારી, હોવે અલ્પ સંસારી રે, સ૦ ॥ ૫ ॥ દાન શીળ તપ ભાવના ભાવે, આપણી શક્તિ ન ગોપે રે, સ૦ થિર પરિણામે વિધિ નહીં વામે, વિવિધ ભક્તિ નવિ લોપે રે, સ૦ ॥ ૬ ॥ સુવર્ણ પુરિસાની પરે નિતુ નિતુ, મંગળ કમળા વાધે રે, સ૦ અનુક્રમે જ્ઞાનવિમળ ગુરુ ગુણથી, સહેજે શિવસુખ સાધે રે, સ૦ ॥ ૭ ॥

## શ્રી ઋષભદેવનું સ્તવન.

( રાગ ભૈરવ. )

પરભાતે પંખીડા બોલે, રજની થોડી;
મરુદેવા કહે ઉઠો પુત્ત, આળસ મોડી. પ૦ ૧

દેવ દેવી તારું મુખ જોવાને, ઉભા કર જોડી;
વાટ જુએ વનિતા નગરીમાં, દ્યો દર્શન દોડી. પ્ર૦ ૨
સાંધર્મ ઇંદ્ર સભામેં આવ્યા, સુરલોક છોડી;
નાટક કારણ કિંનર આવ્યા, દિશિ કુમરી હોડી. પ્ર૦ ૩
સૂરજ પણ સવારે ઉગ્યો, તિમિર જાળ તોડી;
અવસર જાણી ચંદ્ર ડુગ્યો છે, દ્યો દરિસણ દોડી પ્ર૦ ૪
નાભિનંદન નવલ નિહાળી, હરખ્યા સુર કોડી;
લક્ષ્મીચંદ શિવરામ પયંપે, વંદુ કર જોડી. પ્ર૦ ૫.

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

( રાગ ભૈરવ. )

તુમારી કરૂણા હો સ્વામી, ભવિક તારો, ભ૦
માતપિતા જે માહણ હુંતા, તેહને પણ તાર્યા;
સંજમ કેવળ આપી પોતે, કારજ સાર્યા. તુ૦ ૧.
ગોયમ વાદ કરવા આવ્યા, અમરખ આણી;
તેહને પાટ પટોધર થાપ્યા, લાભ ઘણો જાણી. તુ૦ ૨.
અંયમત્તા મુનિ બાળક હું તો, જળક્રીડા કીધી;
તેહને પણ સાહિબા શુભ ચિત્તે, મુક્તિપુરી દીધી. તુ૦ ૩.
શ્રેણિક રાજા અવિરતિ હતો, હિંસા અતિ કીધી;
પોતાનો સેવક જાણીને, નિજ પદવી દીધી. તુ૦ ૪.
ચંડકોશીઓ સાપ હતો જે, ક્રોધી અતિ ધીઠો;

તેહને પ્રતિબોધી સુર કીધો, ઉપકૃતિ ગુણ જોહો. તુ૦ ૫.
વજભયથી સરણે આવ્યો, ચમરાને રાખ્યો;
તિમ સત્યકિ વિદ્યાધરને પણ, આરાધક દાખ્યો. તુ૦ ૬.
એમ અનેક અપરાધી ઉદ્ધર્યા, કેતા મુખ કહીએ;
જિન કહે તુમે વીર જિનેસુર, તુઠે સુખ લહીએ, તુ૦ ૭.

## શ્રી નેમિનાથનું સ્તવન.

રાજુલ ઉભી માળીએ રે, જંપે જોડી હાથ; સાહિબ સામળીઆ. ॥૧॥ મુખ મટકાળું તાહરૂં રે, અણીઆળાં લોચન; સા૦ મોહનગારી મૂરતિ રે, મોહ્યું મારૂં મન. સા૦ ॥ ૨ ॥ વહાલા કિમ રહ્યા વેગળા રે, તોરણ ઉભા આય; સા૦ પૂર્વ પુણ્યે મેં લહ્યો રે, એહવો આજ બનાવ. સા૦ ॥ ૩ ॥ એહવે સહુ પશુએ મળી રે, કીધો સબળો સોર; સા૦ છોડાવી પાછા વળ્યા રે, રાજુલ ચિત્તડું ચોર. સા૦ ॥૪॥ સહસાવનમાંહે જઈ રે, સહસ્ત્ર પુરૂષ સંઘાત; સા૦ સર્વવિરતિ નારી વરી રે, આપણ સરખી જાત, સા૦ ॥૫॥ પંચાવનમેં દહાડલે રે, પામ્યા કેવળ નાણ; સા૦ લોકાલોકપ્રકાશ તું રે, જાણે ઉગ્યો ભાણ. સા૦ ॥ ૬ ॥ રાજુલ આવી રંગશું રે, લાગી પ્રભુને પાય; સા૦ મુજને મૂકી એકલી રે, કેમ શિવમંદિર જાય. સા૦ ॥ ૭ ॥ વીતરાગ ભાવે વર્યા રે, સંજમ લે

જિન હાથ; સા૦ શિવમંદિર ભેળાં થયાં રે, અવિચળ બેહુનો સાથ, સા૦ ॥ ૮ ॥ વાચક રામવિજય કહે રે, સુણ સ્વામી અરદાસ; સા૦ રાજુલ જિમ તારી તુમે રે, તિમ તારો હું દાસ. સા૦ ॥ ૯ ॥

## શ્રી નેમિનાથનું સ્તવન, ૨ જું.

નેમજી કાગળ મોકલે, નિશદિન રાજુલ હાથ;
હવે અમે સંજમ લેઇશું, તમે ચાલો અમારી સાથ. ને૦ ૧
અમે છીએ ગઢ ગિરનારમાં, સુંદર સહેસા રે વન;
તિહાં તુમે વહેલા પધારજો, જો હોય સંજમનો મન. ૨
કહેશો અમને કહ્યું નહીં, આઠે ભવની હો પ્રીત;
વળતું વાલમ ચાલમા, એ છે ઉત્તમ રીત. ને૦ ૩
લેખ વાંચીને રાજીમતી, ચઢીયા ગઢ ગિરનાર;
સ્વામી હાથે સંજમ લીધો, પાળે પંચ આચાર. ને૦ ૪
ધન્ય રાજુલ ધન્ય નેમજી, ધન્ય ધન્ય બેહુની પ્રીત;
સંજમ પાળી મુક્તિ ગયા, રૂપ વંદે નિશદિશ. ને૦ ૫

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

ધરણીંદા, કરે સેવના પ્રભુ તારી, પૂજે પદ્માવતી જગ પ્યારી રે; ધરણિંદા, કરે સેવના પ્રભુ તારી. વામા દેવી માત મલાર, ઘન ઘાતી ચારેને ટાળ; પામ્યા

જ્ઞાન દર્શન શ્રીકાર, તજીઆ ઘાતી લહ્યા ભવ પાર રે, ધ૦ ॥ ૧ ॥ એનું જોગમુદ્રાનું રૂપ, દેખી મોહ્યા સુરનર ભૂપ; પૂજતાં મુંઘો ભવજળ કુપ, વળી પ્રગટયો સહેજ સ્વરૂપ રે. ધ૦ ॥ ૨ ॥ જિનજી શ્રી શંખેશ્વર પસા; પૂરી જાદવ લોકની આશ; કીધો શંખેશ્વરપુર વાસ, જસ ધ્યાતાં હોયે અઘ નાશ રે. ધ૦ ॥ ૩ ॥ ગણધર વાચક મુનિ સમુદાય, દેવ ચતુર્વિધ તુમ ગુણ ગાય; વંછિત કારજ એહના થાય, કર જોડી નમે સહુ પાય રે. ધ૦ ॥૪॥ કારણથી જેમ કારજ હોય, તેમ મેં સમર્યા પ્રભુજીને જોય; જીવપ્રદેશે મળને ધોય, ધર્મચંદ કેવળ લહે સોય રે. ધ૦ ॥ ૫ ॥

## શ્રી નેમિનાથ સ્વામીનું સ્તવન. ૩ જું

( અંતરથી અમને આજ—એ દેશી. )

તોરણ આવી કંત, પાછા વળીઆ રે.<br>
મુજ ફરકે દાહિણ અંગ, તિણે અટકલીઆરે. ૧.<br>
કુણ જોશી જોયા જોશ, ચુગલ કુણ મીલીઆ રે;<br>
કુણ અવગુણ દીઠા આજ, જિણથી ટળીઆરે. ૨.<br>
જાઓ રે જાઓ રે સહીઓ દૂર, શ્યાને છેડો રે;<br>
પાતળીઓ શ્યામળ વાન, વાલમ તેડો રે. ૩.<br>
જાદવ કુળ તિલક સમાન, એમ ન કીજે રે;

એક હાસ્ય ને બીજી હાણી, કેમ ખમીજે રે, ૪.
ઇહાં વાયે ઝાઝ સમીર, વીજળી ઝબકે રે;
બપૈયો પિયુ પોકાર, હઇડું ચમકે રે. ૫.
ડરપાવે દાદુર સોર, નદીઓ માતી રે;
ઘન ગર્જારવ ઘોર, ફાટે છાતી રે. ૬.
હરિતાંશુક પહેર્યાં તાંહિ, નવરસ રંગે રે;
બાવલીયા નવસર હાર, પ્રીતમ સંગેરે. ૭.
મેં પૂર્વે કીધાં પાપ, તાપે દાધી રે;
પડે આંસુધાર વિષાદ, વેલડી વાધી રે. ૮.
મુને ચડાવી મેરૂ શિષ, પાડી હેઠી રે;
કેમ સહેવાયે મહારાજ, વિરહ અંગીઠી રે. ૯.
મુને પરણી પ્રાણ આધાર, સંયમ લેજો રે;
હું પતિવ્રતા છું સ્વામી, સાથે વહેજો રે. ૧૦.
એમ આઠ ભવની પ્રીત, પીઉડા વળશે રે;
મુજ મનના મનોરથ નાથ, પૂરણ ફળશે રે. ૧૧.
પછે ચાર મહાવ્રત સાર, ચુંદડી દીધી રે;
રંગીલા રાજુલ નાર, પ્રેમે લીધી રે. ૧૨.
મૈત્ર્યાદિક ભાવના ચાર, ચોરી બાંધી રે;
દહી ધ્યાનાનળ સળગાય, કર્મ ઉપાધિ રે. ૧૩.
થયો રત્નત્રયી કંસાર, એકી ભાવે રે;
આરોગે વરને નાર, શુદ્ધ સ્વભાવે રે. ૧૪.

તજી ચંચળતા ત્રિક યોગ, મળીઆં રે;
ક્ષમાવિજય જિન નેમ, અનુભવ કળીઆ રે. ૧૫.

## શ્રી મહાવીર જિન સ્તવન.

વીરજી સુણો મોરી વિનતિ, કર જોડી હો કહું મનની વાત; બાળકની પરે વિનવું, મારા સ્વામી હો તમે ત્રિભુવન તાત. વી૦॥૧॥ તુમ દરિસણ વિણ હું ભમ્યો ભવમાંહિ હો સ્વામી સમુદ્ર મઝાર; દુઃખ અનંતા મેં સહ્યાં, તે કહેતાં હો કિમ આવે પાર. વીર૦ ॥ ૨ ॥ પર ઉપકારી તું પ્રભુ, દુઃખ ભંજક હો જગ દીનદયાળ; તેણે તારે ચરણે હું આવીઓ, સ્વામી મુજને હો નિજ નયણે નિહાળ. વી૦ ॥ ૩ ॥ અપરાધી પણ ઉદ્ધર્યા, કહું કેતા હો તોરા અવદાત; સાર કરો હવે માહરી, મન આણો હો સ્વામી મોરી વાત. વી૦ ॥ ૪ ॥ શુળ-પાણી પ્રતિબુઝવ્યો, જેણે કીધો હો તુજને ઉપસર્ગ; ડંખ દીધો ચંડકોશીયે, તેને દીધો હો તમે આઠમો સર્ગ. વી૦ ॥ ૫ ॥ ગોશાળો ગુનહી[1] ઘણો, જેણે બોલ્યો હો તારો અવર્ણવાદ, તે બળતો તેં રાખીઓ, શીત લેશ્યા હો મૂકી સુપ્રસાદ. વી૦ ॥ ૬ ॥ એ કુણ છે ઈંદ્રજાળીઓ, ઇમ કહેતો હો આવ્યો તુમ તીર; તે ગૌત-

---

૧. ગુન્હેગાર ૨. પ્રભુનો જમાઇ નિન્હવ.

મને તુમે કીઓ; પોતાનો હો પ્રભુ મુખ્ય વજીર. વી૦ ॥ ૭ ॥ વચન ઉથાપ્યા તાહરા, જે ઝગડયા હો તુમ સાથે જમાલિ; તેહને પણ પનરે ભવે, શિવગામી હો તેં કીધો કૃપાળ, વી૦ ॥ ૮ ॥ અયમત્તા ઋષિ જે રમ્યા જળમાંહી, હો બાંધી માટીની પાળ; તરતી મૂકી કાચલી, તેં તાર્યા હો તેહને તત્કાળ. વી૦૯ મેઘકુમાર ઋષિ દુષવ્યો,[1] ચિત્ત ચુકયો હો ચારિત્રથી અપાર; એકાવતારી તેહને, તેં કીધો હો કરૂણા ભંડાર. વી૦ ॥૧૦॥ રાય શ્રેણિક રાણી ચેલણા, રૂપ દેખી હો ચિત્ત ચુકયા જેહ; સમવસરણ સાધુ સાધવી, તેં કીધા હો આરાધક તેહ. વી૦ ॥ ૧૧ ॥ બાર વરસ વેશ્યા ઘરે, રહ્યા મૂકી હો સંજમનો ભાર; નંદિષેણ પણ ઉદ્ધર્યા, સુર પદવી હો દીધી અતિ સાર. વી૦ ॥ ૧૨ ॥ પંચ મહાવ્રત પરિહારી, ગૃહવાસે હો રહ્યા વર્ષ ચોવીશ; તે પણ આર્દ્રકુમારને, તેં તાર્યા હો તોરી એહ જગીશ. વી૦ ॥ ૧૩ ॥ વ્રત નહીં નહીં આખડી, નહીં પોસહહો નહીં આદર દીક્ષ[2]; તે પણ શ્રેણિક રાયને, તુમે કીધો હો સ્વામી આપ સદ્રક્ષ.[3] વી૦ ॥ ૧૪ ॥ એમ અનેકને ઉદ્ધર્યા, કહું કેતા હો કરૂણાકર શામ; હું પ્રભુ ભક્ત

---

૧ દોષ લગાડયો. ૨ દીક્ષાનો આદર. ૩ પોતાની સદ્દશ-ભાવી તીર્થંકર.

છું તાહરો, તેને તારો હો નહીં ઢીલનું કામ. વી૦ ॥૧૫॥ શુદ્ધ સંજમ તો નવિ પળે, નહીં તેહવો હો મુજ દરિસણ જ્ઞાન; પણ આધાર છે એટલો, એક તારૂં હો ધરૂં નિશદિન ધ્યાન. વી૦ ॥ ૧૬ ॥ મેહ મહીતલ વરસતાં, નવિ જોવે હો સમ વિષય ઠામ; ગીરૂઆ સહેજે ગુણ કરે, સ્વામી સારો હો મોરા વંછિત કામ. વી૦ ॥૧૭॥ તુમ નામે સુખ સંપદા, તુમ નામે હો દુઃખ જાયે દૂર; તુમ નામે વંછિત ફળે, તુમ નામે હો મુજ આનંદ પૂર. વી૦ ॥ ૧૮ ॥

કળશ.

ઇમ નગર જેસલમેર મંડણ, તીર્થંકર ચોવીશમો, શાસન ધીર શ્રી સિંહ લંછન, સેવતાં સુરતરૂ સમો; જિનચંદ ત્રિશલા માત નંદન, સકળ ચંદકલાનિલો, વાચનારજ સમયસુંદર, સંથુણ્યો ત્રિભુવન તિલો. ॥૧૯॥

## શ્રી સિદ્ધચક્રનું સ્તવન.

( જગજીવન જગ વાલ હો—એ રાગ. )

શ્રી સિદ્ધચક્ર આરાધીએ, શિવસુખ ફળ સહકાર લાલ રે; જ્ઞાનાદિક ત્રણ રત્નનું, તેજ ચઢાવણહાર લાલ રે; શ્રી સિ૦ ॥ ૧ ॥ ગૌતમે પૂછંતા કહ્યો, વીર જિણંદ વિચાર લાલ રે; નવપદ મંત્ર આરાધતાં, ફળ લહે ભવિક અપાર લાલ રે. શ્રી સિ૦ ॥ ૨ ॥ ધર્મ

રથના ચાર ચક્ર છે, ઉપશમ ને સુવિવેક લાલ રે; સંવર ત્રીજું જાણીએ, ચોથું સિદ્ધચક્ર છેક લાલ રે, શ્રી સિ૦ ॥ ૩ ॥ ચક્રી ચક્ર ને રથ બળે, સાધે સયળ છ ખંડ લાલ રે; તિમ સિદ્ધચક્ર પ્રભાવથી, તેજ પ્રતાપ અખંડ લાલ રે, શ્રી સિ૦ ॥ ૪ ॥ મયણા ને શ્રીપાળજી, જપતાં બહુ ફળ લીધ લાલ રે; ગુણ જસવંત જિનેં-દ્રનો, જ્ઞાનવિનોદ પ્રસિદ્ધ લાલ રે, શ્રી સિ૦ ॥ ૫ ॥

## શ્રી નવપદનું સ્તવન ૨ જું.

નવપદ ધ્યાન સદા જયકારી. એ આંકણી.

અરિહંત સિદ્ધ આચારજ પાઠક, સાધુ દેખો ગુણરૂપ ઉદારી, નવ૦ ॥ ૧ ॥ દર્શન જ્ઞાન ચારિત્ર હે ઉત્તમ, તપ દોય ભેદે હૃદય વિચારી, નવ૦ ॥ ૨ ॥ મંત્ર જડી ઓર તંત્ર ઘણેરા, ઉન સબકું દૂર વિસારી, નવ૦ ॥ ૩ ॥ બહોત જીવ ભવજળસેં તારે, ગુણ ગાવત હે બહુ નર નારી, નવ૦ ॥ ૪ ॥ શ્રી જિનભક્ત મોહન-મુનિવંદન, દિન દિન ચઢતે હર્ષ અપારી, નવ૦ ॥ ૫ ॥

## શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

( ચેતનને શિખામણ. )

ચેતન તું કયા કરે યારી, દીવાને કર્મસેં ભારી;

તેં સંપત્તિ સબે હારી, સમજ લે શીખ તું સારી, ચે૦ ॥ ૧ ॥ સ્વજન સહુ મોહકા સંગી, ચલત હે ચાલ બેઢંગી; ધર દારા કામકા સંગી, કીની નહીં વાત એ ચંગી, ચે૦ ॥ ૨ ॥ અનાદિકી ભુલ હે તેરી, કુમતિસોં ચેતના ઘેરી; સંગ લગી દોર દે ફેરી, ઠગારી મોહકી સેરી, ચે૦ ॥ ૩ ॥ જ્ઞાની તું જ્ઞાન ધન ભુલ્યા, પ્રેમકે ફંદમેં ઝુલ્યા; સહી એસી કર્મકી હૂલા, સયાને સમજ તું હૂલા, ચે૦ ॥૪॥ ખોજ કર એક તું મેરા, આપમેં આપ પદ તેરા, અમૃત કહે પાસજી કેરા, સવીએ પદ યુગ સેરા, ચે૦ ॥ ૫ ॥

## શ્રી સુમતિનાથનું સ્તવન.

મારા પ્રભુજી શું બાંધી પ્રીતડી; એ તો જીવન જગદાધાર, સનેહી; સાચો તે સાહિબ સાંભરે, ક્ષણમાંહે કોટિવાર, સનેહી, વારી હું સુમતિ જિણંદની, એ આંકણી.॥૧॥ પ્રભુ થોડા બોલા ને ગુણ ઘણા, એ તો કાર્ય અનંત કરનાર, સનેહી; ઓલગ જેહની જેવડી, ફળ તેવાં તસ દેનાર, સનેહી, વારી૦ ॥ ૨॥ પ્રભુ અતિ ધીરો લાજે ભર્યો, જિમ સિંચ્યો સુકૃત ધનસાર, સનેહી; એકજ કરૂણાલહેરમાં, સુનીવાજે કરે નીહાલ, સનેહી, વારી૦ ॥ ૩ ॥ પ્રભુ ભવસ્થિતિ પાકે ભક્તને, ફળ

આપી કરે સુપસાય, સનેહી; ઋતુ વિણ કહો કેમ તરૂવરે, ફળ પાકીને સુંદર થાય, સનેહી, વારી૦ ॥ ૪ ॥ અતિ ભૂખ્યો પણ શું કરે, કાંઇ બેહુ હાથે ન જમાય, સનેહી; દાસ તણી ઉતાવળે, પ્રભુ કિણવિધ રીઝયો જાય, સનેહી, વારી૦ ॥ ૫ ॥ પ્રભુ લખીત હોય તો લાભીએ, મન માન્યો મહારાજ, સનેહી; ફળ તો સેવાથી સંપજે, વિણ ખણણ ન ભાંજે ખાજ, સનેહી, વારી૦ ॥ ૬ ॥ પ્રભુ વીસર્યા નવિ વિસરે, સાહમું અધિક હોવે નેહ, સનેહી; મોહન કહે કવિ રૂપનો, મુજ વહાલા છે જિનવર એહ, સનેહી, વારી૦ ॥ ૭ ॥

## શ્રી નેમિનાથજીનું સ્તવન.

મારા સમ જાઓ માં રે વહાલા, લાલચ લાગી તુમ શું લાલા; લાલચ લાગી નેમ લટકાળા, લાલચ લાગી કેશરીઆ વહાલા, મારા૦ ॥૧॥ માથે મેહુલા રે વરસે, એણી ઋતુ પ્રીતમ કિમ પરવડશે; ભાદરવો રે ભડાભડ ગાજે, નદીએ નીર ખડાખડ વાજે, મારા૦ ॥ ૨ ॥ ધરતી સોહિએ રે નીલ વર્ણી, સાહિબ સંજમ લેજો પરણી; આસોએ આશ ઘણેરી અમને, જીવન જાવું ન ઘટે તુમને, મારા૦ ॥ ૩ ॥ આભૂષણ પહેરીને પરવરજો, સલુણા સાહિબા રંગભર રમજો; કાર્તિકે કંતજી

ક્યાં મૂકો છો, ચતુર થઇને શું ચૂકો છો, મારા૦ ॥ ૪ ॥ જોડજીને સોળ સહસ રાણી, તુમથી એકે નહીં નિર્વાણી; રૂપચંદ ગાય છે રે ચોમાસું, નેમજી શું મળવાનું દિલ છે સાચું, મારા૦ ॥ ૫ ॥

## શ્રી નેમનાથનું સ્તવન. ૨ જું.

ના કરીએ રે નેડો[1] ના કરીએ, નિગુણાશું રે નેડો ના કરીએ; અમે રોઇ રોઇ આંખડીમાં નીર ભરીએ રે, નિગુણા૦ પ્રેમ નીરવહી વ્હાલા પ્રેમી જનનો, અવિચાર્યું નવિ રંગ ભરીએજી, નિ૦ ૧ જાદવ જાન સજીને યદુપતિ, તોરણ આવીને કેમ ફરીએજી, નિ૦ ૨. સંજમ નારી વાલે કીધી પ્યારી, રાજુલ મૂકી ભરદરીએજી, નિ૦ ૩. અમ અબળાના સહામું નીરખો, વિરહ જલધિથી કેમ તરીએજી, નિ૦ ૪. જોવન વય કેમ કરી નિરગમીએ, લોકલાજથી ઘણું ડરીએજી. નિ૦ ૫. દિલરંજન પ્રભુ દિલમાં ધરીએ, નિશદિન અવટાઇ મરીએજી, નિ૦ ૬ ચતુર થઇ અવસર શું ચૂકો, અમૃત સુખ રંગે વરીએજી; નિ૦ ૭.

## શ્રી ધર્મનાથનું સ્તવન.

ધર્મ કરીએ રે નેડો ધર્મ કરીએ રે, સુગુણાશું નેડો

---

૧ સ્નેહ.

ધમ કરીએ; ચિત્ત અટક્યું પ્રભુની ચાકરીએ, ભવ-સાગર સુખથી તરીએ રે, જિનજીશું નેડા ધમ કરીએ. ૧ કુને એમૂકી બેને ખંડી, ત્રણનો સંગ તે પરિહરિએ, સુગુણા૦ ચાર જણા શિર ચોટ કરીને પાંચની સેવા અનુસરીએ, સુગુણા૦ ૨. છ સત્ત અઠ નવ દશાને છંડી, એકાદશ દિલમાં ધરીએ રે, સુગુણા૦ બારનો આદર કરી અહોનિશ, તેરથી મનમાં ઘણું ડરીએરે, સુ૦ ૩. પાંચ આઠ નવ દશ તેરને, બાંધી નાંખીએ ભરદરીએ રે, સુ૦ સત્તાવીશનો સંગ કરીને, પચીશની પ્રીતે ઠરીએ રે, સુ૦ ૪. બત્તીશ તેત્રીશ ચોરાશી ઓગણીશ, ટાળી ચારથી નવિ ફરીએરે, સુ૦ સુડતાળીશથી દૂરે રહીએ, એકાવન મનમાં ભરીએરે, સુ૦ ૫. વીસને સેવી બાવીશ બાંધી, ત્રેવીશથી નિશદિન લરીએરે, સુ૦ ધર્મપ્રભુ શું સ્નેહ કરંતા; અમ્રત સુખ રંગે વરીએ રે, સુ૦ ૬.

---

### શ્રી ધર્મનાથજીના સ્તવનની નોટ.

| | |
|---|---|
| એક મિથ્યાત્વ. | બે રાગ દ્વેષ |
| ત્રણ લેશ્યાં, શલ્ય, વિરાધના. | ચાર કષાય. |
| પાંચ મહાવ્રત. | છકાયની વિરાધના. |
| સાત ભયસ્થાન. | સાત વ્યસન. |
| નવ નિયાણા. | દશ સંજ્ઞા સંકલેશ. |
| અયગરે અંગ ( શ્રાવકની પડિમા ) | બાર ઉપાંગ. (શ્રાવકના વ્રત) |
| તેર કાઠીઆ. | પાંચ પ્રમાદ. |

ક્યાં મૂકો છો, ચતુર થઇને શું ચૂકો છો, મારા૦ ॥ ૪ ॥ જેઠજીને સોળ સંહસ રાણી, તુમથી એકે નહીં નિર્વાણી; રૂપચંદ ગાય છે રે ચોમાસું, નેમજી શું મળવાનું દિલ છે સાચું, મારા૦ ॥ ૫ ॥

## શ્રી નેમનાથનું સ્તવન. ૨ જું.

ના કરીએ રે નેડા[1] ના કરીએ, નિગુણાશું રે નેડા ના કરીએ; અમે રોઇ રોઇ આંખડીમાં નીર ભરીએ રે, નિગુણા૦ પ્રેમ નીરવહી વ્હાલા પ્રેમી જનનો, અવિચાર્યું નવિ ડગ ભરીએજી, નિ૦ ૧ જાદવ જાન સજીને યદુપતિ, તોરણ આવીને કેમ ફરીએજી, નિ૦ ૨. સંજમ નારી વાલે કીધી પ્યારી, રાજુલ મૂકી ભરદરીએજી, નિ૦ ૩. અમ અબળાના સંહામું નીરખો, વિરહ જલધિથી કેમ તરીએજી, નિ૦ ૪. જોવન વય કેમ કરી નિરગમીએ, લોકલાજથી ઘણું ડરીએજી. નિ૦ ૫. દિલરંજન પ્રભુ દિલમાં ધરીએ, નિંશદિન અવટાઇ મરીએજી, નિ૦ ૬ ચતુર થઇ અવસર શું ચૂકો, અમૃત સુખ રંગે વરીએજી, નિ૦ ૭.

## શ્રી ધર્મનાથનું સ્તવન.

ઇમ કરીએ રે નેડા ઇમ કરીએ રે, સુગુણાશું નેડા

---

[1] સ્નેહ.

ધમ કરીએ; ચિત્ત અટક્યું પ્રભુની ચાકરીએ, ભવ-
સાગર સુખથી તરીએ રે, જિનજીશું નેડો ધમ કરીએ. ૧
કુને એમૂકી બેને ખંડી, ત્રણુનો સંગ તે પરિહરિએ,
સુગુણા૦ ચાર જણા શિર ચોટ કરીને પાંચની સેવા
અનુસરીએ, સુગુણા૦ ૨. છ સત્ત આઠ નવ દશને છંડી,
એકાદશ દિલમાં ધરીએ રે, સુગુણા૦ બારનો આદર
કરી અહોનિશ, તેરથી મનમાં ઘણું ડરીએરે, સુ૦ ૩.
પાંચ આઠ નવ દશ તેરને, બાંધી નાંખીએ ભરદરીએ રે,
સુ૦ સત્તાવીશનો સંગ કરીને, પચીશની પ્રીતે ડરીએ રે,
સુ૦ ૪. બત્તીશ તેત્રીશ ચોરાશી ઓગણીશ, [illegible]
ચારથી નવિ ફરીએરે, સુ૦ સુડતાળીશથી [illegible]
એકાવન મનમાં ભરીએરે, સુ૦ ૫. વીસને [illegible]
બાંધી, ત્રેવીશથી નિશદિન લરીએરે, [illegible]
સ્નેહ કરંતા; અમૃત સુખ રંગે વરીએ [illegible]

---

શ્રી ધર્મનાથજીના સ્તવનનું [illegible]

| | |
|---|---|
| એક મિથ્યાત્વ. | બે [illegible] |
| ત્રણુ લેશ્યા, શલ્ય, વિરાધના. | [illegible] |
| પાંચ મહાવ્રત. | [illegible] |
| સાત ભયસ્થાન. | [illegible] |
| નવ નિયાણા. | [illegible] |
| અગ્યારે અંગે ( શ્રાવકની [illegible] | [illegible] |
| તેર કાઠીઆ. | [illegible] |

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન,

જગપતિ તારક શ્રીજિનદેવ, દાસનો દાસ છું તાહરો;
જગપતિ તારક તું કિરતાર, મનમોહન પ્રભુ માહરો. ૧
જગપતિ તારે ભક્ત અનેક, માહરે તો એકજ તું ધણી;
જગપતિ વીરમાં તું મહાવીર, સૂરત તારી સોહામણી. ૨
જગપાત ત્રિશલારાણીનો તુ તન, ગંધાર બંદર ગાજીઓ;
જગપતિ સિદ્ધાર્થ કુળ શણગાર, રાજરાજેશ્વર રાજીયો, ૩
જગપતિ ભગતોની ભાંગે છે ભીડ, ભીડ પડે રે પ્રભુપારિખે;
જગપતિ તુંહી પ્રભુ અગમ અપાર, સમજ્યો ન જાયે મુજ સારીખે. ૪
જગપતિ ઉદય નમે કરજોડ, સત્તર નેવાશી સમે (સં. ૧૯૮૯) કીઓ;
જગપાત ખંભાયન જંબુસર સંઘ, ભગવંત ભાવે- શું ભેટીયો, ૫

---

| | |
|---|---|
| આઠ મદ અથવા કર્મ, | નવ નિયાણા—અબ્રહ્મચર્ય. |
| પચીશ પાંચમહાવ્રતની ભાવના. | તેર કાઠીઆ—ક્રિયાસ્થાન. |
| ૩૩ ગુરૂની આશાતના, | બત્રીશ—મન વચન કાયાના દોષ. |
| ૧૯ કાઉસગ્ગના દોષ. | ૮૪ જિનમંદિરની આશાતના. |
| ૪૭ આહારના દોષ. | ૪ વિકથા |
| ૨૦ સ્થાનક. | ૫૧ પાંચ જ્ઞાનના ભેદ. |
| ૨૩ પાંચ ઈંદ્રિયના વિષયો, | ૨૨ પરિગ્રહ. |

## શ્રી સુમતિનાથનું સ્તવન.

વહાલા સુમતિ જિનેશ્વર સેવીએરે, વહાલા સુમતિ તણો છો દાતારરે; વાજાંરે વાજે ધર્મનાં  રે, વહાલા મેઘરાય સુત સુંદરરે. વહાલા, મંગળા માતા મલ્હારરે; વા૦ ॥ ૧ ॥ વહાલા મંગળવેલ વધારવારે, વહાલા ઉમહ્યો છે એ જળધારરે, વા૦ વહાલા રૂપ અનુપમ જિનતણું રે, વહાલા મનમોહન સુખકારરે, વા૦ ॥ ૨ ॥ વહાલા સુવર્ણવાન શરીરનોરે, વહાલા ઇક્ષ્વાકુ વંશ વધારરે, વા૦ વહાલા દઈ પ્રભુ દાન સંવચ્છરીરે, વહાલા લીધો છે સંજમ ભારરે, વા૦ ૩ વહાલા આઠ કર્મ અરિ જીતીનેરે, વહાલા પહોંચ્યા છે મુક્તિ મઝારરે, વા૦ વહાલા પૂર્વ લાખ ચાળીશનુંરે, વહાલો જીવિત જેનું સારરે, વા૦ ॥ ૪ ॥ વહાલા માણેકવીજય મન રંગશું રે, વહાલા ચાહે છે સુમતિ દેદારરે, વા૦ વહાલા એવા પ્રભુ ગુણ ગાયવારે, વહાલા ઉપજે હર્ષ અપારરે, વા૦ ॥ ૫ ॥

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન—(પ્રભાતીયું.)

વહાણાં વાયાંરે પ્રભુ વહાણાં વાયાં,
જુઓને જાગોરે પ્રભુ, વહાણેલાં વાગ્યાં;
માતા વામાદેવી એમ બોલેરે વાણી,

તમારૂં મુખ જોવા આવ્યા ઇંદ્ર ઇંદ્રાણી. વહાણું૦ ૧
તાન માન પંચ શબ્દ વાજાં રે વાજે,
ગીત ગાયન થાતાં પ્રભુ અંબર ગાજે. વહાણાં૦ ૨
દેવ ગાયે ને દ્વારે ઉભા બિરૂદ બોલે,
કોઇ અમારા પ્રભુજીને નાવેરે તોલે. વહાણાં૦ ૩
માતાજીનાં વચન સુણી પાસ કુમાર જાગ્યા,
ભવિક જીવના વંછિત ફળ્યા મુહના માગ્યા. વ૦ ૪
પ્રભુ મુખ જોયાના રંગ કહ્યા ન જાયે,
દેખતાં રે નયણે ઉલટ અંગ ન માયે. વહાણાં૦ ૫
નિત્ય લાભ કહે સ્વામી અંતરજામી,
ભલેરે મેં ભેટયો આજ ગોડીચો સ્વામી. વહાણાં૦ ૬

## શ્રી વિમળનાથનું સ્તવન,

જીહો વિમળ જિનેશ્વર સુંદરૂ, લાલા વિમળ વચન તુજ દીઠ; જીહો વિમળ થયો મુજ આતમા, લાલા તેણે તું અંતર પઇઠ; જિનેશ્વર તું મુજ પ્રાણ આધાર; લાલા સકલ જંતુ હિતકાર, જિ૦ ॥ ૧ ॥ જિહો વિમળ રમે વિમળે સ્થળે. લાલા સમલે સમલ રમેય; જિહો માનસરે રમે હંસલો, લાલા વાયસ ખાઇ જલેય. જિ૦ સ૦ ॥ ૨ ॥ જીહો તેમ મિથ્યાત્વી ચિત્તમાં, લાલા કેમ હોય તુજ આ-

ખાસ. જીહો તિહાં કુદેવ રંગે રમે, લાલા સમકિતી ચિત્ત તુજ વાસ, જિ૦ સ૦ ॥ ૩ ॥ જીહો હીરો કુંદનશ્યું જડયો; લાલા દૂધ ને સાકર જોગ; જીહો ઉલટે જોગે વસ્તુનો, લાલા ન હોયે ગુણ આભોગ, જિ૦સ૦ ॥ ૪ ॥ જીહો વિમળ પુરૂષ રહેવા તણું, લાલા સ્થાનક વિમળ કરેય; જીહો ગૃહપતિને તિહાં શી ત્રપા, લાલા ભાટક ઉચિત ગ્રહેય, જિ૦ સ૦ ॥ ૫ ॥ જીહો તેમ તેં મુજ મન નિર્મળું, લાલા કીધું કરતે રે વાસ; જીહો:પુષ્ટિ શુદ્ધિ ભાટક ગ્રહી, લાલા હું સુખીઓ થયો:ખાસ, જિ૦ સ૦ ॥ ૬ ॥ જીહો વિમળે વિમળ મળી રહ્યા, લાલા ભેદ ભાવ રહ્યો નાંહિ; જીહો માન-વિજય ઉપાધ્યાયને, લાલા અનુભવ સુખ થયો ત્યાંહિ, જિ૦ સ૦ ॥ ૭ ॥

## સાસુ વહુનું સ્તવન.

( રાગ ગરબાનો. )

હીરાબાઇ સાસુને વીરાબાઇ વહુજી, દર્શન કરવાને જાય જો; વહુ ઉંચા ને બારણાં નીચાં, દેખી શીશ નમાય, સજ્જન સુણજોજી. ૧ બાઇજી શિખર મ-હોટા બંધાવીઆ, ને બારણાં નીચાં કીધાં રે; સાંભળી સાસુ રીસ ચડાવી, વહુને મહેણાં દીધાં, સજ્જન૦ એક સાસુને વહુ સંવાદ, સજ્જન૦ ૨. જો વહુજી

તમારે હોંશ હોય તો, પિયરથી દ્રવ્ય મંગાવોરે; નાના મોટા સમજીને વળી, મોટાં શિખર બંધાવો, સજ૦ એક૦ ૩. સાસુના મહેણાં ઉપર વહુએ, પિયરથી દ્રવ્ય મગાવ્યાં રે; નાના મોટા સમજીને વળી, મોટાં શિખર બંધાવ્યાં, સજ૦ એક૦ ૪ પાંચ વરસમાં બાવન જિનાલય, દૈવી કીર્તિ બનાવી રે; સંવત સોળ પંચાણું એ વહુએ, મોટી મૂર્તિ બનાવી, સજ૦ એક૦ ૫. તપગચ્છ યતિશ્રી શિવ સૂરિશ્વર, તે પણ તિહાં આવેરે; રત્નતિલક પ્રાસાદ કરાવી, ઉત્તમ નામ સુહાવે, સજ૦ એક૦ ૬.

## શ્રી શાંતિનાથજીનું સ્તવન,

( માથે મટુકી ને મહીડાની ગોળી, તો મહીરે વેચે ચંદ્રાવળી રે. એ દેશી. )

છંડો પ્રમાદને વેગે સઇરે, ચાલો ચિત્ત નિર્મળ કરીરે; ઉજજવળ તંદુલ હીરા સરીખા, લઇ શ્રીફળ કરે ધરી રે; કેવળજ્ઞાનીને પ્રણમીએ રે. ॥૧॥ એઆંકણી ચઉ ગતિરૂપ સંસારમાં ભમતાં, સકળ સામગ્રી પુણ્યે લહી રે; દર્શન પૂર્વક દેશવિરતિ પણું, પામીને ઉપધાન વહી રે, કેવળ૦ ॥ ૨ ॥ ગંગાજળે નાંહી કેશર ઘોળી, મળી ટોળી પૂજીએ નવ અંગે રે; વિશેષ પ્રકારે કરી દ્રવ્યસ્તવને, ભાવસ્તવ કીજે રંગે રે.

કેવ૦ ॥ ૩ ॥ સોળમા જિનની સેવાની હેવા, ભવિના કર્મ દૂરે કરે રે; અતિ જાગરણ દશા વળી જાગે, શિવ લલના વેગે વરેરે, કેવ૦ ॥ ૪ ॥ વાચ્ય અવાચ્ય જે ભાવ પદારથ, જાણતાં મન મગન રહે રે; ધ્યાતા ધ્યેય તે સરીખા થાયે. ધર્મચંદ્રજી એમ કહે રે, કેવ૦ ॥ ૫ ॥

## શ્રી સિદ્ધચક્રનું સ્તવન.

( સાંભળ રે તું સજની મોરી, રજની ક્યાં રમી આવી જી રે. એ દેશી. )

શ્રી વીર પ્રભુ ભવિજનને એમ કહે ભાવદયા દિલ આણીજી રે; સુરતરૂ સમ સિદ્ધચક્ર આરાધો, વરવા શિવવધુ રાણી, સુભવિયા સુણજોજી. ॥ ૧ ॥ શિવ કાર્યનું મુખ્ય કારણ નવપદ છે, ગુણી ગુણ પણ ચારજી રે; અરિહંત સિદ્ધ સૂરિ ઉવઝાયે, સાધુ વર દર્શનધાર. સુભવિ૦ ॥ ૨ ॥ જ્ઞાન ચારિત્ર તપ એ નવ પદનું, આરાધન એણીપરે કીજેજી રે; આસો ચૈત્ર શુદિ સાતમથી, આંબિલ ઓળી માંડીજે, સુભવિ૦ ॥ ૩ ॥ ચૈત્ય પૂજા ગુરૂભકિત કરીએ, પડિક્રમણાં દોય ધારોજી, ત્રણ કાળ દેવવંદન કરીએ, બ્રહ્મચર્ય ભૂમિ સંથારો, સુભવિ૦ ॥ ૪ ॥ નોકારવાળી વીશજ ગણીએ, એકેક પદની રંગે જી રે;

પડહ અમારિ સદા વજડાવી, સુણો આગમ ગુરૂ સંગે, સુભવિ૦ ॥ ૫ ॥ કહે ધર્મચંદ સિદ્ધચક્ર સેવતાં લહીએ મંગળ માળજી રે; રાજ્યઋદ્ધિ રમણી સુખ પામ્યો, જેમ નરપતિ શ્રીપાળ. સુભવિ૦ ॥ ૬ ॥

## દીવાળીનું સ્તવન,

( સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવી જી રે. એ દેશી. )

સુરસુખ ભોગવી ત્રિશલા કુખે, રહીને જન્મ લહીને જીરે; અનુક્રમે લલના સંગ છાંડી, વિચર્યાં દીક્ષા ગ્રહીને, પ્રગટી દીવાળી રે; પામ્યા કેવળજ્ઞાન, કર્મ પ્રજાળી જી રે. ॥ ૧ ॥ એ આંકણી. ચાર નિકાયના દેવ મળીને સમવસરણ કરે સારો જી રે; તિહા સિંહાસને બેસી પ્રભુજી, ધર્મ કહે બહુ પ્યારો, પ્રગટી૦ ॥ ૨ ॥ અનાદિ મિથ્યાત્વી જીવ ભવ્ય, કરણ ત્રણ કરીને જીરે; અંતરકરણે આદિ સમયે, સુખ લહે સમકિત ધરીને. પ્રગ૦ ॥ ૩ ॥ તે શુદ્ધ દર્શન આત્મા કહીએ, શેષ બીજા હવે સુણીએ જીરે; કષાય યોગ દ્રવ્ય ઉપયોગ વીર્ય, જ્ઞાન ચારિત્ર મુણીએ, પ્રગ૦ ॥ ૪ ॥ એહવે ઇન્દ્રભુતિ જસ સુણીને, આવ્યા પ્રભુની પાસેજી રે; વેદનાં અર્થ સુણીને સાચા, સંજમ લીધો ઉલ્લાસે, પ્રગ૦ ॥ ૫ ॥ વીરને ગણધર થયા

અગ્યાર, સાધુ ચાઉદ હજારજી રે; છત્રીશ સહસ્ર સાધ્વી જાણે, ચરણ કરણ વિચાર, પ્રભ૦ ॥ ૬ ॥ લાખ એક ગુણ સાઠ હજાર, શ્રાવક બહુ શ્રીકાર જીરે; સહસ્ર અઢાર ને ત્રણ લાખ, શ્રાવિકાનો પરિવાર, પ્ર૦ ॥ ૭ ॥એમ સંઘની થાપના કરતા, આવ્યા અપાપા ગામજી રે; હસ્તીપાળ હરખે એમ બોલે, મુજ ઘર આવ્યા સ્વામ, પ્ર૦ ॥ ૮ ॥ અલ્પ આયુ પોતાનું જાણી, અનુકંપા આણી નાથજીરે; સોળ પ્રહરની દેશના દીધી, મળીઆ અઢાર નરનાથ પ્ર૦ ॥ ૯ ॥ કાર્તિક વદ અમાસની રાતે, વર્દ્ધમાન મોક્ષે પહોંચ્યાજીરે; નારી અપ્સરા સુર નર મળીઆ, પણ ગૌતમ તિહાં નહોતા, પ્ર૦ ॥ ૧૦ ॥ વીર નિર્વાણ સુરમુખથી જાણી, મોહ કર્યો ચકચુર જીરે; કેવળજ્ઞાન ને દર્શન પ્રગટ્યા, ગૌતમને ઉગતે સૂર, પ્ર૦ ॥૧૧॥ વીર ગૌતમ નિર્વાણ કેવળ, કલ્યાણક દિન જાણીજીરે; ભાવદ્રવ્ય દોય ભેદે કીજે, દીવાળી ભવિ પ્રાણી, પ્ર૦ ॥ ૧૨ ॥ પોસહ પડિક્કમણાં જિન ભક્તિ, સુંદર વેશે કરીએજીરે; ધર્મચંદ્ર પ્રભુ ગુણ ગાતાં, જસ કમળા નિત્ય વરીએ, પ્ર૦ ॥ ૧૩ ॥

---

## શ્રી શીતળનાથનું સ્તવન.

( કીસકે ચેલે કીસકે પૂત—એ દેશી. )

શીતલનાથ સુણો અરદાસ, સાહિબ આપો પદ કમળે વાસ સાંઇ સાંભળો, ટેક. મોહ મહીપતિ* મોટો ચોર, નવ નવ રૂપ ધરી કરે જોર, સાં૦ ॥૧॥ માતપિતા વધુ ભગિની ભ્રાત, સાસુ સસરો પિતરીયા જાત, સાં૦ કુટુંબ વેષ કરી ફીરતાર, એહ ભમાડે બહુ સંસાર સાં૦ ॥ ૨ ॥ ષટ્ દર્શનનું લેઇ રૂપ, જગને પાડે ભવને કુપ, સાં૦ જો છોડણ ચાહે સુણી સૂત્ત, રૂપ ધરે એહ બીજો ધૂત્ત, સાં૦ ॥ ૩ ॥ નિમગ્ન કુમતિ મન ઉન્માદ, આણા લોપી માંડે વાદ, સાં૦ આગમ ભાખીની મતિ મંદ, આરોપે નિજમતનો કંદ, સાં૦ ॥ ૪ ॥ મોહતણો એહવો પ્રપંચ, સ્વામી હવે શ્યો

* આ સ્તવનમાં સ્તુતિકારે મોહરાજા જગતમાં જે નાના રૂપ ધારીને નાના વિધ નાચ નચાવે છે તે જણાવીને તેથી બચવાનો—નિજ આત્મ રક્ષણ કરવાનો ઉપાય બતાવવાની—સૂઝાડવાની પ્રભુ પાસે પ્રાર્થના કરી છે અને તે કાર્યમાં સુગમતા—અનુકૂળતા કરી આપવા માટે પ્રભુનો અનુગ્રહ યાચ્યો છે. જે શ્રીમાન્ આનંદઘનજી મહારાજે ચોથા પ્રભુના સ્તવનમાં છેલ્લી ગાથામાં જણાવ્યું છે તેમ " તરસ ન આવે હો મરણ જીવન તણો, સીજે જો દર્શન કાજ; દર્શન દુર્લભ સુલભ કૃપાથકી, આનંદઘન મહારાજ. અભિ૦ " તે આના સમર્થન રૂપ છે.

કીજે સંચ, સાં૦ કાંઇ બતાવો એક ઉપાય, જેમ મોહ નાશી દૂરે જાય, સાં૦ ॥૫॥ નેહ નજર ભરી નાથ નિહાળ, સુખીઓ થાઉં ત્રણે કાળ, સાં૦ કીર્તિ વિમળ પ્રભુ કર ઉપકાર, લક્ષ્મી કહે તું કરૂણાગાર, સાં૦ ॥૬॥

## શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.

હઉર આંબા આંબલી રે—એ દેશી.

મુનિસુવ્રત કીજે મયારે, મનમાંહી ધરી મહેર; મહેર વિહૂણા માનવીરે, કઠિણ જણાયે કહેર. જિનેશ્વર, તું જગનાયક દેવ. તુજ જગહિત કરવા ટેવ, જિ૦ બીજા જુએ કરતા સેવ. જિ૦ ॥૧॥ અરહટ્ટ ક્ષેત્રની ભૂમિકારે, સિંચે કૃતારથ હોય; [1]ધારાધર સઘળી [2]ધરારે, ઉદ્ધરવા સજજ જોય. જિ૦ ॥ ૨ ॥ તે માટે અશ્વ ઉપરે રે, આણી મનમાં મહેર; [3]આપે આવ્યા આફણી રે, બોધવા ભરૂઅચ્છ શહેર. જિ૦ ॥ ૩ ॥ અણ પ્રારથતા ઉદ્ધર્યા રે, આપે કરીયે ઉપાય; પ્રારથતો રહે વિલવતારે; એ કેમ કહીએ ન્યાય. જિ૦ ॥ ૪ ॥ સંબંધ પણ તુજ મુજ વિચેરે, [5]સ્વામી સેવક ભાવ; માન કહે હવે મહેરનો રે, ન રહ્યો અજર પ્રસ્તાવ. જિ૦ ॥ ૫ ॥

૧ મેઘ. ૨ પૃથ્વી. ૩ આપણી મેળે. ૪ ભરૂચ. ૫ વચ્ચે ૬ વિલંબ

હોરી ૧ લી.

પાસજીકે દરબાર, ચલો ખેલાએ હોરી.
પ્રભુ ગુણ કિરતન તાલ પખાવજ, વિનાકે જનકાર;ચ૦
ઉદાસીનતા કેશર છિરકત,ભરી સમતા પીચકારી.ચ૦૧
શુકલ ધર્મ દોયધ્યાન સુરંગા,ઉડત અબિલ ગુલાલ;ચ૦
ભાવન મુઠી ભરીભરી ફીજત, દર્શન અંબર લાલ.ચ૦૨
સમિતિફુલ પંચરંગીગી હુવા,ડારો છતિચાનીબીચ;ચ૦
હૃદય ચોક કે મધ્ય મચાઓ,ગુપ્તિ અરગજા ફીચ.ચ૦૩
કેવલ લીલા હરખ બઢાઓ, બાજત અનુભવચંગ;ચ૦
ઇહ વિધિ નેહકો જોર લગાઓ, શિવરમણીકુંરંગ.ચ૦૪
વામાજીકો નંદન મેરો, આતમકો આધાર; ચ૦
વાચક વિમલકો રામકહે મોરા, વંછિતપૂરનહાર.ચ૦૫

હોરી ૨ જી.

હોરી ખેલોરે ભવિક મન થિર કરકે, હોરી ખેલોરે. સુમતિ સુરંગ ગુલાલ મંગાવો, અબીર ઉડાવો ઝોરી ભરભરકે, હોરી ખેલોરે૦ ॥ ૧ ॥ ધ્યાન ગ્યાન ડફ તાલ બજાવો, ગુણ ગાવો પ્રભુ હિત ધરકે, હોરી૦ ॥૨॥ અનુભવ અત્તર ફુલેલ મંગાવો, વાસ દિસોદિસ મહમહકે, હોરી૦ ॥૩॥ ક્રોધ માન રજ ધૂળ ઉડાવો, જ્યું તેં રાખ્યા સબલ ધરકે, હોરી૦ ॥ ૪ ॥

હોરી ૩ જી.

મધુવનમેં એસી ધુમ મચાઇ, મધુવનમેં૦ ટેક૦
દેશ દેશકે જાત્રા આવે, પૂજા રચી કરજોરીરે. એસી૦ ૧
ગાવત રાગ ધુંવાર સુનાવંત થૈ થૈ નાચત ગોરીરે.
એસી૦ ૨ તાલ કંસાલ મૃદંગ બજાવત, રણઝણ
ઘુઘરી રણઝોરીરે. એસી૦ ૩ કેસર ચંદન ઘન ઘસી
ઘોરી, ભરી કટોરી રંગ રોરીરે. એસી૦ ૪ પીચ-
કારી ભરભર કર ડારી, અબીલ ગુલાલકી ઝોરીરે.
એસી૦ ૫ જિન ગુન ગાવત હરખ બઢાવત, મારી પ્રભુ
જીસેં ભર જોરીરે. એસી૦ ૬ સમેતશિખર તીર્થ હોરી
ખેલંત, પાવંત દરિશન અનુભવ જોરીરે. એસી૦ ૭

હોરી ૪ થી.

સંઘયાત્રા કરનસેં પાપ ઘટત, સિદ્ધગિરિજી કો
દરશન કર લે. સંઘયાત્રા૦
કોડિ અનંતા ઈણુ ગિરિ સિધ્ધા,
તાકું શિશ નમય લે. સંઘ૦ ૧
રિષભ જિનેશ્વર જીકો દર્શન,
શુદ્ધ આતમ પાવન કર લે. સંઘ૦ ૨
રૂપચંદ કહે નાથ નિરંજન,
ભવ ભવકા દુઃખ હર લે. સંઘ૦ ૩

# સજ્ઝાયોનો સંગ્રહ.

## બીજની સઝાય ૧ લી.

બીજ કહે ભવી જીવને રે લોલ, સાંભળો આણી રીજ રે, સુગુણનર; સુકૃત કરણી ખેતમાં રે લોલ, વાવો સમકિત બીજ રે, સુ૦ ॥ ૧ ॥ ધરજો ધર્મશું પ્રીતડી રે લોલ, કરી નીશ્ચય વ્યવહાર રે, સુ૦; ઈણ ભવ પરભવ ભવોભવે રે લોલ, હોવે જય જય કાર રે, સુ૦ ॥ ૨ ॥ ક્રિયા તે ખાતર નાંખીએ રે લોલ, રમતા દીજે ખેડ રે, સુ૦; ઉપશમ નીરે સીંચીએ રે લોલ, ઉગે જો સમકિત છોડ રે, સુ૦ ॥ ૩ ॥ વાડ કરો સંતોષની રે લોલ, તે પાખલ તસ ઢોર રે, સુ૦; વ્રત પચ્ચખાણ ચોકી ઠવો રે લોલ, વારજો કર્મરૂપ ચોર રે, સુ૦ ॥ ૪ ॥ ઘર ઘર અનુભવ કેરી મંજરી રે લોલ, મોરે સમકિત વૃક્ષ રે, સુ૦; શ્રુત ચારિત્ર ફળ ઉતરે રે લોલ, તે ફળ ચાખજો શિષ્ય રે, સુ૦ ॥ ૫ ॥ જ્ઞાનામૃત રસ પીજીએ રે લોલ, સ્વાદ લ્યો સમતંબોળ રે, સુ૦; એણે રસે સંતોષ પામશો રે લોલ, લેશો ભવનિધિ કુલ રે, સુ૦ ॥ ૬ ॥ ઈણવિધ બીજ તુમે સદ્દહો રે લોલ, છાંડી રાગ ને દ્વેષ રે, સુ૦; કેવળ કમળા પામીએ

રે લોલ, વરીએ મુક્તિ સુવિવેક રે, સુ૦ ॥ ૭ ॥ સમ-કિત બીજ જે સદ્દહે રે લોલ, તે ટાળે નરક નિગોદ રે, સુ૦; વિજય લબ્ધિ સદા લહો રે લોલ, નિત્ય નિત્ય વિવિધ વિનોદ રે, સુ૦ ॥ ૮ ॥

## બીજની સઝાય. ૨ જી.

બીજ તણે દિન દાખવું રે, દ્વિવિધ ધર્મ પ્રકાર; પંચ મહાવ્રત સાધુને, શ્રાવકને વ્રત બાર રે, પ્રાણી ધર્મ કરો સહુ કોઇ. ॥ ૧ ॥ પ્રાણાતિપાત વ્રત જે કહ્યું રે, જાવજ્જીવ તે જાણ; બીજું મૃષાવાદ જાણીએ રે, મોટું તેહ વખાણ રે. પ્રા૦ ॥ ૨ ॥ જાવજ્જીવ ત્રીજું વળી રે, નામે અદત્તાદાન; ચોથું વ્રત ઘણું પાળતાં રે, જગમાં વાધે માન રે. પ્રા૦ ॥ ૩ ॥ નવ વિધ પરિગ્રહ છાંડતાં રે, પંચમી ગતિ સુઠામ; વ્રત સુધાં એ પાળતાં રે, અણગારી કહયો નામ રે. પ્રા૦ ॥ ૪ ॥ પાંચે વ્રત પાળે સદા રે, સાધુના એ આચાર; પડિક્કમણાં બેહુ ટંકના રે, રાખે ધર્મશું પ્યાર રે. પ્રા૦ ॥ ૫ ॥ એહવા વ્રત પાળે સદા રે. ગ્રંથતણે અનુસાર; આરાધક એહને કહ્યા રે, તે પામે ભવ પાર રે. પ્રા૦ ॥ ૬ ॥ મિથ્યાતમાં ભૂલો ભમ્યો રે, એહ અનાદિનો જીવ; સાર ધર્મ નવિ ઓળ-ખ્યો રે, જેહથી મોક્ષ સદીવ રે. પ્રા૦ ॥ ૭ ॥ આરંભ

છાંડી આતમા રે, કરો સુમતિ ધરો નીતિ; આઠે મદ દૂરે તજી રે, કરો ધર્મ સુવિનીત રે, પ્રા૦ ॥ ૮ ॥ પાળો જિનની આણને રે, જો ચાહો શિવરાજ; શ્રી વિજયરત્ન સૂરીંદ્રના રે, દેવનાં સર્યાં સવિ કાજ રે. પ્રા૦ ॥ ૯ ॥

## પંચમીની સજ્ઝાય ૧ લી.

શ્રી ગુરૂ ચરણ પસાઉલે રે લોલ, પંચમીનો મહિમાય આત્મા; વિવરીને કહેશું અમે રે લોલ, સુણતાં પાતક જાય આત્મા, પંચમી તપ પ્રેમે કરો રે લોલ. ॥૧॥ મન શુદ્ધે આરાધીએ રે લોલ, તૂટે કર્મ નિદાન આત્મા; ઇહ ભવસુખ પામે ઘણો રે લોલ, પરભવ અમર વિમાન આત્મા. પં ॥ ૨ ॥ સકળ સૂત્ર રચ્યાથકી રે લોલ, ગણધર હુવા વિખ્યાત આત્મા; જ્ઞાન ગુણે કરી જાણતા રે લોલ, સ્વર્ગ નરકની વાત આત્મા. પં૦ ॥૩॥ જે ગુરૂ જ્ઞાને દીપતા રે લોલ, તે તરીઆ સંસાર આત્મા; જ્ઞાનવંતને સહુ નમે રે લોલ, ઉતારે ભવ પાર આત્મા. પં૦ ॥ ૪ ॥ અજવાળી પક્ષ પંચમી રે લોલ, કરો ઉપવાસ જગીશ આત્મા; ઓં હ્રીં નમો નાણસ્સ ગુણણું ગણો રે લોલ, નવકારવાળી વીશ આત્મા. પં૦ ॥ ૫ ॥ પાંચ વર્ષ એમ કીજીએ રે લોલ, ઉપર વળી પંચ માસ આત્મા; યથાશક્તિ કરી ઉજવો રે લોલ, જેમ હોય

મનને ઉલ્લાસ આત્મા. પં૦ ॥ ૬ ॥ વરદત્ત ને ગુણમં-જરી રે લોલ, તપથી નિર્મળ થાય આત્મા; કીર્તિવિ-જય ઉપાધ્યાયનો રે લોલ, કાંતિવિજય ગુણ ગાય આત્મા. પં૦ ॥ ૭ ॥

## પંચમીની સઝાય ૨ જી.

( આલમ જોગીડા રે. એ દેશી. )

શ્રી વાસુપૂજ્ય જિનેશ્વર વચણથી રે, રૂપકુંભ કંચનકુંભ મુનિ દોય; રોહિણી મંદિર સુંદર આવીઆ રે, નમી ભવ પૂછે દંપતી સોય, ચઉનાણી વયણે દંપતિ મોહીઆ રે. ૧ એ આંકણી, રાજા રાણી નિજ સુત આઠનો રે, તપ ફળ નિજ ભવ ધારી સંબંધ; વિનય કરી પૂંછે મહારાજને રે, ચાર સુતાના ભવ પ્રબંધ. ચ૦ ॥ ૨ ॥ રૂપવતી શીળવતી ને ગુણવતી રે, સરસ્વતી જ્ઞાન કળા ભંડાર; જન્મથી રોગ શોક દીઠો નથી રે, કુણ પુણ્યે લીધો એહ અવતાર. ચ૦ ॥ ૩ ॥

ઢાળ ૧ લી.

( વાલાજી વાગે છે વાંસળી રે. એ દેશી. )

ગુરૂ કહે વૈતાઢય ગિરિવરૂ રે, પુત્રી વિદ્યાધરી ચાર, નિજ આયુ જ્ઞાનીને પૂછીઓ રે, કરવા સફળ અવતાર. અવધારો અમ વિનતિ રે. ॥ ૧ ॥ એ આંકણી. ગુરૂ

કહે જ્ઞાન ઉપયોગથી રે, એક દિવસનું આય; એવા વચન શ્રવણે સૂણ્યાં રે, મનમાં વીમાસણ થાય. અ૦ ॥ ૨ ॥ થોડામાં કાર્ય ધર્મનાં રે, કીમ કરીએ મુનિ-રાજ; ગુરૂ કહે જોગ અસંખ્ય છે રે, જ્ઞાનપંચમી તુજ કાજ. અ૦ ॥ ૩ ॥ ક્ષણ આરાધે સવિ અઘ ટળે રે, સૂત્ર પરિણામે સાધ્ય; કલ્યાણક નવ જિનતણાં રે, પંચમી દિવસે આરાધ. અ૦ ॥ ૪ ॥

ઢાળ ૨ જી. )

( જઇને કહેજોજી રે—એ દેશી. )

ચૈતર વદિ પંચમી દિને, સુણો પ્રાણીજી રે; ચવી-આ ચંદ્રપ્રભ સ્વામી, લહે સુખ ઠામ, સુણ પ્રાણીજી રે. ॥ ૧ ॥ એ આંકણી. અજિત સંભવ અનંતજી, સુ-ણો પ્રાણી જી રે; પંચમી શુદિ શિવ ધામ, શુભ પરિ-ણામ, સુ૦ ॥ ૧ ॥ વૈશાખ શુદિ પંચમી દિને, સુ૦ સંજમ લીએ કુંથુનાથ, બહુ નર સાથ, સુ૦; જેઠ શુ-દિ પંચમી વાસરે, સુ૦, મુગતિ પામ્યા ધર્મનાથ, શિ-વપુરી સાથ, સુ૦ ॥ ૨ ॥ શ્રાવણ શુદિ પંચમી દિને, સુ૦, જન્મ્યા નેમિ સુરંગ, અતિ ઉછરંગ, સુ૦; મા-ગશાર વદિ પંચમી દિને, સુ૦, સુવિધિ જન્મ શુભ સં-ગ, પુર્ણ અભંગ, સુ૦ ॥ ૩ ॥ કાર્તિક વદિ પંચમી તિથિ, સુ૦, સંભવ કેવળજ્ઞાન, કરો બહુ માન, સુ૦ દશ

ક્ષેત્રે નેવુ જિના, સુ૦, પંચમી દિનના કલ્યાણ, સુખના નિધાન, સુ૦ ॥ ૪ ॥

ઢાળ ૩ જી.

( હાંરે મારે જોબનીયા. એ દેશી. )

હાંરે મારે જ્ઞાની ગુરૂના વચણ સુણી હિતકાર જો; ચાર વીદ્યાધરી પંચમી વિધિશું આદરે રે લોલ. ॥ ૧ ॥ એ આંકણી. હાંરે મારે શાસન દેવના પંચ જ્ઞાન મનોહાર જો; ટાળી રે આશાતના દેવ વંદન સદા રે લોલ. ॥ ૨ ॥ હાંરે મારે તપ પૂરણથી ઉજમણાનો ભાવ જો; એહવે વિદ્યુત યોગે સુર પદવી વર્યા રે લોલ. ॥ ૩ ॥ હાંરે મારે ધર્મ મનોરથ આળસ તજતાં હોય જો; ધન્ય તે આતમ અવલંબી કારજ કર્યાં રે લોલ. ॥ ૪ ॥ હાંરે મારે દેવથકી તુમ કુખે લીઓ અવતાર જો; સાંભળ રોહિણી જ્ઞાન આરાધન ફળ ઘણાં રે લોલ. ॥ ૫ ॥ હાંરે મારે ચારે ચતુરા વિનય વિવેક વિચાર જો; ગુણ કેતા ઓળખીએ તુમ પુત્રીતણા રે લોલ. ॥ ૬ ॥

ઢાળ ૪ થી.

( આસણના રે જોગી. એ દેશી. )

જ્ઞાનીનાં વચણથી ચારે બેહની, જાતિસમરણ પામી રે, જ્ઞાની ગુણવંતા; ત્રીજા ભવમાં ધારણ કીધી, સિધ્યાં મનનાં કામો રે, જ્ઞાની ગુણવંતા. ॥૧॥ એ આંકણી. શ્રી

જિન મંદિર પંચ મનોહર, પંચ વર્ણ જિન પડિમા રે, જ્ઞા૦ જિનવર આગમને અનુસારે, કરીએ ઉજમણાનો મહિમા રે, જ્ઞા૦ ॥ ૨ ॥ પંચમી આરાધનથી પંચમ, કેવળનાણ તે થાય રે, જ્ઞા૦; શ્રી વિજયલક્ષ્મી સૂરિ અનુભવ નાણે, સંઘ સકળ સુખદાય રે, જ્ઞા૦ ॥ ૩ ॥

## આઠ મદની સઝાય.

મદ આઠ મહામુનિ વારીએ, જે દુર્ગતિના દાતાર રે; શ્રી વીર જિનેશ્વર ઉપદિશે, ભાખે સોહમ ગણધાર રે. મદ૦ ॥ ૧ ॥ હાં જી જાતિનો મદ પહેલો કહ્યો, પૂર્વે હરિકેશીએ કીધો રે; ચંડાળતણે કુળે ઉપજ્યા, તપથી સવિ કારજ સીધ્યો રે. મદ૦ ॥ ૨ ॥ હાં જી કુળમદ બીજો દાખીઓ, મરિચિ ભવે કીધો પ્રાણી રે; કોડાકોડિ સાગર ભવમાં ભમ્યા, મદ મ ધરો એમ મન જાણી રે. મદ૦ ॥૩॥ હાં રે બળમદથી દુઃખ પામીઓ, શ્રેણિક વસુભૂતિ જીવ રે; દૂઃખ નરકતણાં જઈ ભોગવ્યા, મુખે પાડંતા ઘણી રીવ રે. મદ૦ ॥ ૪ ॥ હાં રે સનત્કુમાર નરેશરૂ, સુર આગળ રૂપ વખાણ્યો રે; રોમ રોમ કાયા બિગડ ગઈ, મદ ચોથાનો એ ટાણો રે. મદ૦ ॥ ૫ ॥ હાં જી મુનિવર સંયમ પાળતા, તપનો મદ મનમાંહે આવ્યો રે; થયો કુરગડુ ઋષિ રાજીયો, પામ્યા તપનો

અંતરાયો રે. મદ૦ ॥ ૬ ॥ હાંજી દેશ દશારણનો ધણી, રાજા દશાર્ણભદ્ર અભિમાની રે, ઇંદ્રની ઋદ્ધિ દેખી બુઝીયા, સંસાર તજી થયા જ્ઞાની રે. મદ૦ ॥ ૭ ॥ હાંજી સ્થુલિભદ્રે વિદ્યાનો કર્યો, મદ સાતમો જે દુઃખદાયી રે; શ્રુતપૂર્ણ અર્થ ન પામીઆ, જુઓ માનતણી અધિકાઇ રે, મદ૦ ॥ ૮ ॥ રાય સુભુમ ષટખંડનો ધણી, લોભનો મદ કીધો અપાર રે; હય ગય રથ સબ સાયર પડચા, ગયો સાતમી નરક મોઝાર રે. મદ૦ ॥ ૯ ॥ ઇમ તન ધન જોબન રાજનો, મ ધરો મનમાં અહંકાર રે; એહ અસ્થિર અસત્ય કારમું, વિણસે ક્ષણમાં બહુવાર રે. મદ૦ ॥ ૧૦ ॥ મદ આઠ નિવારે વ્રત ધારી, પાળે સંયમ સુખકારી રે; કહે માનવિજય તે પામશે, અવિચળ પદવી નરનારી રે. મદ૦ ॥ ૧૧ ॥

## અષ્ટમીની સઝાય. ૧ લી.

સરસ્વતી ચરણ નમી કરી, આપો વચન વિલાસ, ભવિયણ; અષ્ટમી તપ હું વર્ણવું, કર સેવકને ઉલ્લાસ, ભવિયણ, અષ્ટમી તપ ભાવે કરો. ॥ ૧ ॥ આણી હર્ષ અપાર, ભવિયણ, તો પાર પામશો ભવતણો કરશો કર્મનો છેદ, ભવિયણ, અષ્ટ૦ ॥ ૨ ॥ અષ્ટ પ્રવચન પાળીએ, ટાળીએ મદના ઠામ, ભ૦; અષ્ટ પ્રા-

તિહાર્ય મન ધરી, જપીએ જિનનું નામ, ભ૦ અ૦ ॥ ૩ ॥ જ્ઞાન આરાધન તેહથકી, લહીએ શિવસુખસાર, ભ૦; આવાગમન તે નવિ કરે, એ છે જગ આધાર, ભ૦ અ૦ ॥ ૪ ॥ એહવો તપ તમે આદરો, આરાધો જિન ધર્મ, ભ૦; તો તમે છુટશો આપદા, ટાળશો ચઉ ગતિ ભર્મ, ભ૦ અ૦ ॥ ૫ ॥ તીર્થંકર પદવી લહે, તપથી નવે નિધાન, ભ૦; જુઓ મલ્લીકુંવરી પરે, પામે બહુ ગુણજ્ઞાન, ભ૦ અ૦ ॥ ૬ ॥ એ તપના છે ગુણ ઘણા, ભાખે શ્રી જિન ઇશ, ભ૦ શ્રી વિજયરત્ન સૂરીશનો, વાચક દેવ સૂરીશ, ભ૦ અ૦ ॥ ૭ ॥

## અષ્ટમીની સઝાય. ૨ જી.

અષ્ટ કર્મ ચુરણ કરી રે લાલ, આઠ ગુણે પ્રસિદ્ધ મેરે પ્યારે રે; ક્ષાયિક સમકિતના ધણી રે લાલ, વંદું વંદુ એવા સિદ્ધ મેરે૦ અષ્ટ૦ ॥ ૧ ॥ અનંત જ્ઞાન દર્શનધરા રે લાલ, ચોથું વીર્ય અનંત મેરે૦; અગુરુલઘુ સુખમય કહ્યા રે લાલ, અવ્યાબાધ મહંત મેરે૦ અ૦ ॥ ૨ ॥ જેહની કાયા જેહવી રે લાલ, ઉણી ત્રીજે ભાગ મેરે૦; સિદ્ધશિલાથી જોયણે રે લાલ, અવગાહના વીતરાગ મેરે૦ અ૦ ॥ ૩ ॥ સાદિ અનંતા તિહાં ઘણાં

રે લાલ, સમય સમય તેહ જાય, મેરે૦; મંદિરમાંહી દીપાલિકારે લાલ, સઘળા તેજ સમાય મેરે૦ અ૦ ॥૪॥ માનવભવથી પામીએ રે લાલ, સિદ્ધતણા સુખ સંગ મેરે૦; એહનું ધ્યાન સદા ધરો રે લાલ, એમ બોલે ભગવતી અંગ મેરે૦ અ૦ ॥૫॥ શ્રી વિજયદેવ પટોધરૂ રે લાલ, શ્રી વિજયસેન સૂરીશ મેરે૦; સિદ્ધતણા ગુણ એ કહ્યા રે લાલ, દેવ દીએ આશીષ મેરે૦ અ૦ ॥ ૬ ॥

## એકાદશીની સઝાય. ૧ લી.

ગોયમ પૂછે વીરને, સુણો સ્વામીજી, મૌન એકાદશી કોણે કહી; કેણે પાળી કેણે આદરી, સુણો સ્વામીજી, એહ અપૂર્વ દિન સહી. ॥ ૧ ॥ વીર કહે સુણો ગોયમા, ગુણ ગેહાજી, નેમ પ્રકાશી એકાદશી; મૌન એકાદશી નિર્મળી, સુણ ગોયમજી, ગોવિંદ કરે મલારસી. ॥૨॥ દ્વારાવતી નગરી ભલી, સુણ૦ નવ જોજન આરામ વસી; છપ્પન ક્રોડ જાદવ વસે, સુણ૦ કૃષ્ણ વિરાજે તેણે નગરી. ॥૩॥ વીચરંતા વિચરંતા નેમજી સુ૦ આવી રહ્યા ઉજ્જલ શિખરી; મધુર ધ્વનિ દીએ દેશના, સુ૦ ભવિયણને ઉપકાર કરી. ॥ ૪ ॥ ભવ અટવી ભીષણ ઘણી, સુણ૦, તે તરવા પંચ પર્વી કહી; બીજે બેવિધ ધર્મ સાચવો, સુ૦, દેશવિરતિ સર્વવિરતિ

સહી. ॥૫॥ પંચમી જ્ઞાન આરાધીએ, સુ૦, પંચ વરસ પંચ માસ વળી; અષ્ટમી દિન અષ્ટ કર્મનો, સુ૦, પરભવ આયુનો બંધ કરે. ॥ ૬ ॥ ત્રીજે ભાગે નવમે ભાગે, સુ૦, સત્તાવીશમે ભાગે સહી; અથવા અંતર્મુહૂર્ત્ત સમે, સુ૦, શ્વાસોશ્વાસમાં બંધ કરે. ॥ ૭ ॥ માયા કપટ જે કેળવે, સુ૦, નરક તિર્યંચનું આયુ ધરે; રાગતણે વશ મોહીઓ, સુ૦, વિકળ થયો પરવશપણે ॥ ૮ ॥ કરણી અકરણી નવિ ગણે, સુ૦, મોહતિમિર અંધકાર પણે; મોહે મદ ધાઢો ફરે, સુ૦, દે ઘુમણી ઘણું જોરપણે. ॥ ૯ ॥ ઘાયલ જિમ રહે ઘુમતો, સુ૦, કહ્યું ન માને નેહપણે; જીવ રૂળે સંસારમાં, સુ૦, મોહ કર્મની સહીલાણી. ॥૧૦॥ અલ્પ સુખ સરસવ જેતું, સુ૦ તે ત્ં મેરૂ સમાન ગણે; લોભે લંપટ વાહીઓ, સુ૦, નવિ ગણે તે અંધપણે. ॥ ૧૧॥ જ્ઞાની વિના કહો કુણ લહે, સુ૦, શુ જાણે છદ્મસ્થપણે; અષ્ટમી એકાદશી ચતુર્દશી, સુ૦, સામાયિક પોસહ કરે. ॥ ૧૨ ॥ ધર્મને દિવસે કર્મનો, સુ૦, આરંભ કરે જે નરનારી; નિશ્ચે સદ્ગતિ નવિ લહે, સુ૦, અશુભ કર્મનાં છે ફળ ભારી. ॥ ૧૩ ॥ પંચ ભરત પંચ ઐરવતે, સુ૦, મહાવિદેહ તે પંચ ભણે; કર્મભૂમિ સઘળી થઈ, સુ૦, કલ્યાણક પંચસય ગણે. ॥ ૧૪ ॥ શ્રી વિશાળ સોમ-

સૂરિ પ્રભુ, સુ૦, તપગચ્છકો શિરદાર ગુણી; તસ ગુરૂ ચરણકમળ નમી, સુ૦, સુવ્રત શેઠ સઝાય ભણી. ॥ ૧૫ ॥

## એકાદશીની સઝાય ૨ જી

આજ મારે એકાદશી રે, નણદલ મોન કરી મુખ રહીએ; પૂછયાનો પડિઉત્તર પાછો, કોઇને કાંઇ ન દધએ. આજ૦ ॥ ૧ ॥ માહરો નણદોઇ તુજને વહાલો, મુજને તાહરો વીરો; ધુમાડાના બાચક ભરતાં, હાથ ન આવે હીરો. આજ૦ ॥ ૨ ॥ ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એકે ન આવ્યો આડો; પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો. આજ૦ ॥ ૩ ॥ માગશર શુદિ એકાદશી મોટી, નેવું જિનનાં નીરખો; દોઢસો કલ્યાણક મોટાં પોથી જોઇ જોઇ હરખો. આજ૦ ॥ ૪ ॥ સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મોન ધરી મુખ રહીઓ; પાવક પૂર સઘળું પ્રજવાળ્યું, એહનો કાંઇ ન દહિયો. આજ૦ ॥૫॥ આઠ પહોરનો પોસહ કરીએ, ધ્યાન પ્રભુનું ધરીએ; મન વચ કાયા જો વશ કરીએ, તો ભવસાયર તરીએ. આજ૦ ॥ ૬ ॥ ઉદયરત્ન વાચક ઉપદેશે, જે નર નારી રહેશે; પોસહમાંહે પ્રેમ ધરીને, અવિચળ લીલા લહેશે. આજ૦ ॥ ૭ ॥

# એકાદશીની સઝાય ૩ જી.

આજ મારે એકાદશી રે, નણદલ પડિકમતાં પણ વાત; એમ કરતાં ધરાઇએ નહીં તો, ભેળું લીજીએ ભાતું. આજ૦ ॥ ૧ ॥ મારો નણદોઇ તુજને વહાલો, મુજને તારો વીરો; પડિકમણામાં વાતો વ્હાલી. જમતાં વહાલો શીરો. આ૦ ॥ ૨ ॥ જમવા નાત મેળાવે જાતાં, જેવું જમવું એહું; પડિકમણું તેવું જાણીને, વાતે વળગ્યું બેહું. આજ૦ ॥ ૩ ॥ ઢીંગા દેતી કાંઇ નવિ દેખે, આડું અવળું પેખે; પડિકમણામાં પ્રેમ ન રાખે, ને ફીમ આવે લેખે, આજ૦ ॥ ૪ ॥ પાંસ સાત સામટીઓ થઇને, વાતે વાતો સાંધે; કાંઇક પાપ પરિહરવા આવે, આરગણું વળી બાંધે. આજ૦ ॥ ૫ ॥ એક ઉઠંતી આળસ મરડે, બીજી ઉંઘે બેઠી; નદીઓ માંહીથીં કાંઇક નીસરતી, જઇ દરિયામાં પેઠી. આજ૦ ॥ ૬ ॥ આઇ બાઇ નણંદ ભોજાઇ, નાની મોટી વહુને; સાસુ સહીરો મા ને માશી, શિખામણ છે સહુને. આજ૦ ॥ ૭ ॥ મનકચંદ કહે મન થીર રાખી, જે પડિકમણું કરશે; રાગદ્વેષ દૂરે પરિહરશે, તે ભવસાયર તરશે આજ૦ ॥ ૮ ॥

---

## શ્રી વાસુપૂજ્યની સઝાય.

ઋતુ વસંત આવે થકેજીરે; વાસુપૂજ્ય ભગવંત; ક્રિડંતા જન દેખીનેજીરે, ચિંતે એમ ગુણવંત રે, આતે કેવો મોહ વિકાર. ॥૧॥ પણ મોહ અંધા પ્રાણીયાજીરે, પાશ બંધની રે માંહી; શિલા સરિખી શોભતીજીરે, માને નહીં કહો કાંઇ રે. આ૦ ॥ ૨ ॥ મોહે મુંઝયા માનવી જીરે, હીંડોળે રહી નાર; દેખી દેખી ચિંતવેજી રે, બેઠી વિમાને સાર રે. આ૦ ॥ ૩ ॥ નિજ હીંડોળે દેખીને જીરે, હરખે મૂઢ અપાર; પુણ્ય પાપનું તાજણું જીરે, માને નહીં ગમાર રે. આ૦ ॥ ૪ ॥ પ્રમાદ અગ્નિથી બળેલી જીરે, પુણ્યમહેલની રે ઝાળ; વિષયતપ્ત શરીરમાં જીરે, કેમ નહીં માને ડામ રે. આ૦॥૫॥ જળ કણ ક્રીડા જોઇને જીરે, મુક્તાફળ કહેનાર; પણ તેને માને નહીં જીરે, શા થાશે મુજ હાલ રે. આ૦ ॥૬॥ જળક્રીડા કરતાં થઇ જીરે, આંખ પીચાની રે લાલ; રાગ સમુદ્ર તરંગના જીરે, માને મનમાં ફાલ રે. આ૦ ॥ ૭ ॥ અલ્પ બુદ્ધિ જન ગીતને જીરે, કામશસ્ત્ર ટંકાર; માને પણ દુગર્તિતણા જીરે, ઉઘડયાં એહ કમાડ રે. આ૦ ॥ ૮ ॥ ગીત ગાનના તાનથી જીરે, જડ કંપાવે શિર; પણ તેહને મહા પ્રમાદના જીરે, નિષ-

ધ ન માને ધીર રે. આ૦ ॥ ૯ ॥ ત્રિભુવનની ઋદ્ધિ-
થકી જીરે, મનુષ્ય જન્મ નહીં પાય; તે ચિંતામણિ
સારીખો જીરે, ફોગટ એંણી પરે જાય રે. આ૦ ॥૧૦॥
એમ ચિંતવી ઘેર આવીઆ જીરે, દીધા વરસીરે દાન;
દીક્ષા લીધી રૂયડી જીરે, મનઃપર્યવ થયું નાણ રે.આ૦
॥ ૧૧ ॥ કર્મ ખપાવી કેવળી જીરે, છસો મુનિવર
સાથ;ચંપાપુરી ચંપક તળે જીરે, શિવ સુખ પામ્યા
નાથ રે. આ૦ ॥ ૧૨ ॥ વિજયાનંદ સૂરીશનો જીરે,
સેવક કહે કર જોડ; વાસુપૂજ્ય પ્રભુ બારમા જીરે,
મુજ પ્રભુ મોહ વિછોડ રે. આ૦ ॥ ૧૩ ॥

## રોહિણીની સઝાય.

( ભરત નૃપ ભાવશું એ. એ દેશી. )

શ્રી વાસુપૂજય જિણંદનો એ, મઘવા સુત મનોહા-
ર, જયો તપ રોહિણી એ. રોહિણી નામે તસ સુતા એ,
શ્રીદેવી માત મલ્હાર, જયો તન૦કરે તસ ધન્યઅવતાર
જયો તપ રોહિણી એ. ॥ ૧ ॥ પદ્મ પ્રભુના વયણથી
એ, દુર્ગંધી રાજકુમાર, જ૦; રોહિણી તપ કરતાં ભવે
એ, સુજસ સુગંધ વિસ્તાર. જ૦ ॥ ૨ ॥ નરદેવ સુર-
પદ ભોગવીએ, તે થયો અશોક નરિંદ, જ૦; રોહિણી
રાણી તેહની એ, દોયને તપ સુખ કંદ. જ૦ ॥ ૩ ॥

દુરભિગંધા કામિની એ, ગુરૂ ઉપદેશ સુણંત, જં૦; રોહિણી તપ કરી દુઃખ હરીએ, રોહિણી ભવ સુખવંત, જં૦ ॥ ૪ ॥ પ્રથમ પારણા દિન ઋષભનો એ, રોહિણી નક્ષત્ર વાસા જં૦; દ્વિવિધે કરી તપ ઉચ્ચરો એ, સાત વરસ સાત માસ, જં૦ ॥ ૫ ॥ કરો ઉજમણું પૂર્ણ તપે એ, અશોક તરૂ તળે ઠાય, જં૦; બિંબ રયણ વાસુ-પૂજ્યનું એ, અશોક રોહિણી સમુદાય, જં૦ ॥ ૬ ॥ એકસો એક મોદક ભલા એ, રૂપા નાણું સમેત, જં૦; સાત સત્તાવીશ કીજીએ એ, વેશ સંઘભક્તિ હેત, જં૦ ॥ ૭ ॥ આઠ પુત્ર ચારે સુતા એ, રોગ સોગ નવિ દીઠ, જં૦; પ્રભુ હાથે સંજમ લહ્યો એ, દંપતી કેવળ દીઠ, જં૦ ॥ ૮ ॥ કાંતિ રોહિણીપતિ જીસી એ, રોહિણી સુત સમરૂપ, જં૦; એ તપ સુખસંપત્તિ દીએ એ, વિજયલક્ષ્મી સૂરિ ભુપ, જં૦ ॥ ૯ ॥

## રોહિણીની સઝાય ૨ જી.

વંદો હઈડે હર્ષ ધરેવી, રોહિંણી નામે વિદ્યા દેવી; દેવી સોળમાંહી મુખ્ય કહીજે, તસ તપ કરી માનુભવ ફળ લીજે, સાંભળો સસનેહી ભવિયાં, સાંભળો ગુણગેહા ॥ ૧ ॥ રોહિણીનો કીજે ઉપવાસ, પૂજો શ્રી વાસૂ-પૂજ્ય ઉલ્લાસ; અષ્ટ પ્રકારી પૂજા રચાવો, શ્રી વાસૂપૂજ્ય

જિન હૈડે ધ્યાવો, સાં૦ ॥ ૨ ॥ દાન ઘણાં બહુમાન દીજે, રોહિણી ચરિત્ર હૃદયે ભાવીજે; સિદ્ધમતીએ ભશ સૂખ ટાલ્યું, કડવું તું બડું મુનિને વહોરાવ્યું, સાં૦ ॥૩॥ ભર્તારે પણ ઘરથી કાઢી, બહુલા ભવ દુઃખ પામી ગાઢી; વળી દુર્ગંધા થઇ દુઃખખાણી, મળીઆ મુનિવર નિર્મળ નાણી, સાં૦ ॥ ૪ ॥ મુનિદાનાદિ ચરીત્ર વખાણી, કહે મુનિવર એમ કરૂણા આણી; સાત વરસ ને સાતજ માસ, રોહિણી તપ કરજે ઉલ્લાસ, સાં૦ ॥ ૫ ॥ મુનિવચને એ તપ આરાધ્યા, જગ જસ મહિમા પડહો વાગ્યો; થઇ નૃપપુત્રી રોહિણી નામે, ભોગ ભલા મન ગમતા પામે, સાં૦ ॥ ૬ ॥ પિયર સાસરે થઇ માનીતી, ગહગહે રોહિણી જગત વદીતી; સાત પુત્ર ને પુત્રી ચાર, પામી રોહિણી અતિ મનોહાર, સાં૦ ॥ ૭ ॥ તપ ઉજમણું વિધિ વિસ્તારે, અશોક વૃક્ષ ને કળશ ચઢાવે, વાસૂપૂજ્ય જિન દીક્ષા દીધી, અંતે અનશન કરીને સિદ્ધી, સાં૦ ॥ ૮ ॥ એમ બહુલા સૂખ રોહિણી પાવે, રોહિણી દેવી તપ પ્રભાવે; વિમળવિજય ઉપાધ્યાય શિષ્ય, રામવિજય કહે સયલ જગીશ, સાં૦ ॥ ૯ ॥

# રોહિણીની સઝાય ૩ જી.

( મનમોહનં સ્વામી. એ દેશી. )

શ્રી વાસુપૂજ્યને નમી સ્વામી, કહું રોહિણી તપ સુખકામી હો, ધર્મીજન સુણજો; તપ કરંતાં સવિ દુઃખ જાય, તપ કરંતાં રોગ ન થાય હો, ધ૦ ॥૧॥ ઇંદ્રિયના વિષયની વાણી, તપ કર્મ પીલણની ઘાણી હો; ધ૦ તપ કરંતાં નિર્મળ પ્રાણી, આત્મા હોય કેવળ નાણી હો, ધ૦ ॥ ૨ ॥ તપ કરંતા આતમ રાયા, પાયક થઇ રહે સવિ રાયા, ધ૦; રોગે રહિત હોયે કાયા, સુરાસુર સેવે પાયા હો, ધ૦ ॥ ૩ ॥ ધીરજવંત જે ધર્મકારી, રહ્યા કાયાની માયા નિવારી હો, ધ૦; જેને મંગળમાળા થનારી, તે તપ કરે નિરધારી હો, ધ૦ ॥ ૪ ॥ એ તપ રોહિણીનો છે વારૂ, ધર્મી જન કરે ચિત્ત ચારૂ હો, ધ૦; સાત વરસ ઉપર સાત માસ, કરે કર્મ ક્ષયની આશ હો, ધ૦ ॥ ૫ ॥ તપ પૂરે ઉજમણું કીજે, પૂરણ ફળ લાહો લીજે હો, ધ૦; પૂજા કીજે બહુ યુક્તિ, વાસુપૂજયની ભાવે ભક્તિ હો, ધ૦; ॥ ૬ ॥ વાસુપૂજયનું બિંબ ભરાવો, જિનજીનો પ્રાસાદ કરાવો હો, ધ૦; કેશર ચંદન ને આભરણ, નૈવેદ્ય કરો ભવ હરણ હો, ધ૦ ॥ ૭ ॥ સ્વામીવત્સલ કરો બહુ ભક્તિ, પહેરામણી કરો નિજ શક્તિ હો,

ધ૦; દીન દુઃખીઆના દુઃખ કાપો, જાચકને વાંછિત આપો હો, ધ૦ ॥ ૮ ॥ જ્ઞાન લખાવો રે બહુ રંગે, અજ્ઞાન નાસે ગુરૂસંગે હો, ધ૦; ઇત્યાદિક ઉજમણું, કીજે, માનવભવનો લાહો લીજે હો, ધ૦ ॥૯॥ પૂર્વ ભવે એ તપ કીધો, રોહિણી રાણી સુખ લીધો હો, ધ૦; વાસુ-પૂજય સુત બેટી જાણો, વાસુપૂજય ચરિત્ર વખાણોહો, ધ૦ ॥૧૦॥ એ તપ કરશે જે ભવી ભાવે, રોગ સોગાદિક દુઃખ નાવે હો, ધ૦; રૂડી કીર્તિ અનંતી પામી, હોવે અમૃત પદનો સ્વામી હો, ધ૦ ॥ ૧૧ ॥

## શ્રી વર્ધમાન તપની સજાય ૧ લી.

પ્રભુ તુજ શાસન અતિ ભલું, તેમાં ભલું તપ એહરે; સમતા ભાવે સેવતાં, જલદી લહે શિવગેહ રે. પ્રભુ૦ ॥૧॥ ષટ્ રસ તજી ભોજન કરે, વિગય કરે ષટ્ દૂર રે; ખટપટ સઘળી પરિહરી, કર્મ કરે ચકચૂર રે. પ્રભુ૦ ॥ ૨ ॥ પડિક્કમણાં દોય ટંકનાં, પૌષધ વ્રત ઉપ-વાસ રે; નિયમ ચિતારે સર્વદા, જ્ઞાન ધ્યાન સુવિલાસ રે. પ્રભુ૦ ॥ ૩ ॥ દેહને દૂઃખ દેવાથકી, મહા ફળ પ્રભુ ભાખે રે; ખડ્ગ ધારા એ વ્રત સહી, આગમ અંતગડ સાખે રે. પ્રભુ૦ ॥ ૪ ॥ ચૌદ વર્ષ સાધિક હોવે, એ તપનું પરિમાણ રે; દેહના દંડ દૂરે કરે, તપ ચિંતામણી

જાણ રે. પ્રભુ૦ ॥ ૫ ॥ સુલભ બોધિ જીવને, એ તપ ઉદયે આવે રે; શાસન સુર સાંનિધ્ય કરે, ધર્મરત્ન પદ પાવે રે. પ્રભુ૦ ॥ ૬ ॥

## શ્રી વર્ધમાન તપ સઝાય. ૨ જી

પ્રીતમ સેંતી વિનવે, પ્રમદા ગુણ ની ખાણ, મેરે લાલ; અવસર આવ્યો સાહિબા, કરશું તપ વર્ધમાન, મેરે લાલ, આંબિલ તપ મહિમા સુણો. ॥ ૧ ॥ બહોત ગઇ થોડી રહી, કીધા બહુલા સ્વાદ મેરે લાલ; પિંડ પોષીઓ લાલચે, હવે છોડો ઉન્માદ, મેરે૦ આં૦ ॥૨॥ સાડી ત્રણ ક્રોડ રોમ છે, પોણા બે બે રોગ, મે૦; દેહના દંડ છે એટલા, દૂર કરો સબ રોગ, મે૦ આં૦ ॥ ૩ ॥ ષટ કોટિની ઉપરે, સાડા બાર લાખ પ્રમાણ, મે૦: આંબિલ તીવ્ર હુતાશને, કાયા કંચન વાન- મે૦ આં૦ ॥૪॥ સવા ચાદ વરસ લગે, એકાદિ શત માન, મે; ખડ્ગ ધારા વ્રત પાળશું, ધરશું જિનવર આણ, મે૦ આં૦ ॥ ૫ ॥ નાણ મંડાવી ભાવશું, સામી સામણ સાથ, મે૦; ઉજમણાં કરવાં ભલાં, પૂજશું ત્રિભુવન નાથ, મે૦ આં૦ ॥ ૬ ॥ નિયાણું કરશું નહીં, સમતા ભાવ ઉદાર મે૦; ધર્મરત્ન આરાધવા, અમૃત કૃપા વિચાર. મે૦ આં ॥ ૭ ॥

## શ્રી વર્ધમાન તપની સઝાય, ૩ જી,

જિમ જિમ એ તપ કીજીએ રે, તિમ તિમ પાપ પલાય સલુણા; આળસ તજી ઉદ્યમ કરે રે, ઉપાદાન શુદ્ધ થાય સલુણા; વર્ધમાન તપ કીજીએ રે, લીજીએ નરભવ લાભ સલુણા. ॥૧॥ એકેકું વધતાં થકાં રે, સો આંબિલ સમુદાય. સ૦; સો ઉપવાસ સંખ્યા થશેરે, પાતક દૂર પલાય, સ૦ વર્ધ૦ ॥ ૨ ॥ ચૌદ વર્ષ ત્રણ માસને રે વીશ દિવસ હિતકાર, સ૦; પાંચ હજાર પચાસ છે રે, સર્વ દિવસ તપ ધાર, સ૦ વ૦ ॥ ૩ ॥ નમો તવસ્સ પદ જાપનું રે, હોય હજાર પ્રમાણ, સ૦; બાર લોગસ્સ કાઉસ્સગ કરો રે, યથાશક્તિ અનુમાન. સ૦ વ૦ ॥ ૪ ॥ વિધિપૂર્વક આરાધવા રે, ઊજમણે ફળ જોય, સ૦; સુલભ બોધિ જીવને રે, ધર્મરત્ન શિવ હેય ।સ૦ વ૦ ॥ ૫ ॥

## શ્રી વર્ધમાન તપની સઝાય ૪ થી.

(મોરા સાહિબ હો શીતળનાથકેઅરજ સુણોને માહરિ. એ દેશી.)

મોરા ચેતન હો કહું અનુભવ વાત કે, સાંભળ સ્થિર થઇ મિત્ર તું; જિમ પામ હો તું શિવસુખ સાર કે, ક્ષણમાં હોય પવિત્ર તું. ॥ ૧ ॥ તપ આંબિલ હે કરજે વર્ધમાન કે, વિઘ્ન વિદારણ કેશરિ; અષ્ટ સિદ્ધિ

હો અણિમાદિક થાય કે, પ્રગટે ઋદ્ધિ પરમેશ્વરા. ॥૨॥ ભય સાને હો તસ દૂર પલાય કે, આંબિલે બળી નહીં દ્વારિકા; દેવ સાંનિધ્ય હો કરે હરે સહુ કષ્ટ કે, મંત્ર તંત્ર ફળકારકા ॥ ૩ ॥ મયણાસુંદરી હો શ્રીપાળ નરેશ કે, એ તપથી સુખીઆં થયાં; કેઇ સેવ્યો હો એ તપ સુરવૃક્ષ કે, ભુક્તિ મુક્તિ પદવી લહ્યાં ॥ ૪ ॥ નવકારશી હો તોડે એકસો વર્ષ કે નરકાયુ સુરનું કરે; તેમ પોરસી હો વર્ષ એક હજાર કે, અયુત સાઢ પોરસી હરે, ॥ ૫ ॥ એક લાખ હો પુરિમઢ હરંત કે, એકાશન દશ લાખનું, નીવી કરતાં હો ક્રોડ એક કપાય કે, એકલઠાણ દશ ક્રોડનું. ॥ ૬ ॥ કાપે સો ક્રોડ હો વર્ષ એકલ ધત્તિ કે, હજાર ક્રોડ વર્ષ આંબિલે; ઉપવાસે હો દશ સહસ્ર ક્રોડ કે, નરક આયુષ તું કાપી લે. ॥ ૭ ॥ એ વ્યાખ્યા હો મધ્યમ ફળ જાણ કે, કેવળ લહે ઉત્કૃષ્ટથી; દશ ધારો હો એ અસિ સૂર્યહાસ કે, મુષ્ટિજ્ઞાને ગ્રહો મુષ્ટિથી. ॥ ૮ ॥ નમો તવસ્સ હો ગણો દોય હજાર કે, ખમાસમણાં બાર છે; ગણો લોગસ્સ હો બાર કાઉસગ્ગ રૂપકે, સાચો કર્મ કુઠાર છે, ॥ ૯ ॥ યથાશક્તિ હો કરો તપ અનુકુળ કે, સંજમશ્રેણિ આદરો; તપ તપો હો વર્ધમાન પરણામ કે, ધર્મરત્ન પદ અનુસરો. ॥ ૧૦ ॥

## શ્રી વીશ સ્થાનકની સઝાય.

( શ્રી સીમંધર સાહિબ આગે. એ દેશી. )

અરિહંત પહેલે સ્થાને ગણીએ, બીજે પદ સિદ્ધાણું; ત્રીજે પ્રવચન આચાર્ય ચોથે, પાંચમે પદ થેરાણં રે. ॥ ૧ ॥ ભવીઆં વીશસ્થાનક તપ કીજે, ઓળી વીશ કરીજે રે, ભ૦ ગુણણુ એહ ગણી જે રે, ભ૦, જિમ જિન પદ પામીજે રે, ભ૦ નરભવ લાહો લીજે રે, ભ૦ એ આંકણી. ઉપાધ્યાય છઠ્ઠે સ૦૧ સાહૂણં, સાતમે આઠમે નાણ; નવમે દર્શન દશમે વિણયસ્સ, ચારિત્ર અગ્યારમે જાણ રે, ભ૦ ॥ ૨ ॥ બારમે બ્રહ્મવ્રત ધારીણં, તેરમે કીરીયાણં; ચોદમે તપ પંદરમે ગોયમં, સોલસમે નમો જિણાણં રે, ભ૦ ॥ ૩ ॥ ચારિત્તસ્સ સત્તરમે જપીએ, અઠ્ઠારસમે નાણસ્સ; ઓગણીશમે નમો સુયસ્સ સંભારો, વીશમે નમો તિત્થસ્સ રે, ભ૦ ॥ ૪ ॥ એકાસણાદિ તપ દેવવંદન, ગુણણું હોય હજાર; સત્યવિજય બુધ શિષ્ય સુદર્શન, જંપે એહ વિચાર રે, ભ૦ ॥ ૫ ॥

## શ્રી નવપદની સજાય ૧ લી.

ગોયમ નાણી હોકે, કહે સુણો પ્રાણી મારા લાલ,
જિનવર વાણી હોકે, હઇડે આણી મારા લાલ;

આસો માસે હોકે, ગુરૂની પાસે મારા લાલ,
નવપદ ધ્યાસે હોકે, અંગ ઉલ્લાસે મારા લાલ. ૧
આંબિલ કીજે હોકે, જિન પૂજીજે મા૦,
જાપ જપીજે હોકે, દેવ વાંદીજે મા૦;
ભાવના ભાવો હોકે, સિદ્ધચક્ર ધ્યાવો મા૦,
જિન ગુણ ગાવો હોકે, શિવસુખ પાવો મા૦. ૨
શ્રી શ્રીપાળે હોકે, મયણા બાળે મા૦,
ધ્યાન રસાળે હોકે, રોગજ ટાળે મા૦;
સિદ્ધચક્ર ધ્યાવો હોકે, રોગ ગમાયો મા૦,
મંત્ર આરાધ્યો હોકે, નવપદ પાયો મા૦. ૩
ભામિની ભોળી હોકે, પહેરી પટોળી મા૦,
સહિયર ટોળી હોકે, કુંકુમ ઘોળી મા૦;
થાળ કચોળી હોકે, જિનઘર ખોલી મા૦;
પૂજી પ્રણમી હોકે, કીજે ઓળી મા૦. ૪
ચૈત્રે આસો હોકે, મનને ઉલ્લાસે મા૦,
નવપદ ધ્યાશે હોકે, શિવસુખ પાશે મા૦;
ઉત્તમ સાગર હોકે, પંડિત રાયા મા૦,
સેવક કાંતે હોકે, બહુ સુખ પાયા મા૦. ૫

## શ્રી નવપદની સજાય ૨ જી.

નવપદ મહિમા સાર, સાંભળજો નર નાર, આ છે

કાલ, હેજ ધરી આરાધીએજી; તો પામો ભવ પાર, પુત્ર કલત્ર પરિવાર, આ છે૦, નવ દિન મંત્ર આરાધીએજી. ॥ ૧ ॥ એ આંકણી. આસો માસ સુવિચાર, નવ આંબિલ નિરધાર, આ છે૦, વિધિશું જિનવર પુજીએજી; અરિહંત સિદ્ધ પદ સાર, ગણણું તેર હજાર આ છે૦, નવ પદ મહિમા કીજીએજી. ॥ ૨ ॥ મયણા સુંદરી શ્રીપાળે, આરાધ્યો તત્કાળ. આ છે૦ ફળદાયક તેહને થયોજી, કંચન વરણી કાય, દેહડી તેહની થાય, આ છે૦, શ્રી સિદ્ધચક્ર મહિમા કહ્યો જી. ॥ ૩ ॥ સાંભળી સહુ નર નાર, આરાધ્યો નવકાર, આ છે૦, હેજ ધરી હેડે ઘણું જી, ચૈત્ર માસ વળી એહ, નવપદ શું ધરો નેહ, આ છે૦, પૂજ્યો દે શિવસુખ ઘણું જી. ॥૪॥ એણી પરે ગૌતમ સ્વામ, નવ નિધિ જેહને નામ, આ છે૦, નવપદ મહિમા વખાણીએ જી: ઉત્તમ સાગર શિષ્ય, પ્રણમે તે નિશદીશ, આ છે૦, નવપદ મહિમા જાણીએ જી ॥૫॥

## શ્રી નવપદની સઝાય ૩ જી,

( કીસકે ચેલે કીસકે પુત. એ દેશી. )

સેવોરે ભવિ ભાવે નવકાર, જપે શ્રી ગૌતમ ગણધાર, ભવિ સાંભળો, હાંરે સંપદ થાય ભ૦, હાંરે સંકટ જાય ભ૦, આસો ને ચૈત્ર હરખ અપાર, ગણણું કીજે તેર હજાર. ભ૦ ॥ ૧ ॥ ચાર વર્ષ ને વળી ખટ

માસ, ધ્યાન ધરો ભવી ધરી વિશ્વાસ, ભ૦; ધ્યાયો રે મયણાસુંદરી શ્રીપાળ, તેહનો રોગ ગયો તત્કાળ: ભ૦ ॥ ૨ ॥ અષ્ટ કમળ દળ પૂજા રસાળ, કરી ન્હવણ છાંટ્યું તત્કાળ, ભ૦; સાતસો મહીપતિ તેહને રે ધ્યાન, દેહડી પામ્યા કંચનવાન. ભ૦ ॥ ૩ ॥ મહિમા કહેતાં નાવે પાર, સમરો તિણે કારણ નવકાર, ભ૦; ઇહ ભવ પર ભવ દીએ સુખવાસ, પામે લચ્છી લીલવિલાસ. ભ૦ ॥ ૪ ॥ જાણી પ્રાણી લાભ અનંત, સેવો સુખદાયક એ મંત્ર, ભ૦; ઉત્તમ સાગર પંડિત શિષ્ય, સેવે કાંતિસાગર નિશદીશ. ભ૦ ॥ ૫ ॥

## શ્રી નવપદની સઝાય. ૪ થી.

શ્રી મુનિચંદ્ર મુનીશ્વર વંદીએ, ગુણવંતા ગણધાર, સુજ્ઞાની; દેશના સહસ સુધારસ વરસતા, જિમ પુષ્કર-જળધાર, સુ૦, શ્રી૦ ॥ ૧ ॥ અતિશય જ્ઞાની પર ઉપકારીઆ, સંયમ શુદ્ધ આચાર, સુ૦; શ્રી શ્રીપાળ ભણી જાપ આપીઓ, કરી સિદ્ધચક્ર ઉદ્ધાર, સુ૦, શ્રી૦ ॥ ૨ ॥ આંબિલ તપ વિધિ શીખી આરાધીયો, પડિક્કમણાં દોય વાર, સુ૦; અરિહંતાદિક પદ એક એકનો, ગણણું દોય હજાર, સુ૦, શ્રી૦ ॥ ૩ ॥ પડિલેહણ દોય ટંકની આદરે, જિનપૂજા ત્રણ કાળ, સુ૦; બ્રહ્મચારી

વળી ભોંય સંથારે, વચન ન આળ પંપાળ, સુ૦, શ્રી૦ ॥ ૪ ॥ મન એકાગ્ર કરી આંબિલ કરે, આસો ચૈતર માસ, સુ૦; શુદ્ધિ સાતમથી નવ દિન કીજીએ, પૂનમે ઓચ્છવ ખાસ, સુ૦, શ્રી૦ ॥ ૫ ॥ એમ નવ ઓળી એકાશી આંબિલે, પૂરી પૂરણ હર્ષ, સુ૦; ઉજમણું પણ ઉદ્યમથી કરે, સાડા ચારે રે વર્ષ, સુ૦, શ્રી૦ ॥ ૬ ॥ એ આરાધનથી સુખસંપદા, જગમાં કીર્તિ રે થાય, સુ૦ રોગ ઉપદ્રવ નાસે એહથી, આપદા દૂરે પલાય, સુ૦, શ્રી૦ ॥ ૭ ॥ સંપદા વાધે અતિ સોહામણી, આણા હોય અખંડ, સુ૦; મંત્ર જંત્ર તંત્ર સોહતો, મહિમા જાસ પ્રચંડ, સુ૦, શ્રી૦ ॥ ૮ ॥ ચક્રેશ્વરી જેહની સેવા કરે, વિમલેશ્વર વળી દેવ, સુ૦; મન અભિલાષ પૂરે સવિ તેહના, જે કરે નવપદ સેવ, સુ૦, શ્રી૦ ॥૯॥ શ્રીપાળે તેણી પરે આરાધીઓ, દૂર ગયો તસ રોગ, સુ૦; રાજઋદ્ધિ દિન દિન પ્રત્યે વાધતો, મનવંછિત લહ્યો ભોગ, સુ૦, શ્રી૦ ॥ ૧૦ ॥ અનુક્રમે નવમે ભવ સિદ્ધિ વર્યા, સિધચક્ર સુપસાય, સુ૦; એણીપરે જે નિત્ય નિત્ય આરાધશે, તસ જસ વાદ ગવાય, સુ૦, શ્રી૦ ॥ ૧૧ ॥ સંસારિક સુખ વિલસી અનુક્રમે, કરીએ કર્મનો અંત, સુ૦; ઘાતી અઘાતી ક્ષય કરી ભોગવો, શાશ્વત સુખ અનંત, સુ૦, શ્રી૦ ॥ ૧૨॥ એમ ઉત્તમ ગુરૂ વચ-

ણ સુણી કરી, પાવન હુવા બહુ જીવ, સુ૦; પદ્મવિજય કહે એ સુરતરૂ સમો, આપે સુખ સદૈવ, સુ, શ્રી૦ ॥ ૧૩ ॥

## ચરણ સિત્તરી કરણ સિત્તરીની સઝાય.

પંચ મહાવ્રત દશ વિધ યતિ ધર્મ, સત્તર સંજમ ભેદ પાળે જી; વૈયાવૃત્ય દશ નવવિધ બ્રહ્મચર્ય, વાડ ભલી અજવાળે જી. ॥ ૧ ॥ જ્ઞાનાદિક ત્રણ બારે ભેદે, તપ કરી જેહ નિદાન જી; ક્રોધાદિક ચારનો નિગ્રહ, એ ચરણ સિત્તરી માન જી. ॥૨॥ ચ ઉ વિધ પિંડ વસતિ વસ્ત્ર પાત્ર, નિર્દૂષણ એ લેવે જી; સમિતિ પાંચ વળી પડિમા બારે, ભાવના બારે સેવે જી. ॥ ૩ ॥ પચ્ચીશ પડિલેહણા પણ ઇંદ્રિય, વિષયવિકારને વારો જી, ત્રણ ગુપ્તિ વળી ચાર અભિગ્રહ, દ્રવ્યાદિકથી સંભાળો જી. ॥૪॥ કરણ સિત્તરી ઇણવિધ સેવે, ગુણ અનેક વળી ધારે જી; સંજમી સાધુ તેહને કહીએ, બીજા સવિ નામે ધારી જી. ॥૫॥ એ ગુણ વિણ પ્રવ્રજ્યા બોલી. આજીવિકાને તોલે જી; તે ષટ કાય અસંજમી જાણો, ધર્મદાસ ગણી બોલે જી ॥૬॥ જ્ઞાનવિમળ ગુરૂ આણા ધરીને, સંજમ શુદ્ધ આરાધે જી; જિમ અનુપમ શિવ સુખ સાધે, જગમાં સુજસ તે વાધે જી. ॥ ૭ ॥

# સુડતાળીશ દોષ નિવારક સઝાય.

( સલુણાની દેશી. )

દોષ આહારના સાંભળો રે, મુનિ ટાળે જેહ નામ, સલુણા; આધાકર્માદિક કહ્યા રે, પૃથક્ પૃથક્ તેહ જાણ, સ૦. ॥ ૧ ॥ આરંભ કરી ષટ્ કાયનો રે, મુનિ અર્થે નિપજાય, સ૦; આધાકર્મી તે કહ્યો રે, મુનિ ત્રિવિધે નહીં ખાય, સ૦. ॥ ૨ ॥ નામ લેઇને જે કીઓ રે, તે ઉદ્દેશક આહાર, સ૦ ; શુદ્ધાશુદ્ધ મિલાયકેરે, પૂતિ કર્મ તે વાર. સ૦. ॥ ૩ ॥ ગૃહીયતિ અર્થે નીપજ્યો યે, મિશ્ર દોષ તે જાણ, સ૦. સાધુ અર્થે સ્થાપીયો રે, ઠવણા દોષ તે જાણ, ॥ ૪ ॥ આઘા પાછા પ્રાહુણા રે, કરતાં પ્રાભૃત હોય, સ૦; પ્રકાશ કરી અંધારમાં રે, પ્રાદુષ્કૃત તે જોય, સ૦. ॥ ૫ ॥ મૂલ્ય લઇ દીએ સાધુને રે, વળી ઉધારે આણ, સ૦, અદલ બદલ કરી જે દીએ રે, તે અકલ્પિત જાણ, સ૦. ॥ ૬ ॥ સન્મુખ આણ્યો નવિ લીએ રે, મુદ્રિકા ભેદી દેત, સ૦; મેડી માળને વર્જીએ રે, નિર્બળ એ બળી લેત, સ૦. ॥ ૭ ॥ બે સ્વામીનો આહાર જે રે, એક નિમંત્રે જેહ, સ૦; મુનિ આગમન જાણકે રે, હાંડી પૂરત તેહ. સ૦. ॥ ૮ ॥ સોળે ઉદ્ગમ દોષ એ રે, ગૃહી હાથે જે હોય, સ૦; ઉત્પાદના સોળ વળી રે, વર્જે તે

મુનિ સોય. સ૦ ॥ ૯ ॥ બાળકને રમાડકેરે, દૂતિ કર્મ બળિ હેત, સ૦; જ્યોતિષ નવી પ્રકાશીએ રે, જાતિ જણાવી ન લેત. સ૦ ॥ ૧૦ ॥ દીનપણે નવિ લીજીએ રે, વદંક નવિ કરંત, સ૦; ક્રોધ માન માયા કરી રે, લોભ વળી તેમ હરંત. સ૦ ॥ ૧૧ ॥ પૂરવ પચ્છા સંસ્તવો રે, જ્ઞાન ભણાવી ન લેત, સ૦; મંત્ર ચુર્ણ વળી વર્જવા રે, જોગ મીલાઇ પાંદલેપ. સ૦ ॥ ૧૨ ॥ મુળ કર્મ ગર્ભપાતને રે, એ સોળે ઉત્પાદ, સ૦; શંકા ઉપજે આહારમાં રે, ખરડત સૂચિત હાથ. સ૦ ॥ ૧૩ ॥ સચિત્ત વસ્તુ પર મૂકીનેરે. વળી સચિત્ત ઢાંક, સ૦; બીજે હામે સંહારકે રે, અંધ પ્રમુખ જે દેય. સ૦ ॥ ૧૪ ॥ સચિત્તાચિત્ત જે એકઠો રે, ને આહાર ન લેય, સ૦: શસ્ત્ર નહીં જે પરગમ્યો રે, ભુમિ લિંપ તત્કાળ. સ૦ ॥ ૧૫ ॥ નીચે નાંખતો જે દીએ રે, તે આહાર ન લેત, સ૦; સાધારણ દશ દોષ એ રે, સર્વ બેંતાળીશ ચેત, સ૦ ॥ ૧૬ ॥ દોષ વળી પાંચ જાણજો રે, માંડલિના જે હોય, સ૦; સંજોગ મીલા કર ખાવતો રે, અપ્રમાણ વળી જોય. સ૦ ॥ ૧૭ ॥ શ્લાઘા નિંદા કરી ખાવતો રે. કારણ વિણ આહાર કરંત, સ૦; એ સુડતાળીશ દોષ છે રે. જે શુદ્ધ પંથ મુનિ ચરંત. સ૦ ॥ ૧૮ ॥ સંવત ઓગણીશ સેય ભલો રે, ઉપર તેરહ

વર્ષ, સ૦; ફાગણ શુદિ દ્વિતીયા દિને રે, મુજ મનમેં બહુ હર્ષ, સ૦ ॥ ૧૯ ॥

ફળશ

એ દોષ સુડતાળીશ નિરખતં, ટાળતા જે મુનિવરા, સુગુણ સંચતં પાપ વંચત, ખપ શુદ્ધ પિંડ જે કરા; વ્રતરાજ મુનિવર પેખ હરખીત, દધિખંડિત નિશાકરા, એ દોષ વર્જિત સિદ્ધ ગર્જિત, સંયમે વૃદ્ધિકરા. ૨૦

## વિનયની સઝાય

વિનય કરો ચેલા ગુરૂતણો, જિમ લહો સુખ અપારો રે; વિનય થકી વિદ્યા ભણો, તપ જપ સૂત્ર આચારો રે વિ૦ ॥૧॥ ગુરૂ વચન નવિ લોપીએ, નવિ કરીએ વચન વિઘાતો રે; ઉંચે આસન નવિ બેસીએ, વચ્ચે વચ્ચે નવિ કરીએ વાતો રે, વિ૦ ॥ ૨ ॥ ગુરૂ આગળ નવિ ચાલીએ, નવિ રહીએ પાછળ દૂર રે; બરોબર ઉભા નવિ રહીએ. ગુરૂને શાતા દીજે ભરપૂર રે, વિ૦ ॥૩॥ વસ્ત્ર પાત્ર નિત્ય ગુરૂતણાં, પડિલેહીએ દોય વારો રે; આસન બેસણ પુંજીએ, પાથરીએ સુખકારોરે, વિ૦ ॥૪॥ અશન વસનાદિ સુખ દીએ, ગુરૂ આણાએ મુખ નિરખો રે; વિબુધવિમળ સૂરિ ઇમ કહે, શિષ્ય થાયે ગુરૂની સરખો રે, વિ૦ ॥૫॥

# પંચ મહાવ્રતની પચીશ ભાવનાની સઝાય.

## ૧ પહેલા મહાવ્રતની સઝાય.

મહાવ્રત પહેલું રે મુનિવર મન ધરો, એમ જંપે શ્રીવીરોજી; ત્રિવિધ ત્રિવિધશું રે હિંસા પરિહરો, તો પામો ભવપારોજી. મહા૦ ॥ ૧ ॥ ભાવના પાંચ છે તેહની, જે કહી પહેલે અંગેજી; તે ભાવંતાં રે મુનિવર જાણીએ, ચારિત્ર અધિકે રંગેજી. મહા૦ ॥ ૨ ॥ ઇર્યા-સમિતિ રે જોઇને ચાલવું, ધુંસરા પ્રમાણે તેહોજી; પ્રાણીનો વધ મનશું ન ચિંતવે, બીજી ભાવના એ-હોજી, મ૦ ॥ ૩ ॥ વચન સાવદ્ય રે નવિ બોલે કહે, જેહથી હોય જીવઘાતોજી; ત્રીજી ભાવના એણીપરે ભાવતાં, જગમાં હોવે વિખ્યાતોજી. મ૦ ॥ ૪ ॥ પુંજી લેતાં રે પુંજી મૂકતાં, વસ્ત્ર પાત્ર પ્રમુખોજી; આદાનનિ-ક્ષેપ એ ચોથી કહી, ટાળે ભવતાં દુઃખોજી. મ૦ ॥ ૫ ॥ અન્નપાન અજવાળે વાવરે, ભાજન મોટે જોયજી; પંચમી ભાવના એણીપરે ભાવતાં, શિવપંથગામી હોયજી. મ૦ ॥૬॥ એહ ભાવના જેહને મન વશી, મહા-વ્રત સ્થાનક ત્યાંહોજી; શ્રીગુરૂ ખીમાવિજય પ્રસાદથી, જસ વાધે જગમાંહોજી. મ૦ ॥ ૭ ॥

## ૨ બીજા મહાવ્રતની સઝાય.

મહાવ્રત બીજું આદરો મુનિરાયારે, જંપે શ્રી વર્ધમાન ભવ દુઃખ જાયરે; અલિક વચન નવિ બોલવું મુ૦, છાંડો મૃષાવાદ, મન વચ કાયારે. ॥૩॥ ભાવના પંચ છે તેહની મુ૦, જુઓ હૃદય મોઝાર જેમ સુખ થાયરે; અણવિચાર્યું ન બોલવું મુ૦, મૃષા ભાષા હોય દુઃખ ઉપાયરે. ॥ ૨ ॥ ક્રોધે કરીને બોલતાં મુ૦; વ્રતને લાગે દોષ પાપ પોષ થાયરે; લોભે જુઠું બોલતાં મુ૦, ધર્મની થાયે હાણ કીર્તિ જાયરે. ॥ ૩ ॥ ભય મનમાં આણી કરી મુ૦, જુઠ ન બોલો કોય દુર્ગતિ જાયરે; હાંસી ફરસી જાણીએ મુ૦, ટાળો તેહનો દોષ વ્રત ન પલાયરે, ॥ ૪ ॥ એણી પેરે ભાવના ભાવતો મુ૦, પામે ભવનો પાર વંદુ પાયારે; શ્રીગુરૂ ખીમાવિજયતણો મુ૦, મહિમાં મહિમા સાર જગ જસ ગાયારે. ॥ ૫ ॥

---

## ૩ ત્રીજા મહાવ્રતની સજાય.

મહાવ્રત ત્રીજું મુનિતણું રે હાં, જંપે શ્રીજિન-રાય, મુનિવર સાંભળો; અદત્ત વસ્તુ લેવી નહી રે હાં; જેથી વિણસે કાજ. મુ૦ ॥૧॥ ભાવના પંચ છે તેહની રે હાં, ભાવો મન ધરી પ્રેમ, મૂ૦; પહેલા અંગથી જા-

લીએ રે હાં, જેમ હોય વ્રતને ક્ષેમ, મુ૦ ॥ ૨॥ નિર્દોષ વસ્તુ જાચવી રે હાં, જિમ ન હોય જિનઅદત્ત, મુ૦; ગુરૂની આજ્ઞાએ વાવરે રે હાં, આહાર પાણી એક ચિત્ત, મુ૦ ॥ ૩ ॥ એહવા અભિગ્રહમા રહે રે હા, જાચે ફરી વાર વાર, મુ૦; સ્વામીઅદત્ત લાગે નહીં રે હાં, વાધે દિલ ઉદાર, મુ૦; ॥૪॥ સાધર્મીકનો તિમ વળી રે હાં, અવગ્રહ માગે એહ, મુ૦; અપ્રીતિ કારણ નવિ હોવે રે હાં, અદત્ત ન લાગે તેહ, મુ૦; ॥ ૫ ॥ વ્રતતરૂને સિં-ચવા રે હાં, ભાવના છે જળધાર, મુ૦; સમકિત સુરતરૂ મહમહે રે હાં, શિવપદ ફળ મનોહાર, મુ૦ ॥૬॥ એણી વિધ શું આરાધતાં રે હાં, હોયે કર્મનો નાશ, મુ૦; શ્રીગુરૂ ખીમાવિજય સેવતાં રે હાં, જસની પહોંચે આશ, મુ૦ ૭

## ૪ ચોથા મહાવ્રતની સઝાય.

( પૂછે શ્રેણિકરાય—એ દેશી )

મહાવ્રત ચોથું મન ધરો, ભાખે શ્રી વર્ધમાન રે, મુનિવર દિલ ધરો; નવવિધ વિશુદ્ધે પાળતાં, લહીએ વંછિત સ્થાન રે, મુ૦ ॥ ૧ ॥ ભાવના પંચ છે તેહની, ભાવો એકાગ્ર ચિત્ત રે, મુ૦; પહેલા અંગથકી કહી, આણી મનમાં હિત રે, મુ૦ ॥૨॥ સ્ત્રીકથા કહેવી નહીં, પહેલી ભાવના એહ રે, મુ૦; મન વિકાર ન ઉપજે, વાધે વ્રત ગુણગેહ રે, મુ૦ ॥ ૩ ॥ સરાગ દૃષ્ટિ જેવે

નહીં, સ્ત્રીનાં અંગ ઉપાંગ રે, મુ૦; બીજી ભાવના એ કહી, કરે વ્રત શુદ્ધ જેમ ગંગ રે. મુ૦ ॥૪॥ પૂર્વ ક્રીડા કહેવી નહીં, જેથી વિહ્વળ ચિત્ત રે, મુ૦; ત્રીજી ભાવના જાણવી, જિનશાસનની રીત રે. મુ૦ ॥૫॥ અતિ માત્રાએ ન વાવરે, આહાર પાણી જે સરસ રે, મુ૦; ચોથી ભાવના ભાવતો, કરે વિષય ગુણ નીરસ રે, મુ૦ ॥૬॥ સ્ત્રી પશુ પંડક રહિત વળી, વસે વસતિ જોય રે, મુ૦; પંચમી ભાવના ભાવતાં, ચારિત્ર નિર્મળ હોય રે, મુ૦ ॥ ૭ ॥ ક્ષમા ગુણે કરી શોભતું, શ્રી-ગુરૂ ક્ષમાવિજય નામ રે, મુ૦; તાસ ચરણ નિત્ય સેવતાં, લહીએ જસ બહુ માન રે. મુ૦ ॥ ૮ ॥

## ૫ પાંચમા મહાવ્રતની સઝાય.

( સીતા રૂપે રૂયડી. એ દેશી )

હવે મહાવ્રત પંચમું કહીએ, જેહથી ભવપાર લહીએ હો, મુનિવર સોભાગી; સાંભળો કહે જિનવર વાણી, ભાવના પંચ છે તસ જાણી હો, મુ૦॥૧॥ શ્રોત્રેંદ્રિય વિષય ન ગ્રહવો, સુરભિ દુરભિ સમ સહેવો હો, મુ૦; ચક્ષુઇંદ્રિય વિષયમાં ન રાચો, પુદ્‌ગળ દેખી નવિ માચો હો, મુ૦ ॥ ૨ ॥ રસના રસ વશ નવિ આણો, જિન આણાએ બોલવુ જાણો હો, મુ૦; રસઇંદ્રિય

દ્વેષ નિવારો, ચોથી ભાવનાએ આતમ તારો હો, મુ૦ ॥ ૩ ॥ સ્પર્શેંદ્રિય વિષ વિષય નિરોધ, કરે થાયે નિર્મળ બોધ હો, મુ૦; એમ જાણી વિષયને છંડો, પંચમી ભાવનામેં દિલ મંડો હો, મૂ૦ ॥ ૪ ॥ એકેકી ઇંદ્રિય વશ પડીયા, મૃગ અલિ મત્સ્ય પતંગ ગય નડીયા હો, મુ૦; જે પાંચે વશ નવિ રાખે, તેહને દુઃખ જિનવર ભાખે હો, મુ૦ ॥ ૫ ॥ એ ભાવના એમ દિલ ધરતો, દુષ્કૃત કર્મને ક્ષય કરતો હો, મુ૦; શુદ્ધ નિર્મળ જ્ઞાન તે પાવે, આતમને શિવપદ ઠાવે હો, મુ૦ ॥ ૬ ॥ પંચ મહાવ્રતની પચવીશ, ભાવના કહી લવલેશ હો, મુ૦; શ્રી ખીમાવિજય ગુરૂરાયા, જસ વાધે સેવતાં પાયા હો, મુ૦ ॥ ૭ ॥

## દ્વારિકા નગરીની સઝાય.

### દોહા.

દોનુ બંધવ આરડે, દુઃખ ધરતા મનમાંય;<br>
બળતી દેખી દ્વારિકા, કીજે કવણ ઉપાય. ૧.<br>
રત્ન ભીંત સુવર્ણતણી, તેહ બળે તત્કાળ;<br>
સુવર્ણ થંભા કાંગેરા, જાણે બળે પરાળ. ૨.

### ઢાળ ૧ લી.

બળતી દ્વારિકા દેખીને રે, ભાઇ ઘણા થયા દિલગીર; હઇડું તે લાગ્યું ફાટવા રે, ભાઇ નયણે વછુટયાં

નીર રે, માધવ એમ બોલે ॥ ૧ ॥ એ આંકણી. બે બંધવ મળીને તિહાં રે, ભાઇ વાત કરે કરૂણાય; દુઃખ સાલે દ્વારિકાતણું રે, ભાઈ અબ કીજે કવણ ઉપાય રે, મા૦ ॥ ૨ ॥ કયાંરે દ્વારિકાની સાહીબી રે, ભાઇ કિહાં ગજદલનો ઠાઠ; સજ્જનનો મેળો કિહાંરે, ભાઇ ક્ષણમાં હુવા ઘણા ઘાટરે. મા૦ ॥ ૩ ॥ હાથી ઘોડા રથ બળે રે, ભાઇ બેંતાલી બેંતાલી લાખ; અડતાળી ક્રોડ પાળા હુતા રે, ભાઇ ક્ષણમાં હુઇ ગયા રાખ રે, મા૦ ॥ ૪ ॥ હળધરને હરિજી કહે રે, ભાઇ ધિક્ કાયરપણું મોય; નગરી બળે મુજ દેખતાં રે, ભાઇ મુજ જોર ન ચાલે કોય રે, મા૦ ॥ ૫ ॥ નગરી બળે મૂજ દેખતાં રે, ભાઇ રાખી ન શકું રે જેમ; ઇંદ્રધનુષ મેં ચડાવીઉં રે, ભાઇ એ બળ ભાંગ્યું કેમ રે, મા૦ ॥ ૬ ॥ જેણિ દિશે જોતાં તેણિ દિશે રે, ભાઇ સેવક સહસ્ત્ર અનેક; હાથ જોડી ઉભા ખડા રે, આજ ન દીસે એક રે, મા૦ ॥ ૭ ॥ મોટા મોટા રાજવી રે, ભાઇ શરણે રહેતા આય; ઉલટો શરણો તાકીઓ રે: ભાઈ વેરણ વેળા આય રે, મા૦ ॥ ૮ ॥ વાદળ વીજતણી પરે રે, ભાઇ ઋદ્ધિ બદલાયે સોય; ઇણ દોહિલીમેં આપણો રે, ભાઇ સગો ન દીસે કોય રે, મા૦ ॥ ૯ ॥ મહેલ ઉપગરણ આયુધ બળે રે ભાઇ બળે સહુ પરિવાર; આ આપદા પૂરી પડી રે, ભાઈ કીજે કવણ વિચાર રે, મા૦ ॥૧૦॥

વળતાં હળધર ઇમ કહે રે, ભાઇ પ્રગટયાં પૂર્વનાં પાપ; બીજું તો સઘળું રહ્યું રે, ભાઇ માંહિ બળે માય-બાપ રે, મા૦ ॥૧૧॥ દોનું બંધવ માંહે ધસ્યા રે, ભાઇ નગરીમાં ચાલ્યા જાય. રથ જોડી તેણે સમે રે, ભાઇ માંહે ઘાલ્યા માયતાય રે, મા૦ ॥ ૧૨ ॥ દોનુ બંધવ જુતીયા રે, ભાઇ આવ્યા પોળને માંય; દોનુ બંધવ બહાર નીકળ્યા રે, ભાઇ દરવાજો પડીઓ આય રે, મા૦ ॥ ૧૩ ॥ પાછું વાળી જુએ તિહાં રે, ભાઇ ઘણા થયા દિલગીર; છાતી તે લાગી ફાટવા રે, ભાઇ નયણે વછુટયાં નીર રે, મા૦ ॥ ૧૪ ॥ હળધરને હરિજી કહે રે, ભાઇ સાંભળ બંધવ વાત; કિણી દિશિ આપણ જાઇશું રે, ભાઇ તે દિશા મોય બતાય રે, મા૦ ॥૧૫॥ વચન સુણી બાંધવતણાં રે, ભાઇ હળધર બોલે એહ; પાંડવ ભાઇ કુંતાતણા રે; ભાઇ અબ ચાલો તેહને ગેહ રે, મા૦ ॥ ૧૬ ॥ વચણ સુણી હળધરતણાં રે, ભાઇ માધવ બોલે એમ; દેશવટો દેઇ કાઢીઆ રે, ભાઈ તે ઘેર જાવું કેમ રે, મા૦ ॥ ૧૭ ॥ વળતાં હળધર એમ કહે રે, ભાઇ દેખી હોશે દિલગીર; તે કેમ અવગુણ આણશે રે, ભાઇ ગિરૂઆ ગુણ ગંભીર રે, મા૦ ॥૧૮॥ તેં તેહનાં કારજ કીધાં રે, ભાઇ ધાતકીખંડમેં જાય; દ્રૌપદી સોંપી આણીને રે, ભાઇ તે કેમ ભૂલશે ભાય રે, મા૦ ॥ ૧૯ ॥ અહંકારી શિર શેહરો રે, ભાઇ એહવી

સંપદા પાય, તે નર પાળા ચાલીઆ રે, ભાઇ આપદા પડી બહુ આય રે, મા૦ ॥ ૨૦ ॥ પાંડવમથુરા પ્રગટી જિહાં રે, ભાઈ અગ્નિખુણુ સમુદ્ર તીર; તે નગરી ભણી ચાલીઆ રે, ભાઈ બંધવ બેહુ સધીર રે, મા૦ ॥૨૧॥ જે નર શય્યાએ પોઢતા રે, ભાઇ તે નર પાળા હોય; કર જોડી વિનયવિજે એમ ભણે રે, ભાઇ આ ભવ પાર ઉતાર રે, મા૦ ॥ ૨૨ ॥

## શ્રી બળભદ્રની સઝાય.

શા માટે બંધવ મુખથી ન બોલો, નયણે આંસુડાની ધાર, મુરારિ રે; પુણ્ય જોગે દડિયો એક પાણી, જડયો છે જંગલ જોત, મુરારિ રે, શા૦ ॥ ૧ ॥ ત્રિકમ રીસ ચડી છે તુજને, વનમાંહે વનમાળી, મુ૦; વડા વારથી મનાવું છું વહાલા તુને, વચન ન બોલ ફરી વાર, મુ૦ શા૦ ॥ ૨ ॥ નગરી દાઝીને શોધ ન લાગી, મારી વાણી નીસુણી વહાલા, મુ૦; આ વેળામાં લીધા અબોલા, કાનજી કાં થયા કાલા, મુ૦ શા૦ ॥ ૩ ॥ શી શી વાતો કહું શામળીઆ, વિઠ્ઠલજી આ વેળા; મુ૦; શાને કાજે મુજને સંતાપો, હરિ હસી બોલોને હેળા, મુ૦ શા૦ ॥ ૪ ॥ પ્રાણ અમારા જાશે પાણી વિના, અધવડીને અણુ મોલે, મુ૦; આરતી સઘળી જાયે

અળગી, બાંધવ જો તું બોલ, મુ૦ શા૦ ॥ ૫ ॥ કુટુંબ સંહાર થયો માતા પિતા દેવલોકે, વલવલતા વિસ્મિત વાટ મુ૦; સંકટ પડયું સહાય નથી કોઇની, એકલડા નિરાધાર, મુ૦ શા૦ ॥ ૬ ॥ ત્રણ ખંડ નમાવીને વૈર વસાવ્યું, નથી ઉભા રહેવાનું ઠેકાણું, મુ૦; પાંડવને દેશનિકાલો કીધો, નથી કોઇ બાંહે ગ્રહણહાર, મુ૦ શા૦ ॥૭॥ જરકશીના જામા પહેરતા, પીળા પીતાંબર સોહે, મુ૦; મા મુગટથી શિર છત્ર ધરંતા, ચઢતા સ્વારી શ્રીકાર, મુ૦ શા૦ ॥ ૮ ॥ રસવતી રસ ભોજન કરતાં, મુખવાસ મન ગમતાં, મુ૦; ગલવટ ગાદી સુંવાળી ચાદર, પોઢતાં સેજ પલંગ, મુ૦ શા૦ ॥૯॥ ભરી કચેરીમાં જઇ ધસમસતા, કોડી પરિજન સેવા સારે, મુ૦; સોળ હજાર રાણી સાથે સુખ વિલસતા, રૂકમિણી મુખ્ય પટરાણી, મુ૦ શા૦ ॥ ૧૦ ॥ એહવા સંસારમાં લીલા કરતાં, દૈવ દાટ શિર વાળી, મુ૦; માતાપિતાને વિયોગે વિલખિત, પૂરવ કરમ વિપાક, મુ૦ શા૦ ॥૧૧॥ ભૂખ તૃષાની વેદના સહેતાં, એ દુઃખથી સહુ દિલગીર, મુ૦; એક હુંકારે હજારો ઉઠતાં, આજ રહ્યા એકાકાર, મુ૦ શા૦ ॥ ૧૨ ॥ આકુળ વ્યાકુળ ચિત્ત ઉચાટન, શૂરવીરની મત છુટા, મુ૦; બળવંત બળભદ્ર હારણ સાંનિધ્ય, કાંઇ કરે ન કરૂણાય, મુ૦ શા૦ ॥ ૧૩ ॥ જંગલ વાસ વન અટવીમાં ભમતાં, ભ્રાત શાણ-

ચતુર થઇ ચૂકો, મુ૦; મુજ ઉપર શું કોપ કરીને, એક વાર દુઃખ મુકો, મુ૦ શા૦ ॥૧૪॥ ચારે તરફની દિશાએ દેવાણી, દુઃખમાં નથી રહી ખામી, મુ૦; આગળ પથરા પાછળ છે કાંટા, વેળુમાં કરી પથારી, મુ૦ શા૦ ॥૧૫॥ સાંજ વેળા જરાકુમરે ત્યાં આવી, મૃગની ભ્રાંતે બાણ માર્યું, મુ૦; કૃષ્ણ કહે એ કોણ મુજ વેરી, વિણ અપરાધે બાણ માર્યું, મુ૦ શા૦ ॥ ૧૬ ॥ કહે જરાકુમાર હું નહીં તુજ વૈરી, નેમનાં વચન કેમ થાય ખોટાં, મુ૦; કૃષ્ણ કહે આ લ્યો કૌસ્તુભ મણિ, જાઓ પાંડવ ચરણે ધાઇ, મુ૦ શા૦ ॥ ૧૭॥ ધરતીની ધારણા આભના આધારે, પાણી વિના વિલવિલતા, મુ૦; એમ રૂદન કરતા બલભદ્રજી, કૃષ્ણને ખંધે ચઢાવી, મુ૦ શા૦ ॥ ૧૮ ॥ ષટ માસ લગે પાળ્યો છબીલો, હૈયા ઉપર અતિ હેતે, મુ૦! સિંધુતટે સુરને સંકેતે, હરિ દહન કર્મ શુભ રીતે, મુ૦ શા૦ ॥ ૧૯ ॥ સંયમ લઇ ગયા દેવલોકે, કવિ ઉદય રત્ન એમ બોલે, મુ૦; સંસાર-માંહિ બળદેવ મુનિને કોઇ ન આવે તોલે, મુ૦ શા૦ ॥ ૨૦ ॥

## ગર્વની સઝાય.

ગર્વ ન કરશો ગાત્રનો, આખર એ છે અસાર રે; રાખ્યું કેનું રે નવિ રહે, કર્મ ન ફરે કિરતાર રે,

ગ૦ ॥ ૧ ॥ સડણ પડણ વિધ્વંસન, જેહવું માટીનું ભાંડ રે; ક્ષણમાં વાગે રે ખોખરૂં, તે કિમ રહેશે અખંડ રે, ગ૦ ॥ ૨ ॥ મુખને પૂછીને જે જમે, પાન બીડાં ચુંટી ચુંટી બીંટ રે; તે મુખ બંધાણા પાશમાં, કાગ ચરકતા વીટ રે, ગ૦ ॥ ૩ ॥ મુખ મરડે ને મોજો કરે, કામિનીશું કરે કેલ રે; તે જઇ સુતા મસાણમાં, મોહ મમતાને મેલ રે, ગ૦ ॥ ૪ ॥ દિશો દિશિ બોલતાં હેજમાં, નરનારી લખ કોડ રે, તે પરભવે જઈ પોઢીઆં, ધન કણ કંચન છોડ રે, ગ૦ ॥ ૫ ॥ કોડ ઉપાય જો કીજીએ, તો પણ નવિ રહે નેટ રે; સ્વજન મળી સહુ તેહને, કરે અગ્નિને ભેટ રે, ગ૦ ॥ ૬ ॥ કૃષ્ણ સરીખો રે, રાજવી, બળભદ્ર સરીખો છે વીર રે; જંગલમાં જુઓ તેહને, તાકી માર્યું છે તીર રે, ગ૦ ॥૭॥ બત્રીશ સહસ્ત્ર અંતેઉરી, ગોવાળણી સોળ હજાર રે, તરશે તરફડે ત્રીકમો, નહીં કોઇ પાણી પાનાર રે, ગ૦ ॥૮॥ કોટિશિલા કરમેં ધરી, ગિરધારી થયા નામ રે; બેઠા ન થવાણું તે બળે, જુઓ એ કર્મના કામ રે, ગ૦ ॥૯॥ જન્મતાં કેણે નવિ જાણીઓ, મરતાં કોઇ નહીં રોનાર રે; મહા અટવીમાંહે એકલો પડયા કરે પોકાર રે, ગ૦ ॥૧૦॥ છબીલો છત્ર ધરાવતો, ફેરવતો ચિહું દિશે ફોજ રે; વનમાં વાસુદેવ જઇ વસ્યા, જિહાં બેસે વનચર રોઝ રે, ગ૦ ॥૧૧॥ ગજ બેસીને જે ગાજતો,

થતી જિહાં નગારાની ઠોર રે; ઘુવડ હોલા તિહાં ઘુઘવે-સાવજ કરતા તિહાં સોર રે. ગ૦ ॥ ૧૨ ॥ જરાકુંવર જંગલમાં વસે. ખેલે છે તિહાં શિકાર રે; હરિ પગે પદ્મ તે દેખીઓ, મ્રગની ભ્રાંતે તેણીવાર રે, ગ૦॥૧૩॥ તીર માર્યો તેણ તાણીને, પણછતણે બળે પૂરરે; પદ્મ ભેદીને તે નીસર્યો, તીર પડયો જઇ દૂર રે, ગ૦ ॥૧૪॥ આપ બળે ઉઠીને કહે, રે રે હું તો છું કૃષ્ણ રે, બાણે કેણે મને વીંધીયો, એવો કોણ છે દુર્જન રે. ગ૦ ॥૧૫॥ શબ્દ તે કૃષ્ણનો સાંભળી, વૃક્ષ તળે જરાકુમાર રે; કયાં હું વસુદેવ પુત્ર છું રહું છુ આ વન મોઝાર રે, ગ૦ ॥ ૧૬ ॥ કૃષ્ણ રખોપાને કારણે, વર્ષ થયાં મુજ બાર રે; પણ નવિ દીઠો કોઇ માનવી, આજ લગે તો નિરધાર રે, ગ૦ ॥ ૧૭ ॥ દુષ્ટ કરમતણો ઉદે, અહીં આવ્યા તુમે આજ રે; મુજને હત્યા રે આપવા, વળી લગાડવા લાજ રે, ગ૦ ॥ ૧૮ ॥ કૃષ્ણ કહે આવો બાંધવા, જેને કાજે સેવો છો વન રે; તે હું કૃષ્ણ તેં મારીઓ, ન મિટે નેમના વચન રે, ગ૦ ॥ ૧૯ ॥ ઇમ સુણી આંસુડે વરસતે, આવ્યો કૃષ્ણની પાસ રે; મુરારિ તવ બોલીઆ, લે આ કૌસ્તુભ ઉલ્લાસ રે, ગ૦ ॥૨૦॥ નિશાની પાંડવને આપજે, જા તું ઇહાથી વેગ રે; નહીં તો બળભદ્ર મારશે, ઉપજશે ઉદ્વેગ રે, ગ૦ ॥૨૧॥ આ સમે કેમ જાઉં વેગળો, જો તમે મોકલો મુરારિ રે;

ફરી ફરી પાછું જોતા થકા, વરસતે આંસુ જળધાર રે, ગ૦ ॥ ૨૨ ॥ દૃષ્ટિ અગોચર તે થયો, એ તે વીશમી ઢાળ રે, ઉદયરત્ન કહે એ થઇ, સહુ સુણજો ઉજમાળ રે, ગ૦ ॥ ૨૩ ॥

---

## વૈરાગ્યની સઝાય,

જીવડલા આજે જવું કે કાલે, મરણ ભય સર્વને માથે ચાલે, જી૦ પડચા જળ પંખીડા તિહાં પકડાશે, કમલ ખીલ્યાં તે તો ખચીત કરમાશે; જન્મ્યા તે તો જરૂર મરી જાશે. જી૦ ॥ ૧ ॥ કાને રે કુંડળ લટકાવી ફાંકડા ફરતા, ધમક સહુ ધરતી ઉપર પગ ધરતા એવા નરને દીઠા ઠાઠડીઓમાં ઠરતા, જી૦ ॥૨॥ ગયા રે જાણે ગાદીપતિ મેલી ઠોઠાં, ગયા રે પંડિત પડચા મેલી પોથાં; એ તો સડી સડી થઇ ગયાં થોથાં, જી૦ ॥ ૩ ॥ નવા રે નવા પોશાક પહેરી નીસરતા, મોટા રે મોટા મહીપતિને જઈ મળતાં; એવા નરને દીઠા મસાણમાં બળતા, જી૦ ॥ ૪ ॥ ખમા રે ખમા કહેવાતા પડતા આખડતા, રતન મુનિ દુર્યોધન પુંઠે ફરતા, એવા નરનાં નામ શોધ્યાં નથી જડતાં. જી૦ ॥ ૫ ॥

---

# શ્રી ચંદનબાળાની સજાય.

( સુણ બેની પિઉડા પરદેશી. એ દેશી )

બાળકુંવારી ચંદનબાળા, બોલે બોલ રસાળા રે; રૂપ અનુપમ નયણ વિશાળા, ગુણ ગંગાજળ માળા રે, બા૦ ॥ ૧ ॥ શેઠ ધનાવહ મંદિર આણી, બેટીની પરે જાણી રે; આભુષણ અદેખાઇ મનમાં આણી, તસ ધરણી દુઃખવાણી રે, બા૦ ॥ ૨ ॥ મૂળા કુમતિ તણી છે કુંડી બાળા મસ્તક મુંડી રે; બેડી જડીને જોઇ મતિ ઉંડી, તાળું દેતી ભુંડી રે, બા૦ ॥ ૩ ॥ આયો શેઠ ત્રિહું દિન અંતે, દિવસ બપોર ચડંતે રે, અડદ બાકુળા દેઇ એકાંતે, સુપડા ખૂણે ખાંતે રે બા૦ ॥ ૪ ॥ પાંચ દિન ઉણા છમાસી, અભિગ્રહ વીર અભ્યાસી રે; આવ્યા આંગણે યોગ વિલાસી, દેખી કુમરી ઉલ્લાસી રે. બા૦ ॥૫॥ એક પગ ઉંબરા બાહિર રાખી, નયણે આંસુડા નાંખી રે; બાકુળા પડિલાભ્યા મન સાખી, મુક્તિતણી અભીલાખી રે. બા૦ ॥ ૬ ॥ સાઢી બારહ કોડિય સિદ્ધિ. વૃષ્ટિ સોનૈયાની કીધી રે; અનુક્રમે સંયમ કમળા લીધી. મૃગાવતીને દીક્ષા દીધી રે, બા૦ ॥ ૭ ॥ એક દિન વીર કૌશાંબી આવ્યા, ચંદ સુરજ મન ભાવ્યા રે; મૂળ વિમાને વાંદવા આવ્યા, તેજ અધિક તસ ભાયા રે. બા૦ ॥ ૮ ॥ ઉઠો સ્થાનક આપણે બેસી. જાણું બે જણ વહેસી રે; સં એ વાણી

न जाये मेली, आवी गुरणी अकेली रे. बा० ॥ ९ ॥ घोर घंघट अंधारे आइ, रही पगे लागी खमाइ रे; केवळ लइ निज कर्म खपाई, गुरणीए खबर न पाई रे. बा० ॥ १० ॥ हाथ उंचो लइ चंदना जगाइ, आवे नाग उभाई रे; तें अंधारे खबर कीम पाइ, केवळ-ज्ञान उपाइ रे, बा० ॥११॥ में ए कीधी माठी करणी, ज्ञानीनी आशातना करणी रे; चेली पगे लागे तव गुरणी, तुंहीज तारण तरणी रे. बा० ॥१२॥ गुरणी चेली कर्म वीछोडी, पहोंची मुक्तिशुं जोडी रे; नय-विजय कवि पंडित जोडी, शिष्य कुंवर कहे कर जोडी रे. बा० ॥ १३ ॥

---

## श्री मरुदेवी मातानी सझाय १ ली.

मरुदेवी माता रे एम भणे, ऋषभजी आवोने घेर; हवे मुज घडपण छे घणुं, मळवा पुत्र विशेर, मरुदेवी० ॥ १ ॥ वत्स तुमे वनमां जइ शुं वश्या, तमारे ओछुं शुं आज; इंद्रादिक सर्वे शोभता, साध्या षट खंड राज. म० ॥ २ ॥ ऋषभजी आवी समोसर्या, विनीता नगरी मोझार; हरखे देउं रे वधामणां, उठी करुं रे उल्लास. म० ॥३॥ आइ बेठा गज उपरे, भरत स्वजन वांदवा जाय; पर्षदा दीठी रे पुत्रनी,

ઉપન્યું કેવળજ્ઞાન. મં૦ ॥ ૪ ॥ દુરેથી વાજાં રે વાગીયા રે હૈયડે હરખ ન માય; હરખે આંસુ આવીયાં, પડલ દૂરે પળાય. મં૦ ૫ સાચુ સગપણ મા તણું, બીજા કારના લોક; રડતા પડતા મેળો નહિ, હૃદય વિચારીને જો. મં૦ ૬ ધન્ય માતા ધન્ય બેટડો, ધન્ય તેમનો પરિવાર; વિનયવિજય ઉવઝાયના, વર્ત્યો જય જયકાર. મં૦ ॥ ૭ ॥

## શ્રી મરૂદેવી માતાની સઝાય ૨ જી.

એક દિન મરૂદેવી આઇ, કહે ભરતને અવસર પાઈ રે, સુણો પ્રેમ ધરી; તું તો ષટ ખંડ પૃથ્વી માણે મારા સુતનું દુઃખ નવિ જાણે રે. સુણો૦ ॥ ૧ ॥ તું તો ચામર છત્ર ધરાવે, મારો ઋષભ પંથે જાવેરે, સુ૦; તું તો સરસાં ભોજન આશી, મારો ઋષભ નિત્ય ઉપવાસી રે. સુ૦ ॥૨॥ તું તો મંદિરમાં સુખ વિલસે મારો અંગજ ધરતી ફરસે રે, સુ૦; તું તો સ્વજન કુટુંબે મહાલે, મારો ઋષભ એકલો ચાલે રે, સુ૦ ૩ તું તો વિષયતણાં સુખ સોચી, મારા સુતની વાત ન પૂછી રે, સુ૦ એમ કહેતાં મરૂદેવા વયણે, આંસુ જળ લાગ્યાં નયણે રે, સુ૦ ॥૪॥ એમ સહસ્ર વર્ષને અંતે, લહ્યું કેવળ ઋષભ ભગવંતે રે, સુ૦; હવે ભરત ભણે સુણો આઇ, સુત દેખી કરો વધાઈ રે, સુ૦ ॥ ૫ ॥

આઇ ગજ ખંધે બેસાડયાં, સુત મળવાને પધાર્યાં રે, સુ; કહે એહ અપૂરવ વાજાં, કીહાં વાજે છે તે તાજાં રે; સુન ॥૬॥ તવ ભરત કહે સુણો આઇ, તુમ સુતની એ ઠકુરાઇ રે, સુ૦; તુમ સુત ઋદ્ધિ આગે સહુની, તૃણ તોલે સુર નર બેહુની રે, સુ૦ ॥૭॥ હરખે નયણે જળ આવે, તવ પડલ બેહુ ખરી જાવે રે, સુ૦; હું જાણુતી દુઃખીઓ કીધો સુખીઓ સહુથી તે અધિકો રે. સુ૦ ॥ ૮ ॥ ગયો મોહ અનિત્યતા આવે, તવ સિદ્ધસ્વરૂપી થાવે રે, સુ૦; તવ જ્ઞાનવિમળ શિવનારી, તસ પ્રગટે અનુભવ સારી રે, સુ૦ ॥ ૯ ॥

## શિખામણની સઝાય.

શિવાનંદ હિતકારી, તુમે સુણોને નરનારી રે;
એ શિખામણ સારી, હૃદયમાં ધારજો રે. ૧

વિષયરસને વારો, પરનિંદાને ટાળો રે;
અભિમાનને ગાળો, રીસને વારજો રે. ૨

વાસીદાં વાળે છે વહેલી, ધસી કાઢે છે પહેલી રે;
તે બાઇ થાશે ઘેલી રે, જીવ જોયા વિના રે. ૩

વાશી ગાર ન રાખો, કાચા પાણી ન નાંખો રે;
કુંડી આળં ન નાંખો, દયા મન રાખજો રે. ૪

ફળ ફુલ ન તોડો, કંદમૂળ ન કરડો રે;
તો વડવાઇ ન તોડો, દાતણને કારણે રે. ૫

તોડ્યા વડના ટેટા, રીંગણ કર્યાં છે ભડથાં રે;
તે નર ખાશે ગડથાં, ઉની અગનમાં રે. ૬
જુઓ કણ ને કાંકણ, દીવે મેલ્યા ઢાંકણ રે;
છાણાં ઈંધણાં ખંખેરો, રાતે મત રાંધજો રે. ૭
માથું જોઇને ઉઠે, લીખ મારી અંગુઠે રે;
અવળી દે છે આશિષ, બાઇ સુખીઆં થજો રે. ૮
જેવાં પશુના ઇંડાં, એહવી જુઓની લીખો રે.
તે બાઇ પુત્ર ન પામે, કર્યાં કર્મ ભોગવે રે. ૯
જુઓ ગાયો ને ભેંશો, પાળ્યાં કુતરા બિલાડી રે;
ક્રોધ કરી મત મારજો, તુમે લાકડી રે. ૧૦
જુઓ ચાંચડ ને માંકડ, કીડી કંથુવા ધનેડા રે;
તડકે નાંખ્યાની કરો, તુમે આખડી રે. ૧૧
માંતાને સાનમાં કીજે, પુત્રને ગાળ ન દીજે રે,
શાંતિવિજય શિખામણ, હૃદયમાં ધારજો રે. ૧૨

## સ્ત્રી વિષેની સઝાય.

જુઓ જુઓ ચરિત્ર નારીનું, જેનાથી દુર્ગતિ હોય રે; પ્રભુ સંધાતે પ્રીત જો, કરવાને ચાહો સંત રે, જુઓ૦ ॥ ૧ ॥ મુખે મીઠું બોલતી, કાતી રાખે હૈડાં મોઝાર રે; નારી વશે જે નર પડયા, તે તો લુંટાણા ભરી બજાર રે, જુ૦ ॥ ૨ ॥ રાવણ પરનારીથકી, ગયો ચોથી નરક મોઝાર રે; ખરદુષણ નારી તજી, જેથી પામ્યો જગ જશ રામ રે, જુ૦ ॥ ૩ ॥ પરદેશી

રાજાતણી, સૂરિકાંતા નાર જેહ રે; પારણે ઝેર દઈ મારીયો, રાયપસેણી સૂત્રમાં તેહરે, જુ૦ ॥ ૪ ॥ નારી તે નરકની દીવડી, નારી નાગણ ન હોય કેનીરે; ઝાંધ ચીરીને માંસ આપીઓ, અંતે ન થઇ તેની રે, જુ॥૫॥ બીહે બીલા દેખીને, વનમાંહે ઝાલે વાઘરે; દોરડું દેખી નાસતી, કામે ઝાલે ફણિધર નાગ રે, જુ૦ ॥ ૬ ॥ રીઝે તો લુંટે સવિ, ખીજે તો લીજે પ્રાણ રે; તે માટે નારી તજો. એમ બોલે જિનવર ભાણરે, જુ૦ ॥ ૭ ॥ અબળાથી સબળા ચૂકીઆ, રહનેમિ ગુફાવાસી રે; આર્દ્ર કુમાર નંદીષેણજી, મારણ પુરૂષને એ ફાંસી રે, જુ૦ ॥૮॥ ધન્ય ધન્ય નેમિ જિનેશરૂ, થુલિભદ્ર નમું શિરદારરે, શેઠ સુદર્શન જગ જયો, ધન્ય ધન્ય જંબૂકુમાર રે, જુ૦ ॥૯॥ નારીમાં જગ સૂંઝાઈ રહ્યો, એ તો જાણો નર શિર કાળીરે; નારી તજી પ્રભુને ભજો, એમ બોલે નીતિ બાળરે, જુ૦ ॥ ૧૦ ॥

## વૈરાગ્યની સઝાય.

ક્યા કરૂં મંદિર ક્યા કરૂં ડમરા, ક્યા ન જાણું તું ઉડ ઉડ બેઠેગા ભમરા; જોરી જોરી ગયે છોરી દુમાલા, ઉડ ગયે પંખી પડ રહે માલા, ક્યા૦ ॥૧॥ પવનકી ગઠરી કેસે ઠરાઉ, ધર ન વસત આય બેઠે વટાઉ; અગ્નિ બુઝાની

કાહેકી ઝારા, દીપ છીપે તબ કેસે ઉજારા, કયા૦ ॥૨॥ ચિત્રકે તરૂવર કબહિ ન મોરે, માટીકે ઘોરે કીતનેક દોરે; ચુચેકી હેરી તુરકે થંભા, ઉહાં ખેલે હંસા દેખો અચંભા, કયા૦ ॥ ૩ ॥ ફરી ફરી આવત જાત ઉસાસા, લાપરે તારકા કયા વિશ્વાસા; આ દુનિયાકી જુઠી ચારી, જેસી અનાઈ બાજીગર બાજી, કયા૦ ॥૪॥ પરમાતમ અવિચળ અવિનાશી, સોહે શુદ્ધ પરમપરવાસી, વિનય કહે અબ સાહેબ મેરા, ફીર ન કરૂં આ દુનિયામેં ફેરા, કયા૦ ૫

## મનને ઉપદેશની સઝાય.

કેસે વિધ સમજાવું હો મન તુને, કેસે વિધ સમજાવું; હાથીજી હોયતો મેં પકડે મંગાવું, ઝાંઝર પાયે જડાવું; કર મહાવતને માથે બેસાડું તો, અંકુશ દેઈ સમજાવું, હો મન૦ ॥ ૧ ॥ ઘોડાજી હોય તો મેં ઝેણ કરાઉં, કરડી લગામ દેવરાઉં; ચઢી અસ્વારી ને ફેર ન લાગું તો, નવ નવ ખેલ ખેલાઉં, હો મન૦ ॥ ૨ ॥ સોનુંજી હોય તો મેં ચુંગી મેલાઉં, કરડે તાપ તપાઉં; લઈ ફુંકસનને ફુંકણ લાગું તો, પાણી જ્યું પીગળાઉ, હો મન૦ ॥ ૩ ॥ લોઢુંજી હોય તો મેં એરણ મંડાવું, ઘોઈ ઘોઇ ઘમણ ઘમાઉં; માર ઘણા ઘમસાણ ઉડાડું તો, જંતર તાર કઢાઉં, હો મન૦ ॥ ૪ ॥ જ્ઞાનીજી હોય તો

મેં જ્ઞાન બતાઉં, અંતર વેણુ વજાઉં; રૂપચંદ કહે નાથ નિરંજન, જ્યોતિસેં જ્યોત મીલાઉં, હો મન૦ ॥ ૫ ॥

## વિનયની સઝાય.

[ કપુર હોવે અતિ ઉજળુંરે એ દેશી. )

શ્રી જંબૂમુનિ વિન૦ચારે, શ્રી સોહમ ગણધાર; ભાખે ઉત્તરાધ્યયનમારે, પહેલું વિનય વિચારરે; પ્રાણી૦ વિનય ધરો ગુણ અંગ. ॥ ૧ ॥ જેથી ઉપજે જ્ઞાન તરંગરે, પ્રાણી૦ તેથી દર્શન ચરણ પ્રસંગરે, પાણી૦ તે શિવસુખહેતુ અભંગરે, પ્રાણી૦ એ આંકણી ॥ ગુરૂ આજ્ઞા નિત્ય ધારવીરે, પાળવી ગુરૂની શિખ; નિજ છંદે નવિ વર્તવુંરે, તો હોયે સફળી દીક્ષરે. પ્રા૦ ॥ ૨ ॥ શિષ્ય વિનીતની ઉપરેરે, ગુરૂ અન હોય સુપ્રસન્ન; આપે તેહને ઉજમેરે, આગમ વચન રતનરે, પ્રા૦ ॥૩॥ ગુરૂદ્રોહી મત્સર ભર્યારે, ન કરે ગુરૂ બહુમાન; તે અપમાન લહે ઘણું રે, જિમ કોહ્યા કાનનો શ્વાનરે, પ્રા૦ ॥ ૪ ॥ શુકર જિમ તજી શાળનેરે, અશુચિ કરે આહાર; તિમ અવિનીતને વાલહોરે, અવિનયનો આચારરે, પ્રા૦ ॥ ૫ ॥ ગુરૂ અવિનય કુલવાલુઓરે, પડીઓ ગણિકાપાસ; ભવમાંહે ભમશે ઘણું રે, બાંધી કર્મની રાશરે, પ્રા૦ ॥ ૬ ॥ ગુરૂવચને રૂષે નહીંરે, જાણે આપણો

વાંક; તે નવદીક્ષિતની પરેરે, સાધે સાધ્ય નિઃશંકરે, પ્રા૦ ॥ ૭ ॥ વિનયથી ગુણ વધે ઘણાંરે, જગમાં લહે જસવાદ; ધર્મનું મૂળ વિનય કહ્યોરે, સેવો તજી પ્રમાદ રે, પ્રા૦ ॥ ૮ ॥ વિનયથી રીઝે દેવતારે, વિનયથી દાનવ વશ થાય; વિનયથી ઇહભવ પરભવરે, કાર્ય સિદ્ધિ સવિ થાયરે, પ્રા૦ ॥ ૯ ॥ વિનયને વશ છે ગુણ સવેરે, તે માર્દવથી થાય; માટે વિનીત સરલાસયીરે, પામે સુજશ સવાઇરે, પ્રા૦ ॥૧૦॥ વાચકરામવિજય કહેરે, વિનય કરે તે ધન્ય; અધ્યયને પહેલે કહ્યારે, સાચાં વીરનાં વચનરે પ્રા૦ ॥ ૧૧ ॥

## શ્રી શાલિભદ્ર ધન્નાની સંઝાય.

અજીયાં જોરાવર કર્મ જે જાલમી, અજીયાં શાલિભદ્ર ધન્ના હોય સંત, ધર્મના ધોરીરે; અજીયાં મહાવીર વચણે માતા વંદીએ, અજીયા બત્રીશ વહુ અળવંત; ધર્મના ધોરીરે, મુનિ તો વૈભારગિરિ જઇ વંદીએ- ॥ ૧ ॥ અજીયાં માસખમણને પારણે, અજીયાં આવ્યા દોય અણગાર, ધ૦ અજીયા પણ તે કેણે નવિ ઓળખ્યા, અજીયાં આપ્યો નહી વળી આહાર, ધ૦ ॥૨॥ અજીયાં વળતી મહિયારી મહી આપીને, પડિલાભ્યા દોય અણગાર; ધ૦ અજીયાં પૂર્વ ભવકેરી માવડી,

અજીયાં પૂછતાં પ્રભુ કહે વિચાર. ધ૦ ॥ ૩॥ અજીયાં તવ તેણે અણસણ આદર્યુ, અજીયાં વૈભાર ગિરિ જઇ તેહ, ધ૦ અજીયાં માતા મહિલા તિહાં આવીઆ, અજીયાં વંદે તે બહુ ધરી નેહ, ધ૦ ॥ ૪ ॥ અજીયાં ફુલની શય્યા જેને ખુચતી, અજીયાં સંથારો શિલા કરી સેજ, ધ૦ અજીયાં નાથજી અમ સામું જુઓ, અજીયાં હરખાણી કહે ધરી નેહ. ધ૦ ॥ ૫ ॥ અજીયાં માત વચન મન વેધીયું, અજીયાં મોહે ઘેર્યું મન, ધ૦ અજીયાં જજની સામું જોયું તદા, અજીયાં ધીરજ ધરી રહ્યા ધન્ન, ધ૦ ॥ ૬ ॥ અજીયાં સર્વાથ સિદ્ધ જઇ ઉપજે, અજીયાં ધન્નો પહોંચ્યો મક્તિ મોઝાર, ધ૦ અજીયાં કે઼દયરત્નવંદે તેહને, અજીયાં તે પામે ભવજળ પાર, ધ૦ ॥૭॥

## રેંટીયાની સઝાય.

તને રેંટીઓ, સદગુરૂ વયણે, સમર્થ ફરવા લાગ્યો;
થઇ લેર ઘણી, પ્રભુ દર્શનથી, દિલનો ધોખો ભાગ્યો, ટેક
કર્મકાષ્ટતણો રેંટીઓ કીધો, સુગુણ સુતારીએ ત્રડી દીધો;
બુધ માનિનીએ માગી લીધો, તને૦ ૧
પંચરંગી પાખંડીઓ આરા, તોરણીયા થાંભલીયા સારાં;
ચિત્ત ચમરખે છે ચિતનારા, તને૦ ૨
કુણ ચેતન મધ્યે માળો ફરે, પણ પુણી લઇને આણ ધરે;
તિહાં અણી તરાકે સુતર ફરે, તને૦ ૩

ગુણવંતી નારી કમાય ઘણું, તેને બળ હોયે સત્સંગ-
તણું; તેને સહેજે આવે શિયલપણું. તને૦ ૪
અનુભવથી પ્રગટી પૂર્ણ દશા, તારા દેહના દુર્ગુણ દૂર-
ખસ્યા; મુનિ લબ્ધિ સુબુદ્ધ ગુણ ચિત્ત વસ્યા. તને૦ ૫

## મોહ કાઠીયાની સઝાય.

મોહે વાહ્યો પ્રાણીઓરે, ન કરે ધર્મ સુચંગ કે
મોહે મુંઝીયોરે;
દેવ ગુરૂ નવિ ઓળખેરે, ન કરે ઉત્તમસંગકે મોહે૦ ૧
છોરૂડામાં છકયો રહ્યો રે, રમે રામાને ધામકે, મો૦
ઘડી અથવા અધઘડીરે, ન કરે આતમ કામકે મો૦ ૨
હું એહનો એ માહરોરે, એ મારો પરિવારકે, મો૦
રાત દિવસ રાતો રહેરે, ભરમે ભુલ્યો ગમારકે, મો૦ ૩
ધર્મે નાવે ઢુંકડોરે; બેઠો રમાડે બાળ કે, મો૦
સુખનું મૂળ એ સુંદરીરે, અવર આળ પંપાળકે. મો૦૪
ધન રમણીને કારણે રે, ન ગણે માને બાપ કે, મો૦
લોકની લજ્જા પરિહરીરે, ન ગણે પુણ્ય ને પાપકે મો.૫
રાગીનર બહુ દુઃખ સહેરે, જિમ જગ ચોલ મજીઠકે, મો૦
તલ સરસવને પીલતાં રે, વેલુક નયેને ન દીઠરે, મો૦૬
રાગ દ્વેષ મૂળ કર્મનું રે, રસનું મૂળ એ વ્યાધિકે, મો૦
દુઃખનું મૂળ સ્નેહ છે રે, એ છાંડે સમાધિ કે, મો૦ ૭

શિવપુર જાતાં શૃંખલારે, હોય દુશ્મન જોર કે, મો૦
સાતનું સાહ્યું નવિ રહે રે, નાઠે મોહની ચોર કે, મો૦૮
સ્વારથીઓ જગમાં સહુરે, ભોળાને પડી ભુલ કે, મો૦
સુરીકાંતા ચુલણી પરેરે, એ સંસારનું શૂળકે, મો૦ ૯
એવું જાણીને ઉદ્યમે રે, મોહને દેશે માર કે, મો૦
શુરામાં શિરોમણીરે, સિદ્ધિવધુ ઉર હાર કે, મો૦ ૧૦
શ્રીવીર કહે મોહ કાઠીયોરે, વિરમો વિશ્વા વીશકે, મો૦
વિરમ્યાથી જગમાં થશેરે, વિશુદ્ધજગના ઇશકે, મો૦ ૧૧

## સુંદરીના આંબિલની સઝાય.

( સુણ મોરી સજની રજની ન જાવે રે—એ દેશી. )

સરસ્વતી સ્વામિની કરો સુપસાય રે, સુંદરી તપનો ભણું સઝાયરે; ઋષભદેવ તણી અંગજાતરે, સુંદરીની સુનંદા માતરે. ભવિજન ભાવે એ તપ કીજેરે, મનુજ જન્મનો લ્હાવો લીજે રે. ॥ ૧ ॥ એ આંકણી. ઋષભદેવે જબ દીક્ષા લીધીરે, સુંદરીને આજ્ઞા નવિ દીધી રે, ભરત જાણે મુજ થાશે નારી રે, એ મુજ પ્રાણથકી છે પ્યારી રે. ભવિ૦ ॥ ૨ ॥ ભરતરાય જબ ષટ ખંડ સાધ્યોરે, સુંદરીએ તપ માંડી આરાધ્યો રે; સાઠ હજાર વર્ષ લગે સારરે, આંબિલ તપ કીધો નિર્ધારરે, ભવિ૦ ॥ ૩ ॥ ચૌદ રત્નને નવ નિધાન રે, લાખ ચો-

राशी हाथीनुं मान रे; लाख चोराशी जेहने वाजीरे, भरतराय आव्या तब गाजी रे, भवि० ॥ ४ ॥ भरतराय मोटा नरदेव रे, दोय सहस यक्ष करे सेवरे; अयोध्या नगरीए भरतजी आव्यारे, महिला सर्वे मोतीडे वधाव्यारे, भ० ॥५॥ आ कुण दीसे दुर्बळ नारी रे, सौ कहे सुंदरी व्हेन तुमारी रे; कहे तुमे एने दुबळी कीधी रे, मुज बेनडीनी खबर न लीधी रे, भ० ॥ ६ ॥ सहु कहे आंबेलनो तप कीधो रे, साठ हजार वरस प्रसिद्धो रे; जाओ तुमे बेनडी दीक्षा पाळो रे, ऋषभदेवनुं कुळ अजवाळो रे. भ० ॥७॥ भरतरायनी पामी शिक्षा रे, सुंदरीए तव लीधी दीक्षारे; कर्म खपावीने केवळ पामी रे, कांतिविजय प्रणमे शिर नामी रे, भ० ॥ ८ ॥

## पर्युषणना बीजा वखाणनी सझाय,

इंद्र विचारे चित्तमांजी, एहीज अचरज वात; नीच कुळे न आवे कदाजी, उत्तम पुरुष अवदात, सुगुणनर! जुओ जुओ कर्म प्रधान, कर्म सबळबळवान, सुगुण० ॥ १ ॥ आवे पण जनमे नहींजी, जिन चक्री हरि राम; उग्र भोग राजन कुळेजी, आवे उत्तम ठाम, सुगुण० ॥ २ ॥ उपन्या अनंता काळमांजी,

દશ અચ્છેરા એહ; તેણે અચ્છેરૂં એ થયું જી, ગર્ભ-હરણ દશમેવ, સુગુણ૦ ॥ ૩ ॥ અથવા પ્રભુ સત્તા-વીશમાજી, ભવમાં ત્રીજે જન્મ; મરિચિભવે કુળમદ કીયોજી, બાંધ્યું તિહાં નીચ કર્મ, સુગુણ૦ ॥ ૪ ॥ ગોત્રકર્મ ઉદયથકીજી, માહણ કુળ ઉપજાય; ઉપજ્યા જે ઉત્તમ કુળેજી, ઈંદ્રિય જીત તે થાય, સુગુણ૦ ॥૫॥ હરિણગમેષી તેડાવીઓજી, હરિ કરે એહ વિચાર; વિપ્ર-કુળથી લહી પ્રભુને, ક્ષત્રિય કુળ અવતાર, સુગુણ૦ ॥ ૬ ॥ ગજ ઋષભાદિક સુંદરૂજી, ચૌદ સુપન તેણી-વાર; દેખી રાણી જેહવેજી, વર્ણવે સુત્રમાં સાર. સુગુણ૦ ॥ ૭ ॥ સિદ્ધારથ રાજા ઘરેજી, રાણી ત્રીશલા જેહ; તાસ કુખે અવતર્યાજી, હરિ આવે તતખેવ, સુગુથ૦ ॥૮॥ વર્ણન કરી સ્વપ્નાતણુંજી, મુખ્ય એ બીજું વખાણ; શ્રી ક્ષમાવિજય ગુરૂતણોજી, કહે માણેક ગુણ ખાણ, સુગુણ૦ ॥ ૯ ॥

## શ્રી વીરકૃત ઉપદેશની સઝાય.

રાત દિવસ કાયા મૂઢ પોષેરે, પછી અનંત દુઃખી જીવ હોશેરે; જીવ જુઓને હૃદય વિચારીરે, આંખ મીંચી તો ઋદ્ધિ પરાઇરે. ॥ ૧ ॥ એ તો કાયા અમર ન હોય રે, વીર વચન સુણો સહુ કોયરે; દહીં દુધે દેહને

લાલેરે, એ તો પાણીએ ઘણું પખાળેરે. ॥૨॥ શણગાર તણો રંગ લાગ્યોરે, જીવ નિશ્ચયે જાઇશ નાગોરે; પાંચે ઇંદ્રિયના સુખ નવિ છાંડેરે, ધર્મ કારણ આળસ માંડેરે. ॥ ૩ ॥ ખાય ખેલે હસે મદ આણેરે, ભોળો ધર્મનું નામ ન જાણેરે; પુત્ર પત્ની ધનને મોહેરે, ઘુત કારણે જળને વલોવેરે. ॥ ૪ ॥ જીવ ધનને સબળો ધ્યાવેરે, પણ પૂર્વે દીધો પાવેરે; અતિ લોભ કિહાં ન સમાવેરે, લાખ કોડિ તૃપ્તિ નવિ થાવેરે. ॥ ૫ ॥ સોનાની ડુંગરી કીધીરે, નવ નંદે સાથે ન લીધીરે; ચારે ચોર કાયાથકી ટાળોરે, શુદ્ધ સમકિત શિયળવ્રત પાળોરે. ॥ ૬ ॥ તપ કરી કાયા અજવાળોરે, રાગ દ્વેષ વેરી દોય ડાળોરે; એવી શીખ ચલે જે કોઇરે, તેને અવિચળ પદવી હોઇ રે, ॥ ૭ ॥ એવા જ્ઞાની ગુરૂ ઉપગારીરે, વીર વચન સુણે નરનારીરે. ॥ ૮ ॥ [ આ ગાથાના બે પદ મલ્યા સથી. ]

## પર્યુષણની સઝાય.

( આજ અધિક આણંદ—એ દેશી.

શ્રી સરસ્વતી ધ્યાઓ, મન વંછિત પાઓ;
શ્રી પર્વને ગાઓ હો રાજ, એ મુજ મન રૂલી ૧.
કરો ધર્મ સઝાઇ, આવી એહ અઠ્ઠાઇ,
સુણો સહુ ચિત્ત લાઇ હો રાજ, એ મુજ૦ ૨.

જીવ જતનાઇ કીજે, ધવળ મંગળ દીજે;
સુગુરૂ મુખે સૂત્ર સુણીજે હો રાજ, એ મુજ૦ ૩
પૂજા સ્નાત્ર રચીજે, લાહો લક્ષ્મીનો લીજે;
મનોવાંછિત સીઝે હો રાજ, એ મુજ૦ ૪
માસ પાસ ચત્તારિ, અઠ્ઠ દસ દોય વારી;
કરે ભવી નર નારી હો રાજ, એ મુજ૦ ૫
સમતા ચિત્ત લાવો, મૈત્રી ભાવના ભાવો;
અવિચળ સુખ પાવો હો રાજ, એ મુજ૦ ૬
ગુરૂ પુસ્તક પૂજો, ભવી દુરિતજી ધુજો;
એહથી ધર્મ ન દુજો હો રાજ, એ મુજ૦ ૭
શુભ કરણીને સાધો, ગુણઠાણાએ વાધો;
શ્રી પર્વને આરાધો હો રાજ, એ મુજ૦ ૮
છાંડી ચિત્તને ચાળો, મન પાપથી વાળો;
આશાતના ટાળો હો રાજ, એ મુજ૦ ૯
નંદીશ્વર દ્વીપે અવે, સુર એકઠા થાવે;
જિનભક્તિ રચાવે હો રાજ, એ મુજ૦ ૧૦
વિધિશું કરો વારૂ, નિજ શક્તિને સારૂ;
એ કરણી છે તારૂ હો રાજ, એ મુજ૦ ૧૧
જ્ઞાનવિમળ વખાણી, સુણે ભવિજન પ્રાણી.
હોયે કોડ કલ્યાણી હો રાજ એ મુજ૦ ૧૨

## મનની સજાય.

મન માંકડલું આણા ન માને, અરિહંત કહો કિમ કીજે રે; રાત દિવસ હીંડે હલફલતું, શિખામણ શી દીજે રે, મન૦ ॥૧॥ રાજમાર્ગ મૂકી બાપડલું ઉવટ વાટે જાવે રે; આઠ પહોર અટતો નિરંતર, તૃપતો કિમહી ન થાવે રે, મન૦ ॥૨॥ ક્ષણ ધરાયો ક્ષણ ભુખ્યો ભુંડો, ક્ષણ રૂપે ક્ષણ તુસે રે; ધર્મતણાં ફળ સરસ ન ચાખે, પાપતણા ફળ લુસે રે. મન૦ ॥ ૩ ॥ લાખ ચોરાશી ચાચર ચઢીઓ, રંકપણે રડવડીઓ રે, ધર્મ વિના તે ભવ ભવ હીંડે, કર્મતણે વશ પડીઓ રે, મન૦ ॥૪॥ આશા બાંધે ડુંગર જેવડી, ત્રેવડે કિમહી ન પહોંચે રે, ચિંતાજાળ પડયું પછતાવે, પરવશ પડીઉં વિગુચે રે, મન૦ ॥૫॥ મૂળ મંત્ર ને તંત્ર કરીને, મન મંકડ વશ આણેરે; પભણે પ્રીતવિમળ મન સાચે, એહને સહુએ વખાણેરે, મન૦ ॥ ૬ ॥

---

## રોહીણીની સજાય.

દુહા.

જય શંખેશ્વર જિનપતિ, વામા માત મલ્હાર;
પરતાપૂરણ પરગડો, શિવરમણી દાતાર. ૧

કળિકાળે દીપે પ્રબળ પ્રભુતામઇ પ્રતાપ;
જાપ જપે યોગી સદા, ટાળણ ભવ સંતાપ, ૨
રોહિણી નામના તપથકી, નાસે દુઃખ જંજાળ;
નિત્યનિત્ય સંપદા નવનવિ, પામે મંગળ માળ. ૩
વીર જિનેશ્વર વિચરતા, રાજ ગૃહી ઉદ્યાન;
આવ્યા તત્ર ગયો વાંદવા, શ્રી શ્રેણિક રાજાન. ૪
દેશના સુણી રાજા કહે, કહો મુજ એહ વિચાર;
કિમ રોહિણીએ તપ કર્યો, કહો મુજ જગદાધાર. ૫

ઢાલ ૧ લી.

( મારગ સનમુખ જાસ—એ દેશી. )

જંબૂદ્વીપ મઝાર, ચંપા નયરી ભલીરી;
તિહાં વાસુપૂજ્ય સુત રાય, મઘવા રાજ્ય કરેરી. ૧
લક્ષ્મી રાણી તાસ, શીલસુરત્ન ભરીરી;
રોહિણી નામે ધૂઅ, અપછર રૂપ ધરીરી. ૨
રૂપ કળા ગુણ જાણી, દેખી કુમરી ઇસીરી;
ચિંતે રાય સુજાણ, સ્વયંવર તેહ ધરીરી. ૩
કુરૂ કૌશલના ભૂપ, લાટ કર્ણાટતણારી;
આડંબરશું રાય, આવે તેહ ઘણારી. ૪
વરણ મંડપમાં સાર, બેસે હર્ષ ભર્યારી;
ભૂષણભૂષિત ગાત્ર, કુંડળ હાર ધર્યારી; ૫
હવે તિહાં કુમરી સાર, સોળ શૃંગાર સજીરી;
પહેરી પીતાંબર પાય, કર વરમાળ ધરીરી. ૬

રાજ્ય ઋદ્ધિ પરિવાર. સેના સાર ભલેરી;
કહે દાસી ઉત્સાહ, કુમરી મન ન મિલેરી. ૭
નાગપુરાધિપ રાય, વીતશોક ગુણહ ભર્યોરી;
તેહનો પુત્ર અશોક, કુમરીએ તેહ વર્યોરી. ૮
તે રોહિણીને સાથ, આવે આપ ઘરેરી;
થાપી પિતાએ રાજ્ય, સંયમ નારી વરેરી. ૯
એક દિન રાય અશોક, બેઠો ગોખ વહીરી;
બેઠી નારી પાસ, પુત્ર ઉત્સંગ ધરીરી. ૧૦
તિણિ પુરે કામિત નારી, અંગજ તાસ મુએરી;
બેઠી કરેય વિલાપ, નયણે ઝુરે રૂવેરી, ૧૧
એહવું નાટક ખાસ, મેં નવિ દીઠું કહેરી;
ભદ્રક રાણી જાણી, રાજા તાસ વદેરી. ૧૨
જુઓ જુઓ ભોળી એ નારી, મરણની વાત ન જાણેરી;
દોગુંદુક પરે એહ, સુખ સંપૂર્ણ માણે રી. ૧૩
દુઃખ ઉપજાવણ નારી, રાજાએ પુત્ર ગ્રહીરી;
નાંખ્યો ગોખથી તામ, ઝાલ્યો દેવે વહીરી. ૧૪
પામી પુત્ર રતન, રાણી અતિહે હસીરી;
રાય તણે મન વાત, અચરજ આય વસીરી. ૧૫

ઢાળ બીજી.

( મધુકર માધવને કહેજો—એ દેશી

એક દિન ગુરૂ તિણે પુર આવ્યા, શ્રી વસુપૂજ્ય શિષ્ય સુખદાયા; સુવર્ણકુંભ ભવિમનભાયારે, એક દિન૦૧

રાય અશોક રોહિણી રાણી, આવ્યા વંદન ગુણ જાણી;
દેશના દે તવ ચઉનાણી રે, એક દિન૦ ૨

રાય અશોક કહે સ્વામી, વિનય સહિત નિજ શિર નામી
રાણી અખંડ કિમ સુખ પામી રે, એકદિન૦ ૩

તવ ગુરૂ ભાખે હિત આણી, રાય અશોક પ્રતિ વાણી;
વાત પૂર્વ ભવ સપરાણી રે, એકદિન૦ ૪

એહિજ નગરતણો વાસી, ધનમિત્ર શેઠ ઘરની દાસી;
ધનમિત્રા નારી આસી રે, એકદિન૦ ૫

દુર્ગંધા તેહની બેટી, સાર કરે રંભા રહી ચેટી;
પામી યૌવનની પેટી રે, એકદિન૦ ૬

ધનમિત્ર દેખી દુઃખ પામે, કોડિ ધને કોઇ નવિ કામે;
હિયડું શેઠનું નહીં ઠામે રે, એકદિન૦ ૭

એક દિન રાયે ગ્રહ્યો ચોર, મારે બહુ પાડે સોર;
ધન દેઈ ઘરે આણ્યો જોર રે, એકદિન૦ ૮

ઘરે આણી બેટી દીધી, વાત સર્વે આવી સીધી;
વાસભવન શય્યા કીધી રે, એકદિન૦ ૯

કન્યા ફરસ ન સહેવાયે, રાતે મેલીને ઉજાયે;
કન્યાની શી ગતિ થાયે રે, એકદિન૦ ૧૦

ઉપવન ગુરૂ આવ્યા નાણી, ધનમિત્ર ગયો વંદન જાણી;
અમૃત સમ નિસુણી વાણી રે, એકદિન૦ ૧૧

પૂછે પુત્રી ભવ ત્યારે, અશુભ કર્મ કીધાં કયારે;
ભાખે ગુરૂ તવ બહુ પ્યારે રે, એકદિન૦ ૧૨
ગિરિપુર નગરતણો સ્વામી, પૃથ્વીપાળ બહુમી ધગુણ;
રાજ્ય કરે બહુ સુખકામીરે, એકદિન૦ ૧૩
સિદ્ધમતી રાણી છાજે, રાય ક્રીડન ગયો રતિ રાજે;
જાસ સબલ સેના ગાજે રે, એકદિન૦ ૧૪
શ્રી ગુણસાગર મુનિરાયા, દેખી રાય અધિક ભાયા;
વાંદી નરપતિ ઘરે આયા રે, એકદિન૦ ૧૫
રાય ઘરે તે મુનિ આયા, વહોરણ કાજે સુખદાયા;
પેખી રાજા દિલ ભાયા રે, એકદિન૦ ૧૬

ઢાળ ૩ જી.

( સુરતી મહિનાની–એ દેશી. )

રાય કહે રાણી પ્રતિ દે મુનિવરને દાન,
જિમ પરભવનું સાધન જાતિ મોક્ષ નિદાન;
રાય વચન સુણી રાણી ક્રોધે ભરાણી જામ,
કડવું રાંધ્યું તુંબડું દે મુનિવરને તામ. ૧
જાણી અયોગ્ય તે પિંડને જીવદયા ચિત્ત ધાર,
વન જઇ તે મુનિરાજે દીધો કાય આધાર;
તે આહારને યોગે ક્ષણમાં વિણસી કાય,
ધ્યાન સુધારસ યોગે શિવનગરી તે જાય. ૨
અનુક્રમે રાયે હો નિસુણી જન મુખથી તે વાત,

ઘરથી તત્ક્ષણ કાઢી જાણી નારી કુજાત;
તે પાપે રાણીને અંગે ઉપજી વ્યાધ,
કુષ્ઠતણી અતિ વિરૂઇ કર્મથી અતિહિ અસાધ્ય. ૩
તે વેદન અનુભવીને છઠ્ઠી નરકે હો જાય,
તિર્યંચ કરભીકૂતરી ચંડાળણી તે થાય;
મૃત્યુતણે અવસાને સાંભળી શ્રી નવકાર,
ઇભ્યતણી વર પુત્રી દુર્ગંધા દુઃખ ધાર. ૪
મુનિયોગે દુર્ગંધા જાતિસમરણ પામ,
પૂછે મુનિપય પ્રણમી કિમ દુઃખ જાયે સ્વામ;
તવ ગુરૂ ભાખે સુંદર રોહિણા તપ સુવિચાર,
સાત વરસ સાત માસની અવધિ કરી સુખકાર. ૫
તપ ઉજમણે શ્રી વાસુપૂજ્યની પ્રતિમા સાર,
પૂજા અષ્ટ પ્રકારી કીજે અતિ સુખકાર,
ધૂપ દીપ ચંગેરી કીજે અતિહે સફાર,
જીવ અમાર સુસાધુની કીજે ભક્તિ ઉદાર. ૬
ઇમ તપ શુદ્ધ આરાધી થઇ તે નીરોગી કાય,
મરણ લહી તુજ નારી રોહિણી નામે થાય;
પુત્રે પણ પૂર્વ ભવે સાધ્યો એ તપ સાર,
તે પુણ્યે એ ઉપજ્યો નંદન અતિ સુખકાર. ૭
નિસુણી દેશના મુનિની જાતિસમરણ પામી,
વંદી નિજ પરિવારે રાય ગયો નિજ ધામ.

એકદિન જિન વાસુપૂજ્યજી પાઉં ધાર્યા ગુણખાણી,
તવ તે વંદન દંપતી આવે બહુ ગુણ જાણી. ૮
સુણી દેશના જિનરાજની પામી તે પ્રતિબોધ,
લેઈ ચારિત્ર દંપતી મારે કર્મ સુયોધ;
અંતે અણસણ સાધી ઘાતી કર્મ ખપાય,
શુભ ધ્યાને નર નારી શિવનગરીમાં જાય. ૯
અઢાર ચોવીસા હો વરસે પાલણપુર ચઉમાસ,
કાર્તિક વદિ પંચમી દિન શ્રી નવપલ્લવ પાસ;
તેહતણા સુપસાયથી રોહિણીના સઝાય,
વાચક શુભ નય શિષ્યનો ભક્તિ નમે નિત્ય પાય, ૧૦

## શ્રી જીવદયાની સઝાય.

આદિ જિનેશ્વર પાય પ્રણમેવ, સરસ્વતી સ્વામિની મન ધરેવ; જીવદયા પાળો નર નાર, તો તરશો નિશ્ચે સંસાર. ॥ ૧ ॥ પાણી ગળતાં જયણા કરો, ખારાં મીઠાં જૂદાં ધરો; જેહને મન દયા પ્રધાન, તેહ ઘેર દીસે બહુ સંતાન. ॥ ૨ ॥ મારે જૂ ને ફોડે લીખ, નર નારીને એહજ શીખ; તેહને ઘરે નહીં સંતાન, દુઃખ દેખે તે મેરૂ સમાન, ॥ ૩ ॥ પક્ષી ઉંદર માણસના બાળ, જે પાપી મારે ચિરકાળ; તેને પરભવે એહીજ દુઃખ, છોરૂતણું નવિ હોયે

સુખ. ॥ ૪ ॥ માખણ મધ બીલી અથાણ, આદુ સુરણ વર્જે જાણ; ગાજર મૂળા રતાળુ જેહ, શુદ્ધ શ્રાવક તરછોડે તેહ. ॥ ૫ ॥ ફોગટ ફુલે માયા કરે, કહો કેમ તે ભવસાગર તરે; જેહને દેવગુરૂશું દ્વેષ, સુખ ન પામે તે લવલેશ. ॥ ૬ ॥ બહુ દહાડાનું ભેળું કરી, માખણ તાવે અગ્નિએ ધરી, તેહ મરીને નરકે જાય, માનવ હોય તો દાહજવર થાય. ॥ ૭ ॥ દૂધતણે વળી લોભે જેહ, પાડા ભૂખે મારે તેહ; ફરતાં ઢોરમાં તે જાયે વળી, ભૂખે તરશે મરે ટળવળી. ॥ ૮ ॥ આંખ ફુટે દીયે જે ગાળ, પરભવ અંધો થાયે બાળ; મારો પીટયો દીયે જે ગાળ, પરભવ સુખ ન પામે બાળ. ॥ ૯ ॥ પાટ પાટલા ને વસ્ત્ર દાન, સવિ શેકયું વળી રાંધ્યું ધાન, મુનિવરને દીએ મન ઉલ્લાસ, તસ ઘરે લક્ષ્મી રહે થિરવાસ. ॥ ૧૦ ॥ દેતાં દાન વિમાસણ કરે, દેઈ દાન મન ચિંતા ધરે; સુખ સંપત્તિ પામે અભિરામ, છેડે ન હોયે વસવા ઠામ. ॥ ૧૧ ॥ ધન થોડું ને દીએ દાન, મહિયલમાં તે વાધે વાન; ઋષિને દાન દેઇ કરે રંગરોળ, તસ ઘેર લક્ષ્મી કરે કલ્લોલ. ॥ ૧૨ ॥ સુખ સંપત્તિ જો આવે મળી, ડોસાની દેવા મતિ ટળી; ધન ઉપર જે રાખે સ્નેહ, પરભવ સાપપણે થાયે તેહ. ॥૧૩॥ અધિકો ઓછો બાંધે તોલ, દેવા ચાહે નવિ પાળે બોલ;

તેહની લોકમાં ન હોયે લાજ, પરભવ તેહના ન સરે કાજ. ॥ ૧૪ ॥ પોથી બાળે બોળે જેહ, પરભવ મૂરખ થાયે તેહ; ભણે ગુણે દે પોથીદાન, પરભવ નર તે વિદ્યાવાન. ॥ ૧૫ ॥ નાના મોટા કુપળાં હરિ, ખાંતે ચૂંટે લીલા કરી; કીધાં કર્મ નવિ ઠેલાય, મરીને નર તે કોઢીઓ થાય. ॥૧૬॥ પાંખ પંખીની કાઢે જેહ, પરભવ ઠુંઠો થાયે તેહ; પગ કાપે ને કરે ગળગળો, મરી નર તે થાયે પાંગળો. ॥ ૧૭ ॥ પાડોશીશું વઢે દિન-રાત, પરભવ તે ન પામે સંઘાત; માત પિતા સુત બૈયર ઘણી, પરભવ તેહને વઢવાડ ઘણી. ॥ ૧૮ ॥ અણદીઠું અણસાંભળ્યું કહે જેહ, પરભવ બહેરો થાયે તેહ; પારકી નિંદા કરે નર નાર, જશ નહીં પામે તેહ લગાર. ॥ ૧૯ ॥ પરના અવગુણ ઢાંકે જેહ, નર નારી જશ પામે તેહ; નિંદા કરે ને દીએ જે ગાળ, પરભવ નર તે પામે આળ. ॥ ૨૦ ॥ રાત્રિભોજન કરે નરનાર, તે પામે ઘુવડ અવતાર; રાત્રે પંખી ન ખાયે ધાન, માણસ હૈયે ન દીસે સાન. ॥૨૧॥ સૂર્ય સરીખો આથમે દેવ, માણુસને ખાવાની ટેવ; ધર્મી લોક જ હોયે જેહ, રાત્રિભોજન ટાળે તેહ. ॥ ૨૨ ॥ ગૌતમ પૃચ્છાને અનુસાર, એ સઝાય કરી શ્રીકાર; પંડિત હર્ષ-સાગર શિષ્ય સાર, શિવસાગર કહે ધર્મ વિચાર. ૨૩

## તુંબડાની સઝાય.

સાધુજીને તુંબડું વહોરાવીયું જી. કરમે હલાહલ
થાય રે; વિપરીત આહાર વહોરાવીઓ જી, વધાર્યો
અનંત સંસાર રે. સાધુ૦ ॥ ૧ ॥ આહાર લેઇ મુનિ
પાછા વળ્યા જી, આવ્યા આવ્યા ગુરૂજીની પાસ રે;
ભાત પાણી આળોવિયા જી, એ આહાર નહીં તુજ
લાગ રે. સા૦ ॥ ૨ ॥ નિરવદ્ય ઠામે જઇને પરઠવો જી,
તુમે છો દયાના જાણ રે: બીજો આહાર આણી કરીજી,
તુમે કરો નિરધાર રે. સા૦ ॥ ૩ ॥ ગુરૂવચન શ્રવણે
સુણી જી, પહોંચ્યા પહોંચ્યા વન મોઝાર રે; એકજ
બિંદુ તિહાં પરઠવ્યો જી, દીઠા દીઠા જીવના સંહાર રે.
સા૦ ॥ ૪ ॥ જીવદયા મનમાં વસી જી, આવી આવી
કરૂણા સાર રે; માસખમણને પારણે જી, પડિવજ્યા
સરણા ચાર રે. સા૦ ॥૫॥ સંથારે બેસી મુનિ આહાર
કર્યો જી, ઉપજી ઉપજી દાહ જવાળ રે; કાળ કરી સર્વા-
ર્થસિદ્ધે જી, પહોંચ્યા પહોચ્યા સ્વર્ગ મોઝાર રે. સા૦
॥ ૬ ॥ દુઃખણી દોભાગણી બ્રાહ્મણી જી, તુંબડાતણે
અનુસાર રે; કાળ અનંતા તે ભમી જી, રૂલિ રૂલિ
તિર્યંચ મોઝાર રે. સા૦ ॥ ૭ ॥ સાતે નરકે તે ભમીજી,
પામી પામી મનુષ્યની દેહ રે; ચારિત્ર લહી તપસ્યા
કરી જી, બાંધ્યું બાંધ્યું નિયાણું તેહ રે. સા૦ ॥ ૮ ॥

દ્રુપદ રાજા ઘરે ઉપજી જી, પામી પામી યૌવન વેષ રે; પાંચ પાંડવે તે વરી જી, હુઇ હુઇ દ્રૌપદિ એષ રે, સા૦ ॥૯॥ તે મનુષ્યજન્મ પામી કરી જી, લેશે લેશે ચારિત્ર નિરધાર રે; કેવળજ્ઞાન પામી કરી જી, જશ કહે જાશે જાશે મુક્તિ મોઝાર રે. સા૦ ॥ ૧૦ ॥

## નાગીલાની સઝાય.

ભવદેવ ભાઇ ઘેર આવિઆ રે, પ્રતિબોધવા મુનિ-રાજ રે; હાથમાં તે દીધું ઘૃતનું પાતરૂં રે, ભાઇ મને આઘેરો વળાવ રે, નવી રે પરણ્યા તે ગોરી નાગિલા રે, ॥ ૧ ॥ ઇમ કરી ગુરૂજી પાસે આવીઆ રે, ગુરજી પૂછે દીક્ષાનો કાંઇ ભાવ રે; લાજે નાકારો તેણે નવિ કર્યો રે. દીક્ષા લીધી ભાઇજી પાસ રે. નવી૦ ॥૨॥ બાર વર્ષ સંજમમાં રહ્યા રે, હૈયે ધરતા નાગિલાનું ધ્યાન રે; હું મૂ-રખ મેં આ શું કર્યું રે, નાગિલા તજી જીવન પ્રાણ રે. નવી૦ ॥ ૩ ॥ માતપિતા એને નહીં રે, એકલી અબળા નાર રે; તાસ ઉપર કરૂણા કરી રે, હવે તેની કરવી સંભાળ રે. નવી૦ ॥ ૪ ॥ શશિવયણી મૃગલોયણી રે, વલવલતી મેલી ઘરની નાર રે; સોળ વરસની સા સું-દરી રે. સુંદર તનુ સુકુમાર રે. નવી૦ ॥ ૫ ॥ ઉમર રોફળ વ્રત જે કરે રે, હરખે ગ્રહો કરમાંહી રે; પામ્યા

હું તો પડીઓ દુઃખ જંજાળ રે.
તે શુભમતિ જેહની રે, હું તો પડીઓ દુઃખ જંજાળ રે.
નવી૦ ॥ ૬ ॥ ભવદેવ ભાંગે ચિત્ત આવીઆ રે, અણ-
ઓળખી પૂછે ઘરની નાર રે; કોઈએ દીઠી તે ગોરી
નાગિલા રે, અમે છીયે વ્રત છોડણહાર રે નવી૦ ॥૭॥
નારી કહે સુણો સાધુજી રે, વમ્યો ન લીએ કોઇ આહાર
રે; હસ્તી ચઢીને ખર પર કોણ ચઢે રે. તમે છો કાંઈ
જ્ઞાનનાભંડાર રે. નવી૦ ॥૮॥ એડકીએ વમ્યો આહાર
જો કરે રે. તે નવિ માનવ આચાર રે; જે તમે ઘર ઘરણી
તજ્યા રે, હવે તેની કરો શી સંભાળ રે. નવી૦ ॥૯॥
ધન્ય બાહુબળ ધન્ય શાલિભદ્રજી રે, ધન્ય ધન્ય મેઘ-
કુમાર રે; સ્ત્રી તજીને સંયમ જેણે લીઓ રે, ધન્ય ધન્ય
તેહ અણગાર રે. નવી૦ ॥૧૦॥ દેવકી સુલસા સુત
સાગર રે, નેમતણી સુણી વાણી રે; બત્રીશ બત્રીશ
પ્રિયાતણા રે, પરિહર્યાં ભોગ વિલાસ રે. નવી૦॥૧૧॥
અંકુશ વશ ગજ આણીઆ રે, રાજુલમતિ રહનેમ રે;
વચન અંકુશે તિહાં વારીઆ રે, નાગિલા ભવદેવ તેમ રે.
નવી૦ ॥૧૨॥ નારી તે નરકની ખાણ છે રે, નરકની
દેવણહાર રે; તે તમે તજો મુનિરાજજી રે, જિમ
પામો ભવજળ પાર રે. નવી૦ ॥ ૧૩ ॥ નાગિલાએ
નાથને સમજાવીઆ રે, પછી લીધો સંજમ ભાર રે;
કર્મ ખપાવી મુક્તિ ગયા રે, હુવા હુવા શિવભરતાર રે.
નવી૦ ॥ ૧૪ ॥ પાંચમે ભવે જંબૂ સ્વામીજી રે, પરણ્યા

પરણ્યા પદ્મણિ નાર રે; ક્રોડ નવાણું કંચન લાવીઆ રે, કલ્પસૂત્રમાંહિ અધિકાર રે. નવી૦ ॥૧૫॥ પ્રભવક સાથે ચોર પાંચશેં રે, પદ્મિણી આઠે નાર રે; કર્મ ખપાવી મુક્તિ ગયા રે, સમયસુંદર સુખકાર રે. નવી૦ ॥૧૬॥

## ઉપદેશક સઝાય.

હાંરે લાલ સિદ્ધ સ્વરૂપી આતમા, પ્રણમી તેહના પાયરે લાલ; નર ભવના ગુણ વર્ણવું, ધર્મ સદા સુખદાયરે લાલ. ॥ ૧ ॥ હાંરે લાલ ધર્મ વિના નરભવ કિસ્યો, વિનય વિના જેમ શિષ્ય રે લાલ; જ્ઞાન વિનાનો ગુરૂ કિસ્યો, નાથ વિના જેમ દિક્ષ રે લાલ. ॥ ૨ ॥ હાંરે લાલ ધન વિના ઘર શોભે નહિ, પ્રેમ વિનાનો શો નેહ રે લાલ; નીર વિના સરોવર કિસ્યો, નારી વિના જિમ ગેહ રે લાલ. ॥ ૩ ॥ હાંરે લાલ દુઃખ વિના પુરૂષ કિશ્યો, સુલક્ષણ વિના જિમ પુત્ર રે લાલ; સ્વામી વિના બળ શું કરે, ચારિત્ર વિના જિમ સૂત્ર રે લાલ. ॥ ૪ ॥ હાંરે લાલ રસ વિના ગીતા કારમી, આદર વિના શો દાન રે લાલ; અંકુશ વીના ગજ શો વશે, કાંઢયા પછી શો માન રે લાલ. ॥ ૫ ॥ હાંરે લાલ પરાક્રમ વિના જિમ કેશરી, નરભવ જસ વિણ લાધ રે લાલ; વાજિત્ર વિના નાટક

કિશ્યો, ઇંદ્રિય વિના જિમ સાધ રે લાલ. ॥ ૬ ॥ હાંરે લાલ એમ કિશ્યો પરવશપણે, ગુણ કિશ્યો પ્રમાણે આપ રે લાલ; પરજન પર રાગી કિશ્યો, દુશ્મન શું શો મેળાપ રે લાલ. ॥ ૭ ॥ હાંરે લાલ ઉપદેશ શો અભવ્યને, બહેરા આગળ શો ગીત રે લાલ; મૂરખ આગળ રસ કથા, અંધા આગળ દર્પણ રીત રે લાલ. ॥ ૮ ॥ હાંરે લાલ ધર્મ કરો આનંદથી, જિમ આત્માને હિતકાર રે લાલ; મુનિ આણંદના પ્રમોદથી, લહો કેવળ શિવપુર સાર રે લાલ. ॥ ૯ ॥

## ઉપદેશક સઝાય ૨ જી.

તુંને સંસાર સુખ કેમ સાંભરે રે લોલ, દુઃખ વિસર્યાં શું ગર્ભાવાસ જો; નવ માસ રહ્યો તું માને ઉદરે રે લોલ, મળ મૂત્ર અશુચિ વિશરામ જો. તું૦ ॥ ૧ ॥ તિહાં હવા પવન નહીં સંચરે રે લોલ, નહીં સેજ તળાઇ પલંગ જો; તિહાં લટકી રહ્યો ઉંધે શિરે રે લોલ, દુઃખ સહત અપાર અનંત જો. તું૦ ॥ ૨ ॥ ઉઠ કોડી સોઇ તાતી કરી રે લોલ, સમકાળે ચાંપે કોઇ રાય જો; તેથી અનંત ગુણું તિહાં કને રે લોલ, દુઃખ સહત વિચાર તે થાય જો. તું૦ ॥ ૩ ॥

હવે પ્રસવે જો મુજ માવડી રે લોલ, તો હું કરૂ તપ જપ ધ્યાન જો; હવે સેવું સદા જિનધર્મને રે લોલ, મૂકું કુગુરૂનો સંગ અજ્ઞાન જો. તું૦ ॥ ૪ ॥ જ્યારે જન્મ્યો ત્યારે ભૂલી ગયો રે લોલ, ઉહાં ઉહાં રહ્યા ઇમ કહેવાય જો; તિહાં લાગી લાલચ રમવાતણી રે લોલ, આયુ અંજળી જળસમ જાય જો. તું૦ ॥ ૫ ॥ ઇમ બાળક વય રમતે ગઇ રે લોલ, થયો યૌવને મકરધ્વજ સહાય જો; ચિત્ત લાગ્યો તદા રમણી સુખે રે લોલ, પુત્ર પૌત્ર દેખી હરખાય જો. તું૦ ॥ ૬ ॥ થઇ ચિંતા વીવા વાજમતણી રે લોલ, ધન કારણે ધાવે દેશો દેશ જો; પુણ્ય હીણો થઇ પામે નહીં રે લોલ, ચિંતે ચોરી કરૂં કે લુંટું દેશ જો. તું૦ ॥ ૭ ॥ ગયો યૌવન આવી જરા ડાકણી રે લોલ. ધુજે કર પગ શિર ને શરીર જો; ઘરે કહ્યું કોઇ માને નહીં રે લોલ, પડયો કરે પોકાર નહીં ધિર જો. તું ॥ ૮ ॥ ઇમ કાળ અનંતો વહી ગયો રે લોલ, અબ ચેત મૂરખ સરદાર જો; આવો જોગ મળવો મુશ્કેલ છે રે લોલ, સેવો શ્રીજિન શિવસંકેત જો. તું૦ ॥ ૯ ॥ કવિ દાસ કહે મુજ સાહિબો રે લોલ, કુડો કપટી કુશીલ શિર મોડ જો; મેં તો દીઠો નહીં કોઇ દેશમાં રે લોલ, મોટો ધર્મનો ઠગ ઠાકોર જો. તું૦ ॥ ૧૦ ॥ મુનિ તત્ત્વસાગરના પસાયથી રે લોલ, ધર્મધ્યાને

થયો ઉજમાળ જો; સંઘ સેવા કરે શાંતિનાથની રે લોલ, તેથી માંગળિક વરતાય જો. તું૦ ॥ ૧૧ ॥ ઓગણીસે ત્રીશ અષાઢની રે લોલ, શુદ્ધ એકમ ને બુધવાર જો; પ્રભુ કરો કૃપા કવિદાસ પરે રે લોલ, ઘનઘાતીઆ ચાર નિવાર જો. તું૦ ॥ ૧૨ ॥

## દેશનાની સઝાય.

પર્ષદા આગે દીએ મુનિ દેશના, સુણો સંસારના રૂપ હો; હાંરે ચેતન ચેતજ્યો, જગમાં જોતાં કો કેહનું નહીં, અર્થે લાગે અનુપ હો, હાંરે૦ ॥ ૧ ॥ સ્વાર્થે સુધી સહુ ખુંધું ખમે, દુઝણી ગાયની લાત હો. બુધું મારે ને કુટીને જુવે, એમ અનેક અવદાત હો. હાંરે૦ ॥ ૨ ॥ ધુરા વહે ધોરી જ્યાં લગે, ત્યાં લગે દીએ છે ગુવાર હો; નાથે સાહીને ઘી પાયે વળી, પુછે નીરે ચામ હો. હાંરે૦ ॥ ૩ ॥ સુતને ધવરાવે માતા સ્વારથે, સ્વાર્થે સુત ધાવંત હો; લેણું લીજે રે દેણું દીજીએ, ભાખે એમ ભગવંત હો. હાંરે૦ ॥ ૪ ॥ સગપણ સઘળા સંબંધ લાગે, જે કરે પુણ્યને પાપ હો; નવાનો ઉધારો જુનું ભોગવે, કુણ બેટો કુણ બાપ હો; હાંરે૦ ॥ ૫ ॥ પોતી અવધે રે કોઇ પડખે નહીં, કીજે કોટિ ઉપાય હો; રાખ્યું તે કોઇનું નવ રહે, પાકા પાનનો ન્યાય

હો. હાંરે૦ ॥ ૬ ॥ મોહની જાળે સહુ મોહી રહ્યું, એક રાગ ને બીજો દ્વેષ હો; બળવંત બેહુ બંધન એ કહ્યાં, તે માંહે રાગ વિશેષ હો. હાંરે૦ ॥ ૭ ॥ જે જેમ કરે તે તેમ ભોગવે, કડવા કર્મ વિપાક હો; વિષયનો વાહ્યો જીવ ચેતે નહીં, ખાતો ફળ કિંપાક હો. હાંરે૦ ॥ ૮ ॥ આખર સહુને ઉઠી ચાલવું, કોઇ આજ ને કોઈ કાલ હો; પરદેશી આણા રે પાછા નહીં ફરે, એ સંસારની ચાલ હો, હાંરે૦ ॥ ૯ ॥ નરપતિ સુરપતિ સારીખા, રહી ન શકયા ઘડી એક હો; તો કહો બીજાનો શો આશરો કાળ ચૂકે નહીં ટેક હો. હાંરે૦ ॥ ૧૦ ॥ એહવું જાણીને ધર્મ આદરો, કેવળીભાષિત એહ હો; વીશમી ઢાળે ઉદયરત્ન વદે, સંસારમાં સાર છે એહ હો. હાંરે૦ ॥ ૧૧ ॥

## રૂકિમણી સઝાય.

વિચરંતા ગામોગામ, નેમિ જિનેશ્વર નામ, આછે લાલ,
નયરી દ્વારાવતી આવીઆજી. ॥ ૧ ॥
વનપાળક સુખદાય, દીએ વધામણી આય; આ૦
નેમિ જિણંદ પધારીઆ જી. ॥ ૨ ॥
કૃષ્ણાદિક નર નાર, સહુ મળી પર્ષદા બાર, આ૦
નેમજીને વંદન આવીઆ જી. ॥ ૩ ॥

દેશના દીએ જિનરાય, સહુને આવે દાય આ૦
રૂકમિણી પૂછે નેમને જી. ॥ ૪ ॥
પુત્ર ને માહરે વિયોગ, શું હોશે કર્મ સંયોગ, આ૦
ભગવંત મુજને ઉપદિશો જી. ॥ ૫ ॥
ભાખે તવ ભગવંત, પૂરવ ભવ વીરતંત, આ૦
કીધાં કર્મ ન છૂટીયે જી. ॥ ૬ ॥
પૂર્વ ભવે એક વાર, હુંતી તું નૃપની નાર, આ૦
ઉપવન રમવા સંચર્યાં જી. ॥ ૭ ॥
જોતાં વનહ મઝાર, દીઠો એક સહકાર, આ૦
મોરલી વીયાણી તે તરૂતળે જી. ॥ ૮ ॥
સાથે તુમારો નાથ, ઈંડાં ઝાલ્યાં હાથ, આ૦
કંકુવરણા તે થયાં જી. ॥ ૯ ॥
એહવે આવી મોર, કરવા લાગી સોર, આ૦
સોળ ઘડી નવિ સેવિયાં જી. ॥ ૧૦ ॥
પછે વરસ્યો મેહ, ધોવાયાં ઇંડાં તેહ, આ૦
પુનરપિ મોરલી સેવિયાં જી. ॥ ૧૧ ॥
તિહાં બાંધ્યો અંતરાય, ઇમ ભાખે જિનરાય, આ૦
સોળ વરસ વિરહો પડયો જી. ॥ ૧૨ ॥
હસતાં બાંધે કર્મ, નવિ ઓળખે જૈન ધર્મ, આ૦
રોતાં ન છૂટે પ્રાણીઆ જી. ॥ ૧૩ ॥

દેશના સુણી અભિરામ, રૂક્‌મિણી રાણી તામ, આ૦
શુદ્ધ સંયમ આદ રે જી. ॥ ૧૪ ॥
સ્થિર કરી મન વચ કાય, મુક્તિપુરીમાં જાય, આ૦
રાજવિજય રંગે ભણે જી. ॥ ૧૫ ॥

---

## રાજુલ ને રહનેમિની સઝાય.

( રાગ—ભરથરીનો. )

ધિગ મુનિ ધિગ તુમને, ધિગ તુમારા વેણજી; ચારિત્ર તુમારૂં એળે ગયું, કુડાં તમારા કેણજી, મોહરે ઉતારો મુનિરાજ જી. ॥૧॥ માત પિતા કુળ બોળીયું, બોળ્યું ચારિત્ર આજ જી; વિષય કારણ મોહ લાવીયા, કુડાં કૃત્યને કાજ જી. મોહરે૦ ॥ ૨ ॥ તપ જપ કરવો છોડી દીયો, રાણી રાજુલ નાર જી; સંસારનાં સુખ ભોગવો, કરો સફળ અવતાર જી, પ્રીતિરે ધરો પ્રેમદા મુજથી. ॥૩॥ સેવા ફળ ફુલ લાવતો, હું તમારે આવાસ જી; હોંશ ધરીને લેતાં તમે, તેથી થઇ બહુ આશ જી. પ્રીતિ રે૦ ॥૪॥ વસ્ત્ર ભૂષણ લીધા પ્રીતથી, જાણી દેવર જાતજી; વ્રત લેઇને જેણે ભાંગીયા, થયો નરકમાં પાતજી. મોહ૦ ॥૫॥ રૈવતનાથ નિહાળતાં, તુમ હમ દોનુંને આજ જી; નિર્લજ્જ લાજ કિહાં ગઇ, ગયું જ્ઞાન મહારાજ જી,

મોહરે૦ ॥ ૬ ॥ એથી અધિક કહો મુજને, રાજુલ પ્રાણ આધારજી; વહાલ તમારૂં નવિ વીસરે, સુણો રાજુલ નારજી. પ્રીતિરે૦ ॥ ૭ ॥ પિઉ વિણ રાજુલ એકલી, જાણી તમારી દાઝજી; હોંશ ધરીને અમે આવતા, કરવા તમારા કાજજી. પ્રીતિરે૦ ॥ ૮ ॥ તારણ તંત્ર તોડી કર્યાં, મોહમંત્રનો સંગજી; મોક્ષ પદવી તમે ખોઇને, કર્યો સંજમ ભંગજી. મોહરે૦ ॥ ૯ ॥ સંસાર અસાર છોડી તુમે, લીધો સંજમ ભારજી; ઉત્તમ પુરૂષ વંછે નહીં, ફરી સંસાર અસારજી. મોહરે૦ ॥ ૧૦ ॥ માયા કરી જે મીલે નહીં, તે મૂરખની રીતજી સંસારમાં શું લઇ જવું, એક પૂરણ પ્રીતજી. પ્રીતિરે૦ ॥૧૧॥ કુંવારી કન્યાને કંથ કેટલા, સુણ સુણ રાજુલ ભામજી; એકની ઉપર રાગ નવિઘટે, કરો મુજને સ્વામજી. પ્રીતિરે૦ ॥૧૨॥ અમીરસ મૂકી કાં પીયો, નારી અવગુણ વિખજી; સંસારમાં સાર કાંઇ નથી, ધરો સંજમ શીખજી. મોહરે૦ ॥૧૩॥ દીક્ષા લઇ પ્રભુ પાસથી પાળો શુદ્ધ આચારજી; વિષફળ ખાવા વાંછા કરી, લેવા પૃથ્વીનો ભારજી. મોહરે૦ ॥ ૧૪ ॥ મેં જાણ્યું રાજુલ એકલી, પતિ વિના મુંઝાયજી; પરણીને સુખ આપશું, નહીં લેવા દઉં દીક્ષાયજી. પ્રીતિરે૦ ॥ ૧૫ ॥ પુણ્ય પ્રતાપે મેં ભેટીયા, આજ કેટલે માસજી; ચાલો

ઘરે જઇએ આપણે, કરવા ભોગ વિલાસજી. પ્રીતિરે૦ ॥ ૧૬ ॥ બંધુ તુમારે પરિહરી, જાણી અસ્થિર સંસારજી, શ્વાન પરે ઇચ્છા કાં કરો, જમવા વમન વિકારજી. મોહરે૦ ॥ ૧૭ ॥ શ્વાન કીધો તુમે મુજને, તો શો તુમથી સંસારજી; દીક્ષા આપી સારી સાધવી, કર્યો તમે ઉપગારજી. ક્ષમા કરો મોરી માતજી. ॥ ૧૮ ॥

---

## અધ્યાત્મિક પદ.

અવિનાશીની સેજડીએ, રંગ લાગ્યો મોરી સજનીજી રે; કેલી કરંતાં ગઇ નવી જાણી, આજનીએ રંજનીજી રે. અવિ૦ ॥ ૧ ॥ માન સરોવર હંસ તણી પરે, મુક્તિ તણા ફળ ચુગતાંજી રે; જ્ઞાન ધ્યાનકી કુંજ ગલનમેં, આતમરામશું રમતાંજી રે. અ૦ ॥ ૨ ॥ સાસુ તે દુર્મતિ કામણગારિ, સસરો લોભ ધુતારોજી રે, પિતા મોહ છે મહા પાપીયો, માયા માતા ઠગારીજી રે. અ૦ ॥ ૩ ॥ ક્રોધ પાડોશણ કેડ ન મેલે, કંદર્પ દિચર ધીઠોજી રે; વિષયવાસના ભઇ દેરાણી, તિહાં અવિનાશી દીઠોજી રે. અ૦ ॥ ૪ ॥ એટલાંને અળગાં મેલીને, કંત તણો કર ઝાલ્યોજી રે; અવિનાશી વહાલા શું રમતાં, મોહ મત્સર મદ ગાળ્યોજી રે. અ૦ ॥૫॥

ભાવના ચંદનથી અતિ શીતળ, નાથ નિરંજન વદ્ધ ણીજી રે; રૂપચંદ રસ પ્રેમે પીતાં, તિહાંથી પ્રીત બંધાણીજી રે. અ૦ ॥ ૬ ॥

---

## ઉપદેશક ચૈત્યવંદન.

ક્રોધે કાંઇ ન નીપજે, સમકિત તે લુંટાય;
સમતા રસથી ઝીલીએ, તો વેરી કોઇ ન થાય. ૧
વહાલા શું વઢીએ નહીં, છટકી ન દીજે ગાળ;
થોડે થોડે છંડીએ, જિમ છંડે સરોવર પાળ. ૨
અરિહંત સરખી ગોઠડી, ધર્મ સરીખો સ્નેહ;
રત્ન સરીખા બેસણાં ચંપક વર્ણી દેહ. ૩
ચંપકે પ્રભુજી ન પૂજીયા, ન દીધું મુનિને દાન;
તપ કરી કાયા ન શોષવી, કીમ પામશો નિર્વાણ. ૪
આઠમ પાખી ન ઓળખી, એમ કરે શું થાય;
ઉન્મત્ત સરખી માંકડી, ભોંય ખણંતી જાય. ૫
આંગણ મોતી વેરીયા, વેલે વિંટાળી વેલ;
હીરવિજય ગુરૂ હીરલો, મારૂં હૈડું રંગની રેલ. ૬

---

# સ્તુતિઓનો સંગ્રહ.

## બીજની સીમંધર જિન સ્તુતિ ૧ લી.

અજવાળી બીજ સોહાવે રે, ચંદા રૂપ અનુપમ લાવે રે; ચંદા વિનતડી ચિત્ત ધરજો રે, સીમંધરને વંદણા કહેજો રે. ॥ ૧ ॥ વીશ વિહરમાન જિનને વંદુ રે, જિન શાસન પૂજી આણંદું રે; ચંદા એટલું કામ જ કરજો રે, સીમંધરને વંદણા કહેજો રે. ॥ ૨ ॥ સીમંધર જિનની વાણી રે, તે તો અમિય પાન સમાણી રે; ચંદા તમે સુણી અમને સુણાવો રે. ભવ-સંચિત પાપ ગમાવો રે. ॥ ૩ ॥ સીમંધર જિનની સેવા રે, તે તો શાસન ભાસન મેવા રે; ચંદા હોજો સંઘના ત્રાતા રે, ગજ લંછન ચંદ્ર વિખ્યાતા રે. ॥૪॥

## બીજની સ્તુતિ ૨ જી.

બીજ દિન ધર્મનું બીજ આરાધીએ, શીતળ જિન તણી સિદ્ધિ ગતિ સાધીએ; શ્રી વત્સ લંછન કંચન સમ તનુ, દઢરથ નૃપ સુત દેહ નેઉં ધણું. ॥ ૧॥ અર અભિનંદન સુમતિ વાસુપૂજ્યના, ચ્યવન જન્મજ્ઞાનજ

થયા એહના; પંચ કલ્યાક બીજ દિને જાણીએ, કાળ ત્રણ ચોવીશી મનમાંહી આણીએ. ॥ ૨ ॥ ધર્મ બીહુ ભેદે શ્રી જિનવર ભાષીયો, સાધુ શ્રાવક તણો ભવિક ચિત્ત વાસીયો; એહ સમકિત તણો સાર છે મૂળગો, અહોનિશ આગમ જ્ઞાનને ઓલગો. ॥ ૩ ॥ મનુજ સુર શાસન સાંનિધ્ય કારકું, શ્રી અશોક નિધિ વિઘ્ન ભય વારકું; શીતળ સ્વામીના ધ્યાનથી સુખ લહે, ધીર ગુરૂ શિષ્ય જ્ઞાનવિમળ કવિ એમ કહે, ॥ ૪ ॥

## બીજની સ્તુતિ ૩ જી.

જંબૂદ્વીપે અહોનિશ દીપે, દોય સૂર્ય દોય ચંદા જી; તાસ વિમાને શ્રી ઋષભાદિક, શાશ્વતા શ્રી જિન-ચંદા જી ॥ તેહ જાણી ઉગતે શશિ નિરખી, પ્રણમે ભવીજન ચંદાજી; બીજ આરાધો ધર્મની બીજે, પૂજી શાંતિ જિણંદાજી ॥ ૧ ॥ દ્રવ્ય ભાવ દોય ભેદે પૂજો ચોવીશે જિન ચંદાજી; બંધન દોય દૂર કરીને, પામ્યા પરમાણંદાજી ॥ દુષ્ટ ધ્યાન દોય મત્ત મતંગજ, ભેદન મત્ત મહેંદાજી; બીજ તણે દિન જે આરાધે, જેમ જગ મહા ચિરનંદાજી ॥ ૨ ॥ દ્વિવિધ ધર્મ જિનરાજ પ્રકાશે, સમવસરણ મંડાણજી; નિશ્ચય ને વ્યવહાર બેહુશું, આગમ મધુરી વાણજી ॥ નરક

તિર્યંચ ગતિ દોય ન હોવે, બીજ તે જે આરાધેજી; દ્વિવિધ દયા ત્રસ સ્થાવર કેરી, કરતાં શિવ સુખ સાધે-જી ॥૩॥ બીજ વદન પર ભૂષણ ભૂષિત, દીપે લલવટી ચંદાજી; ગરૂડ જક્ષ નારી સુખકારી, નિર્વાણી સુખી કંદાજી ॥ બીજ તણો તપ કરતાં ભવીને, સમકિત સાંનિધ્ય કારીજી; ધીરવિમળ શિષ્ય કહે ઇણવિધ શીખ, સંઘના વિઘ્ન નિવારીજી ॥૪॥

---

## પંચમીની સ્તુતિ ૧ લી.

નેમિ જિનેશ્વર પ્રભુ પરમેશ્વર, વંદો મન ઉલ્લાસ જી। શ્રાવણ શુદ પંચમી દિન જન્મ્યા, હુઓ ત્રિજગ પ્રકાશ જી ॥ જન્મ મહોત્સવ કરવા સુરપતિ, પાંચ રૂપ કરી આવે જી। મેરૂ શિખરપર ઓચ્છવ કરીને, વિબુધ સચલ સુખ પાવે જી ॥ ૧ ॥ શ્રી શત્રુંજય ગિરનાર વંદુ, કંચનગિરિ વૈભારજી ॥ સંમેતશિખર અષ્ટાપદ આબુ, તારંગા ગિરિને જુહાર જી ॥ શ્રીફળ-વર્ધી પાસ મંડોવર, શંખેશ્વર પ્રભુ દેવ જી॥ સકલ તીર્થનું ધ્યાન ધરીને, અહોનિશ કીજે સેવ જી ॥૨॥ વરદત્ત ને ગુણમંજરી પ્રબંધ, નેમિ જિનેશ્વર દાખ્યો જી। પંચમી તપ કરતાં સુખ પામ્યા, સૂત્ર સકળમાં

ભાખ્યો જી ॥ નમો નાણસ્સ એમ ગુણણું ગુણીએ, વિધિ સહિત તપ કીજે જી ॥ ઉલટ ધરી ઉજમણું કરતાં પંચમી ગતિ સુખ લીજે જી ॥ ૩ ॥ પંચમીનું તપ જે નર કરશે, સાંનીધ્ય કરે અંબાઇ જી । દોલત-દાયી અધિક સવાઇ, દેવી દે ઠકુરાઇ જી ॥ તપગચ્છ અંબર દિનકર સરીખો, શ્રી વિજયસિંહ સૂરીશ જી । વીરવિજય પંડિત કવિ રાજા, વિબુધ સદા સુજગીશ જી ॥ ૪ ॥

## પંચમીની સ્તુતિ ૨ જી.

તીર્થંકર શ્રીવીર જિણંદા, સિદ્ધારથ કુળ ગગન દિણંદા ત્રિશલારાણી નંદા । કહે જ્ઞાનપંચમી દિન સુખકંદા, મતિશ્રુતાવરણી મટે ભવ ફંદા, અન્નાણ કુંભી મયંદા ॥ દુગ ચઉ ભેદ અઠ્ઠાવીશ વૃંદા, સમકિત મતિથી ઉલ્લસે આનંદા, છેદે દુર્ગતિ દંદા । ચૌદ ભેદ ધારો શ્રુતચંદા, જ્ઞાની દોયના પદ અરવિંદા, પૂજો ભાવ અમંદા ॥ ૧ ॥ અવતરીયા સવિ જગદાધાર, અવધિ જ્ઞાન સહિત નિર્ધાર, પામો પરમ કરાર । માગશર શુદી પંચમી દિન સાર, શ્રાવણ શુદી પંચમી શુભવાર, સુવિધિ નેમ અવતાર, ॥ ચૈત્ર વદી પંચમી ધણી શ્રીકાર, ચંદ્રપ્રભ ચ્યવન મંગલ વિસ્તાર, વર્ત્યો

જય જયકાર । ત્રીજા જ્ઞાન દર્શન ભંડાર, દેખે પ્રગટ દ્રવ્યાદિક ચાર, પુણ્ય અનંત અધિકાર ॥ ૨ ॥ વૈશાખ વદ પંચમી મન આણી, કુંથુનાથ સંયમ ગુણઠાણી, થયા મનપર્યવ નાણી । દીક્ષા મહોત્સવ અવસર જાણી, આવે સુરપતિ ધણી ઈંદ્રાણી, વંદે ઉલટ આણી ॥ વિચરે પાવન કરતા જગ પ્રાણી. અધ્યાતમ ગુણશ્રેણિ વખાણી, સ્વરૂપ રમણ સહીનાણી । અપ્રમાદી ઋદ્ધિવંતા પ્રાણી, નમો નાણી તે આગમ વાણી, સાંભળી લહો શિવ રાણી ॥ ૩ ॥ કાર્તિક વદી પંચમી દિન આવે, કેવળ જ્ઞાન સંભવ જિન પાવે, પ્રભુતા પૂરણ થાવે । અજિત સંભવ જિન અનંત સોહાવે, ચૈત્ર શુદી પંચમી મુક્તિ કહાવે, જેષ્ઠ શુદી તે તિથિ દાવે ॥ ધર્મનામ પરમાનંદ પાવે, શાસન સુરી પંચમી વધાવે, ગીત સરસ કેઇ ગાવે । સંઘ સકળ ભણી કુશળ બનાવે, જ્ઞાનભક્તિ બહુમાન જણાવે, વિજયલક્ષ્મી સૂરિ પાવે ॥૪॥

## પંચમીની સ્તુતિ ૩ જી.

પાંચમને દિન ચોસઠ ઈંદ્રે, નેમિ જિન મહોત્સવ કીધો જી । રૂપે રંભા રાજીમતીને, છંડી ચારિત્ર લીધો જી ॥ અંજન રત્ન સમ કાયા દીપે, શંખ લંછન સુપ્રસિદ્ધો જી ॥ કેવળ પામી મુકિત પહોચ્યા, સઘળાં કારજ

સીધ્યાં જી ॥૧॥ આબુ અષ્ટાપદ ને તારંગા, શત્રુંજય ગિરિ સોહે જી । રાણકપુર ને પાર્શ્વ શંખેશ્વર, ગિરનારૈં મન મોહેજી ॥ સંમેત શિખર ને વળી વૈભાર ગિરિ, ગોડી થંભણ વંદો જી । પંચમીને દિન પૂજા કરતાં, અશુભ કર્મ નિકંદો જી ॥ ૨ ॥ નેમિ જિનેશ્વર ત્રિગડે બેઠા, પંચમી મહિમા બોલે જી । બીજા તપ જપ છે અતિ બહોળા, નહીં કોઇ પંચમી તોલે જી ॥ પાટી પોથી ઠવણી કવળી, નોકારવાળી સારી જી । પંચમીનું ઉજમણું કરતાં, લહીએ શિવવધુ પ્યારી જી ॥૩॥ શાસનદેવી સાંનિધ્ય કારી, આરાધે અતિ દીપે જી । કાને કુંડળ સુવર્ણ ચુડી, રૂપે રમઝમ દીપે જી ॥ અંબિકાદેવી વિઘ્ન હરેવી, શાસન સાંનિધ્ય કારી જી । પંડિત હેતવિજય જયકારી, જિન જપે જયકારી જી ॥ ૪ ॥

---

## પંચમીની સ્તુતિ ૪ થી.

ઉત્તર દિશિ અનુત્તરથી ચવીયા, શૌરિપુર અવતરીયા જી । સમુદ્રવિજય નૃપ પરણી ધરણી, ઉદરે ગુણગણ ભરીયા જી ॥ શુચિ સીત પંચમી પંચરૂપ ધરી, પ્રમુદિત શચીપતિ આવે જી । પંચ વર્ણ કળશે કનકાચલ, શિખરે પ્રભુ ન્હવરાવે જી ॥ ૧ ॥ પંચ કલ્યાણક

ચોવીશ જિનના, દશ ક્ષેત્રે સય વારજી। અવિરતિ બાર તજીને આદરે, પંચ મહાવ્રત ભાર જી ॥ પંચ પ્રમાદ મતંગજ ભેદી, પામ્યા પંચમ જ્ઞાન જી ॥ ૨ ॥ સૂત્ર નિર્યુકિત ટીકા ચૂરણિ, ભાષ્ય પંચાંગી પ્રમાણ જી। સાંપ્રત ષટ લખ ગુણચાલીશ સહસ, ત્રણસય છુટિ માન જી॥ તસ અનુસારે ગીતારથ કૃત, વૃત્ત્યાદિક વિસ્તાર જી। પંચ પ્રકારે સઝાય કરે મુનિ, પાળે પણ વ્યવહાર જી ॥ ૩ ॥ દેશવિરતિ પંચમ ગુણઠાણે, પંચ પ્રકારે તરીયા જી। માનવ ગતિ ચૌદશ ગુણ ઠાણા, પંચદશ ભૂમિને વરીયા જી॥ પચીશ ભેદે સુર-વર ભાખ્યા, સાચા સમકિત ધારી જી। શકિત અનુસારે સઘળા કરજો, જિનશાસન રખવાળી જી ॥ ૪ ॥

---

## અષ્ટમીની સ્તુતિ ૧ લી.

અષ્ટમી વાસર મઝિમ રયણી, આઠ જાતિ દિશિ-કુમરી જી। જન્મગૃહે આવે ગહગહતી, નિજ નિજ કારજ સમરી જી॥ અઢાર કોડાકોડિ સાગર અંતર, તુજ તોલે કોણ આવે જી। ઋષભ જગત ગુરૂ દાયક જનની, એમ કહી ગીત સુણાવે જી ॥ ૧ ॥ આઠ કર્મ ચૂર્ણકર જાણી, કળશ આઠ પ્રકાર જી। આઠ

ઇંદ્રાણી નાયક અનુક્રમે, આઠનો વર્ગ ઉદાર જી ॥ અષ્ટ પ્રકારી પૂજા કરીને, મંગળ આઠ આળેખે જી। દાહિણ ઉત્તર દિશિ જિનવરને, જન્મ મહોત્સવ લેખે જી ॥ ૨ ॥ પ્રવચન માતા આઠ આરાધો, આઠ પ્રમાદને છાંડો જી । આઠ આચાર વિભૂષિત આગમ, ભણતાં શિવસુખ સાધો જી ॥ આઠમે ગુણઠાણે ચઢી અનુક્રમે, ક્ષપક શ્રેણિ મંડાણ જી । આઠમે અંગે અંતગડ કેવળી, થઇ પામ્યા નિર્વાણ જી ॥ ૩ ॥ વૈમાનિક જ્યોતિષી ભવનાધિપ, વ્યંતરપતિ સુર નારી જી । ક્ષુદ્રાદિ અડદોષ નિવારી, અડગુણ સમકિત ધારી જી ॥ આઠમે દ્વીપે અઠ્ઠાઇ મહોત્સવ, કરતા ભક્તિ વિશાલ જી । ક્ષમાવિજય જિનવરની ઠવણા, ચઉસઠી સય અડયાલ જી ॥ ૪ ॥

## અષ્ટમીની સ્તુતિ ૨ જી.

અષ્ટમી દિન તો અષ્ટ મદ છાંડીએ, અષ્ટમી ધર્મશું પ્રેમ બહુ માંડીએ । અષ્ટમી આદિ જિન ધરીએ સંયમ રળી, અષ્ટમી પાસ જિન મુક્તિ પહોંચ્યા વળી ॥ ૧ ॥ અષ્ટમો દ્વીપ વર નંદીશ્વર સોહીએ, એક શત અષ્ટોત્તર બિંબ મન મોહીએ । ચાર અષ્ટાધિક સુર સ્વર્ગે ગયા, પૂજીયા આગળ અષ્ટ મંગળ લહ્યા ॥ ૨ ॥ પાસજીના

વર ગણી તે ગણધરા, સહસ અષ્ટોત્તર અંગ લક્ષણ ધરા સુણી જિન વાણી આગમ રસ તે સદા, અષ્ટમી પાળતાં અષ્ટ સુખ સંપદા ॥ ૩ ॥ અષ્ટમી અષ્ટ પદ-કમળ નિવાસિની, અષ્ટમી કર્મઈંધન પટલની નાશિની। અષ્ટમી વ્રત તપ સંજમ જે કરે, અલિય વિઘન સવી દેવ દૂરે હરે ॥ ૪ ॥

---

## અષ્ટમીની સ્તુતિ ૩ જી.

ચોવીશે જિનવર, હું પ્રણમું નિત્ય મેવ।
આઠમ દિન કરીએ, ચંદ્ર પ્રભુની સેવ ॥
મૂર્તિ મન મોહન, જાણે પુનમ ચંદ।
દીઠે દુઃખ જાયે, પામીએ પરમાનંદ ॥ ૧ ॥
મળી ચોસઠ ઇંદ્ર, પૂજે પ્રભુજીના પાય।
ઇંદ્રાણી અપ્સરા, કર જોડી ગુણ ગાય ॥
નંદીશ્વર દ્વીપે, મળી સુરવરની કોડ।
અઠ્ઠાઇ મહોત્સવ, કરતા હોડાહોડ ॥ ૨ ॥
શત્રુંજય શિખરે, જાણી લાભ અપાર।
ચોમાસું રહીયા, ગણધર મુનિ પરિવાર ॥
ભવિયણને તારે, દેઇ ધર્મ ઉપદેશ।
દુધ સાકરથી પણ, વાણી અધિક વિશેષ ॥ ૩ ॥

પોસહ પડિક્કમણું કરીએ વ્રત પચ્ચખાણ ।
આઠમ દિન કરીએ, અષ્ટ કર્મની હાણ ॥
અષ્ટ મંગલ થાયે, દિન દિન કોડ કલ્યાણ ।
એમ સુખસૂરિ કહે, જીવિત જન્મ પ્રમાણ ॥૪॥

---

## અષ્ટમીની સ્તુતિ ૪ થી.

અભિનંદન જિનવર, પરમાનંદ પદ પામે ।
વળી નેમ જિનેશ્વર, જન્મ લહી શિવ કામે ॥
તેમ મોક્ષ ચ્યવન બેહુ, પાર્શ્વ દેવ સુપાસ ।
આઠમને દિવસે, સુમતિ જન્મ સુપ્રકાશ ॥ ૧ ॥
વળી જન્મ ને દીક્ષા, ઋષભ તણાં જિહાં હોય ।
સુવ્રત જિન જન્મ્યા, સંભવ ચ્યવનું જોય ॥
વળી જન્મ અજિતનો, એમ અગ્યાર કલ્યાણ ।
સંપ્રતિ જિનવરના, આઠમને દિન જાણ ॥ ૨ ॥
જિહાં પ્રવચન માતા, આઠ તણો વિસ્તાર ।
અડ ભંગી એ જાણો, સવિ જગજીવ વિચાર ॥
તે આગમ આદર, આણીને આરાધો ।
આઠમને દિવસે, આઠ અક્ષય સુખ સાધો ॥ ૩ ॥
શાસન રખવાળી, વિદ્યાદેવી સોળ ।
સમકિતની સાંનિધ્ય, કરતી છાકમછોળ ॥

અનુભવ રસ લીલા, આપે સુજસ જગીશ ।
કવિ ધીરવિમળનો, જ્ઞાનવિમળ કહે શિષ્ય ॥૪॥

---

## અષ્ટમીની સ્તુતિ ૫ મી.

અષ્ટમી તપ મહિમા, મોટો કહે મહાવીર ।
આઠમ તપ ભંજે, અષ્ટ કર્મ જંજીર ॥
આઠ સિદ્ધિ ઋદ્ધિ આપે, જિમ એ ભંજે આઠ ।
દુઃખ દુર્ગતિ કાપે, જેમ દાવાનળ કાષ્ટ ॥ ૧ ॥
ચોવીશે જિનની, પ્રતિમા ભરતે ભરાવી ।
અષ્ટાપદ ઉપર, નાસિકા સરખી ઠરાવી ॥
પૂરવ થકી વંદો, દોય ચાર અઠ દશ દેવ ।
એ ચાર નિક્ષેપે, સંભાળી કરૂં સેવ ॥ ૨ ॥
મહાવીર થકી ત્રિપદી, પામીને તત્કાળ ।
દ્વાદશાંગી ગુંથી, ગણધર દેવ રસાળ ॥
એમાંથી ઉપદિશો, આઠમનો અધિકાર ।
અષ્ટમી આરાધો, જિમ પામો ભવ પાર ॥ ૩ ॥
જિન શાસન દેવી, સિદ્ધાયિકા માતંગ ।
આઠમ તપ તપીએ, સાંનિધ્ય કરે ધરી રંગ ॥
સુર સમકિત ધારી, ભવિક કરે કલ્યાણ ।
ભાવ વિજયના વાચક સેવક જ્યું ભાસ ભાણ॥૪॥

# એકાદશીની સ્તુતિ ૧ લી.

નેમિ જિનને શ્રી નારાયણ, પ્રશ્ન કરે પાય વંદી જી। સકળ પર્વમાં જેહ મહાફળ, તે મુજ કહો આણંદી જી ।। જિન કહે જે એક મૌન એકાદશી; વર્ષો વર્ષ આરાધે જી। ચઉવિહાર ઉપવાસ પોસહશું, તો શિવપદ સંપદ સાધે જી ।। ૧ ।। દશ ક્ષેત્રે પાંચ પાંચ કલ્યાણક, સર્વ મળી પચાસ જી ।। ત્રિહું કાળે તે ત્રિગુણા કરતાં, થાયે દોઢસો વિલાસ જી ।। માગસર શુદી એકાદશીને દિને, તે જપમાલા ગણીએ જી। સંપદા સઘળી સન્મુખ થાયે, આપદા સવિ અવગણીએ જી ।। ૨ ।। પ્રતિમા જ્ઞાન પૂજા ઉપગરણાં, પ્રત્યેકે અગ્યાર જી। ફળ પકવાન્ન મેવા બહુ ઢોવા, સામી વત્સલ સાર જી ।। ગુરૂ વચને એમ મૌન એકાદશી, ઉજમણું જે કરશે જી। સુવ્રત શ્રેષ્ઠી તણી પરે તે નર, શિવકમળા સુખ વરશે જી ।। ૩ ।। દેવ દેવી જે સમ્યગ્દૃષ્ટિ, શાસન સાંનિધ્યકારી જી। સંઘના સકળ સમીહિત પૂરો, દોહગ દુઃખ નિવારી જી।। એકાદશી તપ આરાધકને, મનકામિત સુખ આપો જી।। હંસ કરે શ્રી જિન-આણામાં, મન ભવી સ્થિર કરી સ્થાપો જી ।। ૪ ।।

---

# એકાદશીની સ્તુતિ ૨ જી.

નિરૂપમ નેમિ જિનેશ્વર ભાખે, એકાદશી અભિરામજી । એક મને કરી જેહ આરાધે, તે પામે શિવ ઠામ જી ॥ તેહ નિસુણી માધવ પૂછે, મન ધરી અતિ આનંદા જી । એકાદશીનો એહવો મહિમા, સાંભળી કહો જિણંદા જી ॥ ૧ ॥ એક શત અધિક પચાસ પ્રમાણ, કલ્યાણક સવિ જિનના જી। તેહ ભલા તે દિન આરાધો પાપ છંડો સવિ મનના જી ॥ પોસહ કરીએ મૌન આદરીએ, પરિહરીએ અભિમાન જી । તે દિન માયા મમતા તજીએ, ભજીએ શ્રી ભગવાન જી ॥૨॥ પરભાતે પડિકમણું કરીને, પોસહ પણ તિહાં પારી જી । દેવ જુહારૂં ગુરૂને વાંદું, દેશનાની સુણું વાણી જી સામી જમાડું કર્મ ખપાવું, ઉજમણું ઘરે માંડું જી। અશનાદિક ગુરૂને વહોરાવી, પારણું કરૂં પછી વારૂ જી ॥ ૩ ॥ બાવિશમા જિન એણીપરે બોલે, સુણ તું કૃષ્ણ નરિંદા જી ॥ એમ એકાદશી જેહ આરાધે, તે પામે સુખ વૃંદાં જી ॥ દેવી અંબા પુણ્ય પસાયે, નેમીશ્વર હિતકારી જી । પંડિત હરખવિજય તસ શિષ્ય, માનવિજય જયકારી જી ॥ ૪ ॥

---

## એકાદશીની સ્તુતિ ૩ જી.

માધવ ઉજ્વળ એકાદશી, ગણધર પદ થાપત ચિત્ત વસી। ચઉ સહસ અધીક સચ ચાર ઋષિ; કીયા ત્રિશલાનંદન સમ રસી ॥ ૧ ॥ ઉત્સર્પિણી અંતિમ જિનવરા, અવસર્પિણી આદિમ ગુણભર્યા । દશમી દિન કેવળશ્રી વર્યા, દશક્ષેત્રે વિચરે તીર્થંકરા ॥ ૨ ॥ પ્રભુ વદન પદ્મ દ્રહ નીસરી, જગ પાવન ત્રિપદી સુર-સરી। પસરી ગણધર મુખ નીસરી, મુનિ મહંત ઝીલે રંગ ભરી ॥ ૩ ॥ મહાવીર પદાંબુજ મધુકરી, રણઝણ-તી પાયે નેઉરી। સિદ્ધાઇ સુરી શાંતિ કરી, જિનવિજય-શું ભકિત અલંકરી ॥ ૪ ॥

## એકાદશીની સ્તુતિ ૪ થી.

ગોપીપતિ પૂછે, પભણે નેમિ કુમાર, ઇહાં થોડે કીધે, લહીએ પુણ્ય અપાર; મૃગશર અજવાળી, અગ્યા-રશ સુવિચાર, પોસહ વિધિ પાળી, લહુ તરીએ સંસાર. ૧. કલ્યાણક હુવા, જિનના સો પચાસ, તસ ગુણણું ગણતાં, પહોંચે વાંછિત આશ; ઇહાં ભાવ ધરીને, વ્રત કીજે ઉપવાસ, મૌન વ્રત પાળી, છાંડીજે ભવ પાસ. ૨ ભગવંતે ભાખ્યો, શ્રી સિદ્ધાંત મોઝાર, અગ્યારસ મ-

હિમા, મૃગશિર પખ શુદી સાર, સવિ અતીત અનાગત, વર્ત્તમાન સુવિચાર, જિનપતિ કલ્યાણક, છોડે પાપવિકાર. ૩. ઐરાવણ વાહન, સુરપતિ અતિ બલવંત, જિમ જગ જશ ગાજે, રમણી કાંત હસંત; તપ સાંનિધ્ય કરજો મૌન અગ્યારશ સંત; તપ કીર્તિ પ્રસરે, શાસન વિનય કરંત. ૪,

## એકાદશીની સ્તુતિ ૫ મી.

( રાગ—એકાદશી અતિ રૂયડી—એ દેશી )

શ્રીનેમિ જિનવર સયલ સુખકર યાદવ કુળ શણગાર,
જે કંત રાજુલ નારી કેરો જન્મથી બ્રહ્મચાર;
જે વિશ્વરંજન વાન અંજન શંખ લંછન સાર,
એકાદશી દિન પ્રણમીએ જિન શિવાદેવી મલ્હાર. ૧
અગ્યાર પ્રતિમા દેશવિરતિ વહો નિર્મળ ધ્યાન,
ચોવીશ જિનવર ભક્તિ કરતાં લહો અમર વિમાન;
ઇમ બાર વર્ષે પૂર્ણ કીજે તપ તણો પરિમાણ,
એકાદશી દિન સકળ ઉત્તમ જૈન શિવ સંડાણ. ૨
અગ્યાર પાઠાં પરત ઠવણી પુંજણીયું રૂમાલ,
તિમ જિનવિભૂષણ વિગત દૂષણ ચાબખી સુવિશાળ;
ઇમ ઉજમીયે ને સફળ કીજે મનુજનો અવતાર,
એકાદશી દિન સુગુરૂ મુખથી સુણો અંગ અગ્યાર. ૩

શિર મુકુટ મંડિત જડિત કુંડળ વિમળ મોતીહાર,
શ્રણ જુગલ અંચળ કસિણ કસીયો કંચૂ જિમ જલધાર;
અંબિકા દેવી દેવ સેવી ગોમેધ સુરના નાર,
શ્રીરવિમળકવિ સુશિષ્ય કહે નય સંઘને સુખકાર. ૪

---

## રોહિણી વાસુપૂજ્યની સ્તુતિ ૧ લી.

વાસુપૂજ્ય જિનેશ્વર નંદા, જયા માતા આનંદ કંદા, સર્વ જીવા સુખકંદા; વાસુપૂજ્ય જિનેશ્વર વંદો; ભવ ભવ સંચિત પાપ નિકંદો, આતમગુણ આણંદો ॥ ૧ ॥ ઋષભાદિક ચોવીશ જિણંદા, સેવા કરે નિત્ય સકલ સુરીંદા, મન ધરી હરખ આણંદા; તાસ ચરણ સેવે મન સુદ્ધા, શિવ સુખ કારણ સવિએ લુદ્ધા, નિર્મલ સુરસા દુદ્ધા ॥૨॥ રોહિણી પ્રમુખ તપસ્યા સારી, જે ભાષિત જિનવર ગણધારી, ભવિક કરે હિતકારી; એહવા આગમ જે ચિત્ત ધારે, શ્રીજિનવાણી પઢે પઢાવે, તેહ અક્ષય સુખ પાવે ॥ ૩ ॥ શ્રી જિનશાસન સાંનિધ્યકારી, ધુરથી મંગલ દુરિત નિવારી, સેવો શુભ આચારી; કલ્યાણકારી જિનને સેવો, સુરનર પૂજિત શાસનદેવો, વિઘ્ન હરે નિત્યમેવો ॥ ૪ ॥

## રોહિણી વાસુપૂજ્યની સ્તુતિ ૨ જી.

શ્રી વાસુપૂજ્યજી પૂજીએ, જિન ચરણ તણા ફળ લીજીએ; દેવી રાણી જય કરો, મન વંછિત પૂરણ સુરતરો ॥ ૧ ॥ પાંચ ભરત પાંચ ઐરવતા, પાંચ મહાવિદેહમાં વિચરંતા; ત્રણ ચોવીશી બહોંતેરા, જિન વીશ નમું જિન સુખકરા ॥ ૨ ॥ ત્રિગડે બેઠા જિન ભણે, તિહાં વચણે કરી વખાણ કરે; જોજન લગી જિનવાણી વિસ્તરે, બાર પર્ષદા બેઠી ચિત્ત ધરે ॥ ૩ ॥ શાસન દેવી નામ પ્રભા, સંઘ સકલ સોહંકરા. વર વાચક મેઘ પવન મુદા, મેઘચંદ્ર હુવા સુખસંપદા ॥૪॥

## રોહિણી વાસુપુજ્યની સ્તુતિ ૩ જી.

શ્રી વાસુપૂજ્ય જિનેશ્વર, પૂજો મનને રંગે ।
રોહિણી નક્ષત્રે, ઉપવાસ કરો અતિ ચંગે ॥
સાત વર્ષ ઉપરે, સાત માસ પરિમાણ ।
એ તપ રોહિણીનો; આપે મહાનંદ ઠાણ. ॥ ૧ ॥
વાસુપૂજ્યજી નંદન, નરપતિ મઘવા નામ ।
તસ પત્ની લક્ષ્મી, તસ તનયા અભિરામ ॥
તે રોહિણી યુવતિ, પરણી રાય અશોક ।
એમ સકળ જિનેશ્વર, ભાખે બુઝવવા લોક ॥ ૨ ॥

સુંદરી એક રડતી, દેખી પૂછે નારી ।
કુણ નાટક હોવે, નૃપ કહે તું મદ ભારી ॥
રાય નાંખ્યો ધરતી, અંગજ તોહે પ્રસન્ન ।
ઇમ આગમ વાણી, નિસુણો તમે ધન્ય ધન્ય ॥ ૩ ॥
તવ શાસન દેવી, ધર્યું સિંહાસન તાસ ।
રાજા ને રાણી, મન હુવો હર્ષ ઉલ્લાસ ॥
રોહિણી તપ કારક, એમ લહે વંછિત ભોગ ।
બુદ્ધ હંસવિજય શિષ્ય, ધીરનો સૌખ્ય સંજોગ ॥૪॥

## રોહિણીની સ્તુતિ ૪ થી.

જયકારી જિનવર, વાસુપૂજ્ય અરિહંત ।
રોહિણી તપનો ફળ, ભાખે શ્રી ભગવંત ॥
નરનારી ભાવે, આરાધે તપ એહ ।
સુખ સંપત્તિ લીલા, લક્ષ્મી પામે તેહ ॥ ૧ ॥
ઋષભાદિક જિનવર, રોહિણી તપ સુવિચાર ।
નિજ મુખે પ્રકાશે, બેઠી પર્ષદા બાર ॥
રોહિણી દિન કીજે, રોહિણીનો ઉપવાસ ।
મન વંછિત લીલા, સુંદર ભોગ વિલાસ ॥ ૨ ॥
આગમમાંહિ એહનો, બોલ્યો લાભ અનંત ।
વિધિશું પરમારથ, સાધે સુદ્ધા સંત ॥
દિન દિન વળી અધિકો, વાધે અધિકો નૂર ।

દુઃખ દોહગ તેહનો; નાસી જાયે દૂર ॥ ૩ ॥
મહિમા જગ મોટો, રોહિણી તપનો જાણ ।
સૌભાગ્ય સદાયે, પામે ચતુર સુજાણ ॥
નિત્ય નિત્ય ઘેર મહોત્સવ નવલા શણગાર ।
જિન શાસન દેવી, લબ્ધિ રૂચિ જયકાર ॥ ૪ ॥

## રોહિણીની સ્તુતિ ૫ મી.

માસ માસ રોહિણી તપ કીજે; વાસુપૂજ્યની પ્રતિમા પૂજીજે; રોગ શોક ન આવે અંગે, દોય સહસ જપો મન રંગે । ૧ ॥ અતીત અનાગત ને વર્ત્તમાન, ત્રણ ચોવીશી બોંતેર નામ; શુભવિજય કહે એહ પ્રકાશ, સુખ લહે રોહિણી તપ ભાસ ॥ ૨ ॥ એ છે આગમ અંગ અગ્યાર, ચૌદ પૂર્વ ને ઉપાંગ બાર; ત્યાં છે રોહિણી તપ વિખ્યાત, જપતાં લહીએ મુક્તિનો વાસ ॥૩॥ શાસનદેવી મનબળ આપો, સુમતિ કરી જિનશાસને થાપો; શુભવિજય કહે દેશ અમારો, લાભવિજય કહે એહ સંભારો ॥ ૪ ॥

## પર્યુષણની સ્તુતિ ૧ લી.

મણિ રચિત સિંહાસન, બેઠા જગદાધાર । પર્યુષણ કેરો, મહિમા અગમ અપાર ॥ નિજ મુખથી દાખી,

સાખી સુરનર વૃંદ । એ પર્વ પર્વમાં, જેમ તારામાં ચંદ ॥ ૧ ॥ નાગકેતુ પરે, કલ્પ સાધના કીજે । વ્રત નિયમ આખડી, ગુરૂ મુખ અધિકી લીજે ॥ દોય ભેદે પૂજા, દાન પંચ પ્રકાર । કર પડિકમણાં ધર, શીળ અખંડિત ધાર ॥ ૨ ॥ જે ત્રિકરણ શુધ્ધે, આરાધે નવ વાર । ભવ સાત આઠ અવ–શેષ તાસ સંસાર ॥ સહુ સૂત્ર શિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર । તે શ્રવણ સુણીને, સફળ કરો અવતાર ॥ ૩ ॥ સહુ ચૈત્ય જુહારી, ખમતખામણા કીજે । કરી સાહમી વત્સલ, કુગતી પટ દીજે । અઠ્ઠાઇ મહોત્સવ, ચિદાનંદ ચિત્ત લાયી । એમ કરતાં સંઘને, શાસનદેવ સહાયી ॥ ૪ ॥

## પર્યુષણની સ્તુતિ ૨ જી.

પર્વ પર્યુષણ પુણ્યે પામી, પરિઘલ પરમાનંદોજી, અતિ ઓચ્છવ આડંબર સઘળે, ઘર ઘર બહુ આનંદોજી । શાસન અધિપતિ જિનવર વીરે, પર્વતણાં ફળ દાખ્યાંજી । અમારિ તણો ઢંઢેરો ફેરી પાપ કરંતા રાખ્યાંજી ॥ ૧ ॥ મૃગનયની સુંદરી સુકુમાળી, વચન વદે ટંકશાળજી । પૂરો પનોતા મનોરથ મહારા, નિરૂપમ પર્વ નિહાળીજી ॥ વિવિધ ભાતિ પકવાન્ન કરીને, સંઘસયલ સંતોષોજી । ચોવીશે જિનવર પૂજીને પુણ્ય

ખજાનો પોષોજી ॥ ૨ ॥ સકલસૂત્ર શિર મુગટ નગીનો, કલ્પસૂત્ર જગ જાણોજી । વીર પાસ નેમીશ્વર અંતર, આદિ ચરિત્ર વખાણોજી ॥ સ્થવિરાવળી ને સામાચારી, પટાવળી ગુણ ગેહજી । એમ એ સૂત્ર સવિસ્તર સુણીને, સફળ કરો નર દેહજી ॥ ૩ ॥ એણીપરે પર્વ પર્યુષણ પાળી, પાપ સર્વે પરિહરીએજી । સંવત્સરી પડિક્કમણું કરતાં, કલ્યાણ કમળા વરીએજી ॥ ગોમુખ જક્ષ ચક્રેશ્વરી દેવી, શ્રી માણિભદ્ર અંબાઇજી, શુભવિજય કવિ શિષ્ય અમરને, દિન દિન કરજો વધાઇજી ॥ ૪ ॥

## પર્યુષણની સ્તુતિ ૩ જી.

પર્વ પર્યુષણ સર્વ સજાઇ, મેળવીને આરાધોજી । દાન શીળ તપ ભાવને ભેળી, સફળ કરો ભવ સાંધોજી ॥ તત્ક્ષણ એહ પર્વથી તરીએ, ભવજળ જે અગાધો જી । વારને વાંદી અધિક આણંદી, પૂજી પુણ્યે વાધોજી ॥ ૧ ॥ ઋષભ નેમ શ્રી પાર્શ્વ પરમેશ્વર, વીર જિનેશ્વર કેરાંજી । પાંચ કલ્યાણક પ્રેમે સુણીએ, વળી આંતરાં અનેરાંજી ॥ વીશે જિનવરના જે વારૂ, ટાળે ભવના ફેરાજી અતીત અનાગત જિનને નમીએ, વળી વિશેષે ભલેરાજી ॥૨॥ દશાશ્રુત સિદ્ધાંત માંહેથી, સૂરિવર ભદ્રબાહુજી । કલ્પસૂત્ર એ ઉદ્ધરી સંઘને, કરી ઉપકાર જે

સાહુજી ॥ જિનવર ચરિત્ર ને સમાચારી, સ્થવિરાવલી ઉમાહોજી । જાણી એહની આણા જે લેશે, વરશે તે ભવ લાહોજી ॥ ૩ ॥ ચઉત્થ છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઇ, દશ પંદર ને ત્રીશજી । પીસ્તાલીશ ને સાઠ પંચોતેર, ઇત્યાદિક સુજગીશજી ॥ ઉપવાસ એતા કરીને આરાધે, પર્વ પર્યુષણ પ્રેમેજી । શાસન દેવી વિઘ્ન તસ વારે, ઉદય વાચક કહે એમજી ॥ ૪ ॥

## પર્યુષણની સ્તુતિ ૪ થી.

વરસ દિવસમાં અષાડ ચોમાસ, તેહમાં વળી ભાદરવો માસ, આઠ દિવસ અતિ ખાસ । પર્વ પર્યુષણ કરો ઉલ્લાસ, અઠ્ઠાઇધરનો કરો ઉપવાસ, પોસહ લીજે ગુરૂ પાસ ॥ વડા કલ્પનો છઠ્ઠ કરીજે, તેહ તણો વખાણ સુણીજે, ચૌદસ્વપ્ન વાંચીજે । પડવેને દિન જન્મ વંચાય, ઓચ્છવ મહોત્સવ મંગળ ગવાય, વીર જિનેશ્વર રાય ॥ ૧ ॥ બીજે દિન દીક્ષા અધિકાર, સાંજ સમય નિર્વાણ વિચાર, વીર તણો પરિવાર । ત્રીજે દિન શ્રી પાર્શ્વ વિખ્યાત, વળી નેમીશ્વરનો અવદાત, વળી નવ ભવની વાત ॥ ચોવીશે જિન અંતર ત્રેવીશ, આદિ જિનેશ્વર શ્રી જગદીશ, તાસ વખાણ સુણીશ । ધવલ મંગળ ગીત ગુંહલી કરીએ, વળી પ્રભા-

ર્ન. નિત્ય અનુસરીએ, અઠ્ઠમ તપ જય વરીએ ॥ ૨ ॥ આઠ દિવસ લગી અમર પળાવો, તેહ તણો પડહો વજડાવો, ધ્યાન ધર્મ મન ભાવો । સંવત્સરી દિન સાર કહેવાયે, સંઘ ચતુર્વિધ ભેળો થાયે, બારસો સૂત્ર સુણાયે ॥ સ્થવિરાવળી ને સમાચારી, પટાવળી પ્રમાદ નિવારી, , સાંભલજો નર નારી । આગમ સૂત્રને હું પ્રણમીશ, કલ્પસૂત્રશું પ્રેમ ધરીશ, શાસ્ત્ર સર્વ સુણીશ ॥ ૩ ॥ સત્તર ભેદી જિનપૂજા રચાવો, નાટક કેરા ખેલ મચાવો, વિધિશું સ્નાત્ર ભણાવો । આડંબરશું દેહરે જઇએ, સંવત્સરી પડિક્કમણું કરીએ, સર્વ સંઘને ખમીએ ॥ પારણે સાધર્મી વત્સલ કીજે યથાશક્તિએ દાનજ દીજે, પુણ્યભંડાર ભરીજે । શ્રી વિજયક્ષેમ સૂરિ ગણધાર, યશવંતસાગર ગુરૂ ઉદાર, જિણંદસાગર જયકાર ॥ ૪ ॥

## સિદ્ધચક્રની સ્તુતિ ૧ લી.

અંગ દેશ ચંપાપુરી વાસી, મયણા ને શ્રીપાળ સુખાશી, સમકિતશું મન વાસી; આદિ જિનેશ્વરની ઉલ્લાસી, ભાવે પૂજા કીધી મન આશી, ભાવ ધરી વિશ્વાસી; ગલિત કોઢ ગયો તેણે નાશી, સુવિધશું સિદ્ધચક્ર ઉપાસી, થયા સ્વર્ગના વાસી; આસો ચૈત્ર તણી

પૂર્ણમાસી, પ્રેમે પૂજો ભક્તિ વિકાસી, આદિ પુરૂષ અવિનાશી ॥ ૧ ॥ કેસર ચંદન મૃગમદ ઘોળી, હરખેશું ભરી હેમકચોળી, શુદ્ધ જળે અંઘોળી; નવ આંબિલની કીજે ઓળી, આશો શુદ સાતમથી ખોલી, પૂજા શ્રી જિન ટોળી; ચઉગતિમાંહે આપદા ચોળી, દુર્ગતિનાં દુખ દૂરે ઢોળી, કર્મ નિકાચિત રોળી; કર્મ કષાય તણા મદ રોળી; જેમ શિવ રમણી ભમર ભોળી, પામ્યા સુખની ઓળી ॥ ૨ ॥ આસો શુદ સાતમશું વિચારી, ચૈત્રી પણ ચિત્તશું નિરધારી, નવ આંબિલની સારી; ઓળી કીજે આળસ વારી, પ્રતિક્રમણ બે કીજે ધારી; સિદ્ધચક્ર પૂજો સુખકારી; શ્રી જિનભાષિત પરઉપકારી, નવ દિન જાપ જપો નર નારી, જેમ લહીએ મોક્ષની બારી; નવ પદ મહિમા અતિ મનોહારી, જિનઆગમ ભાખે ચમકારી, જાઉં તેહની બલીહારી ॥૩॥ શ્યામ ભમર સમ વીણા કાળી, અતિ સોહે સુંદર સુકુમાળી, જાણે રાજમરાળી; જલહલ ચક્ર ધરે રૂપાળી, શ્રી જિનશાસનની રખવાળી, ચક્રેશ્વરી મેં ભાળી; જે એ ઓળી કરે ઉજમાળી, તેના વિઘ્ન હરે સા બાળી, સેવક જન સંભાળો; ઉદયરત્ન કહે આસન વાળી, જે જિન નામ જપે જપમાળી, તે ઘર નિત્ય દીવાળી॥૪॥

## નવપદની સ્તુતિ ૨ જી.

વીર જિનેશ્વર ભવન દીનેશ્વર, જગદીશ્વરજયકારીજી,
શ્રેણિક નરપતિ આગળ જંપે, સિદ્ધચક્ર તપ સારીજી;
સમકિત દૃષ્ટિ ત્રિકરણ શુદ્ધ. જે ભવિયણ આરાધેજી,
શ્રી શ્રીપાળ નરિંદ પરે તસ, મંગળ કમળા વાધેજી. ૧
અરિહંત વચ્ચે સિદ્ધસૂરિપાઠક,સાહુ ચિહુદિશિસોહેજી,
દંસણનાણ ચરણ તપ વિદિશે, એહ નવપદ મનમોહેજી;
આઠ પાખંડી હૃદયાંબુજ રોપી, લોપી રાગને રીશજી,
ઓં હ્રીંપદ એકની ગણીએ, નવકારવાળી વીશજી. ૨.
આસો ચૈત્ર શુદી સાતમથી, માંડી શુભ મંડાણજી,
નવનિધિદાયકનવનવ આંબિલ,એમએકાશીપ્રમાણોજી;
દેવવંદન પડિકમણું પૂજા, સ્નાત્ર મહોત્સવ અંગજી,
એહવિધિસઘળોજિહાંઉપદીશ્યો,પ્રણમુંઅંગઉપાંગજી૩
તપ પૂરે ઉજમણું કીજે, લીજે નરભવ લાહોજી,
જિનગૃહપ્રતિમાસાધર્મીવત્સલ,સાધુભક્તિઉત્સાહોજી;
વિમલેશ્વર ચક્રેશ્વરી દેવી, સાંનિધ્યકારી રાજેજી,
શ્રીગુરૂક્ષમાવિજયસુપસાયે,મુનિજિનમહિમાછાજેજી.૪

## સિદ્ધચક્રની સ્તુતિ ૩ જી

જિન શાસન વંછિત-પુરણ દેવ રસાળ, ભાવે ભવિ ભણીએ, સિદ્ધચક્ર ગુણમાળ; ત્રિહું કાળે એહની

પૂજા કરેં ઉજમાળ, તે અમર અમર પદ, સુખ પામે સુવિશાળ ॥ ૧ ॥ અરિહંત સિદ્ધ વંદો, આચાર્ય ઉપાધ્યાય, મુનિ દર્શન નાણ, ચરણ તપ એ સમુદાય; એ નવપદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય, એ ધ્યાને ભવિનાં ભવકોટિ દુઃખ જાય ॥૨॥ આસો ચતરમાં શુદ સાતમથી સાર, પુનમ લગી કીજે; નવ આંબિલ નિરધાર; દોય સહસ્ર ગણણું, પદ સમ સાડા ચાર; એકાશી આંબીલ તપ આગમ અનુસાર ॥ ૩ ॥ શ્રી સિદ્ધચક્ર સેવક, શ્રી વિમળેશ્વર દેવ, શ્રીપાળ તણી પરે, સુખપૂરે સ્વયમેવ; દુઃખ દોહગ નાવે, જે કરે એહની સેવ, શ્રી સુમતિ સુગુરુનો, રામ કહે નિત્યમેવ ॥ ૪ ॥

## સીદ્ધચક્રની સ્તુતી ૪ થી.

પ્રહ ઉઠી વંદુ, સિદ્ધચક્ર સદાય, જપીએ નવપદનો જાપ સદા સુખદાય; વિધિપૂર્વક એ તપ, જે કરે થઇ ઉજમાળ, તે સવિ સુખ પામે, જેમ મયણા શ્રીપાળ ॥ ૧ ॥ માલવપતિ પુત્રી, મયણા અતિ ગુણવંત, તસ કર્મ સંયોગે, કોઢી મિલિયો કંત; ગુરુ વયણે તેણે, આરાધ્યું તપ તેહ, સુખ સંપદા વરિયા, તરીયા ભવજળ તેહ ॥ ૨ ॥ આંબિલ ને ઉપવાસ, છઠ્ઠ વળી અઠ્ઠમ, દશ અઠ્ઠાઇ પંદર, માસ છ માસ વિશેષ; ઇત્યાદિક

તપ બહુ, સહુમાંહિ શિરદાર, જે ભવિયણ કરશે, તે તરશે સંસાર ॥ ૩ ॥ તપ સાંનિધ્ય કરશે, શ્રીવિમળેશ્વર યક્ષ, સહુ સંઘના સંકટ, ચૂરે થઇ પ્રત્યક્ષ; પુંડરીક ગજાનન, કનકવિજય બુધ શિષ્ય, બુધ દર્શનવિજય કહે, પહોંચે સકળ જગીશ ॥ ૪ ॥

## નવપદના ક્ષમાશ્રમણ.

### પહેલા અરિહંત પદનો દુહો.

પંચ પરમ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો શ્રીજિનભાણ. ૧

### બીજા સિદ્ધ પદનો દુહો.

ગુણ અનંતા નિમળા થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મ મળક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ, ૨

### ત્રીજા આચાર્ય પદનો દુહો.

છત્રીશ છત્રીશ ગુણે, યુગ પ્રધાન મુનીંદ્ર;
જિનમત પરમત જાણતા, નમો નમો તેહ સૂરિંદ. ૩

### ચોથા ઉપાધ્યાય પદનો દુહો.

બોધ સૂક્ષ્મ વિણ જીવને, ન હોય તત્ત્વ પ્રતીત;
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત. ૪

### પાંચમા સાધુ પદનો દુહો.

સ્યાદ્વાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ;
સાધે શુદ્ધાનંદતા, નમો સાધુ શુભરંગ. ૫

છઠ્ઠા દર્શનપદનો દુહો.

લોકાલોકના ભાવ જે, કેવળી ભાષિત જેહ;
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ. ૬

સાતમા જ્ઞાનપદનો દુહો.

અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવ ભ્રમ ભીતિ;
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ. ૭

આઠમા ચારિત્રપદનો દુહો.

રત્નત્રયી વિણ સાધના, નિષ્ફળ કહી સદીવ;
ભાવરત્નનું નિધાન છે, જય જય સંયમ જીવ.૮

નવમા તપપદનો દુહો.

કર્મ ખપાવે ચીકણાં, ભાવ મંગલ તપ જાણ;
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણ ખાણ.૯

## શ્રી મહાવીર સ્વામી સ્તુતિ.

ગંધારે મહાવીર જિણંદા, જેને સેવે સુર નર ઇંદા, દીઠે પરમાનંદા; ચૈત્ર શુદ તેરશ દિન જાયા, છપન દિક્ કુમરી ગુણ ગાયા, હરખ ધરી હુલરાયા; ત્રીશ વરસ પાળી ઘરવાસ, માગશર વદ દશમી વ્રત જાસ, વિચરે મન ઉલ્લાસ; એ જિન સેવો હિતકર જાણી, એહથી લહીએ શિવ પટરાણી, પુણ્ય તણી એ ખાણી ॥૧॥ ઋષભ જિનેશ્વર તેરભવ સાર, ચંદ્ર

પ્રભુ ભવ આઠ ઉદ્દાર, શાંતિ કુમર ભવ બાર; મુનિસુવ્રત ને નેમકુમાર, તે જિનના નવ નવ ભવ સાર, દશ ભવ પાર્શ્વકુમાર; સત્તાવીશ ભવ વીરના કહીએ, સત્તર જિનનાં ત્રણ ત્રણ લહીએ, જિન વચને સદ્દહીએ; ચોવીશ જિનનો એહ વિચાર, એહથી લહીએ ભવનો પાર, નમતાં જય જયકાર ॥૨॥ વૈશાખ શુદી દશમી લહી નાણ, સિંહાસન બેઠા વર્ધમાન, ઉપદેશદે પ્રધાન; અગ્નિ ખૂણે હવે પર્ષદા સુણીએ, સાધ્વી વૈમાનિકસ્ત્રી ગણીએ, મુનિવર ત્યાંહીજ ભણીએ; વ્યંતર જ્યોતિષી ભુવનપતિ સાર, એહને નૈઋત ખુણે અધિકાર, વાયવ્ય ખુણે એહની નાર; ઇશાને શોભે નર નાર, વૈમાનિક સુર પર્ષદા બાર, સુણે જિન વાણી ઉદ્દાર ॥ ૩ ॥ ચક્રેશ્વરી અજિતા દુરિતારિ, કાલી મહાકાલી મનોહારી, અચ્યુતા સંતા સારી; જ્વાલા સુતારકા અશોકા, શ્રીવત્સા વરચંડા માયા, વિજયાંકુશી સુખદાયા; પન્નતિ નિર્વાણી અચ્યુતા ધરણી, વૈરોટ્યા દત્તા ગંધારી અઘહરણી, અંબા પઉમા સુખકરણી; સિદ્ધાયિકા શાસનરખવાળી, કનકવિજય બુધ આનંદકારી, જસવિજય જયકારી ॥ ૪ ॥

---

## સિદ્ધાચળની સ્તુતિ,

જિહાં અગણ્યોતેર કોડાકોડી, તિમ પંચાશી લાખ વળી કોડી ચુમાળીશ સહસ્ત્ર કોડી; સમવસર્યા જિહાં એતિવાર, પૂર્વ નવાણું એમ પ્રકાર, નાભિ નરેંદ્ર મલ્હાર ॥ ૧ ॥ સહસ્ત્રકૂટ અષ્ટાપદ સાર, જિન ચોવીશ તણા ગણધાર, પગલાંનો વિસ્તાર; વળી જિન-બિંબ તણો નહીં પાર, દેહરી થંભે બહુ આકાર, વંદુ વિમલગિરિ સાર ॥ ૨ ॥ એંશી સીત્તેર સાઠ પચાસ, બાર જોજન માને જસ વિસ્તાર, ઇગબિ તિચઉ પણ આર; માન કહ્યું તેનું નિરધાર, મહિમા એહનો અગમ અપાર, આગમ માંહે ઉદાર ॥ ૩ ॥ ચઇત્રી પૂનમ દિન શુભ ભાતે, સમકિત દષ્ટિ સુર નર આવે, પૂજા વિવિધ રચાવે; જ્ઞાનવિમળસૂરિ ભાવના ભાવે, દુર્ગતિ દોહગ દૂર ગમાવે, બોધબીજ જસ પાવે ॥ ૪ ॥

## અધ્યાત્મની સ્તુતિ.

વીતરાગ અરિહંત પૂજીએ, કેવળજ્ઞાન દર્શન લીજીએ; કર્મ કલંક સબ પરિહરીએ, નિષ્કલંક સિદ્ધિ-વધુ વરીએ ॥ ૧ ॥ ભેદજ્ઞાની અનુભવી આત્મા, નિજ પર ભિન્ન મહાત્મા; ક્ષપકશ્રેણિ આરોહણ ધ્યાનાત્મા

સબ જન થયા સિદ્ધાત્મા. ॥ ૨ ॥ ષટ દ્રવ્ય વસ્તુને ઓળખી, ગુણ પર્યાય સ્વભાવ લક્ષણ લખી; પર પાંચ અજીવ અકારણી, આત્મજ્ઞાની ધર્મ ધારણી ॥ ૩ ॥ અહીં દેવ પરમાત્મ કીજીએ, સેવે સુરનર ઇંદ્ર મન રિઝીએ; તિહાં જ્ઞાન શીતળ જસ લીજીએ, પરમાનંદમય રસ પીજીએ. ॥ ૪ ॥

## શ્રી નેમિ જિન સ્તુતિ.

શ્રી ગિરનારે જે ગુણ નીલો, તે તરણ તારણ ત્રિભુવન તિલો, નેમીશ્વર નમીએ તે સદા, સેવ્યો આપે સુખસંપદા ॥૧॥ ઇંદ્રાદિક દેવ જેહને નમે, દર્શન દીઠે દુઃખ ઉપશમે; જે અતીત અનાગત વર્તમાન, તે જિનવર વંદુ વર પ્રધાન ॥ ૨. ॥ અરિહંત વાણી ઉચ્ચરી, ગણધરે રચના કરી; પીસ્તાલીશ આગમ જાણીએ, અર્થ તેના ચિત્ત આણીએ ॥૩॥ ગઢ ગિરનારની અધિષ્ઠાયિકા, જિનશાસનની રખવાળીકા; સમરૂં સા દેવી અંબિકા, કવિ ઉદયરત્ન સુખદાયિકા ॥ ૪ ॥

## નંદીશ્વરદ્વીપની સ્તુતિ.

નંદીશ્વર વર દ્વીપ સંભારૂં, બાવન ચૌમુખ જિન-

વર જુહારૂં; એકે એકે એકસો ચોવીશ, બિંબ ચોસઠ સય અડાતળીશ ॥ ૧ ॥ દધિમુખ ચાર રતિકર આઠ, એક અંજનગિરિ તેરે પાઠ; ચઉ દિશિના એ બાવન જુહારૂં, ચાર નામ શાશ્વતા સંભારૂં ॥ ૨ ॥ સાત દ્વીપ તિહાં સાગર સાત, આઠમો દ્વીપ નંદીશ્વર વાત એ કેવળીએ ભાખ્યું સાર, આગમ સાંભળો જયજયકાર ॥ ૩ ॥ પહેલો સુધર્મા બીજો ઇશાન, આઠ આઠ મહિષીના સ્થાન; સોળ પ્રાસાદ તિહાં વાંદીજે, શાસન-દેવી સાંનિધ્ય કીજે. ॥ ૪ ॥

## શ્રી સુમતિનાથની સ્તુતિ.

મોટા તે મેઘરથ રાય રે, રાણી સુમંગળા, સુમતિ-નાથ જિન જનમીઆ એ; આસન કંપ્યું તામ રે, હરિ મન કંપીયા, અવધિજ્ઞાને નિરખતા એ; જાણ્યું જન્મ જિણંદ રે, ઉઠયા આસન થકી, સાત આઠ ડગ ચાલીઆ એ; કર જોડી હરિ તામ રે, કરે નમુથ્થુણં, સુમતિનાથના ગુણ સ્તવે એ ॥ ૧ ॥ હરિણેગમેષી તામ રે, ઈંદ્રે તેડીયા, ઘંટ સુઘોષા વજડાવીયા એ; ઘંટ તે બત્રીશ લાખ રે, વાગે તે વેળા, સુરપતિ સહુકો આવીઆ એ; રચ્યું તે પાલક વિમાન રે, લાખ જોજન તણું, ઉંચું જોજન પાંચસો એ; હરિ બેસી તે માંહી રે, આવે

વાંદવા, જિન ઋષભાદિક વંદીઆ એ ॥ ૨ ॥ હરિ આવે મૃત્યુલોક રે સાથે સુર બહુ, કેતા ગજ ઉપર ચડ્યા એ; ગરૂડ ચડ્યા ગુણવંત રે, નાગ પલાણીયા, સુર મળી જિનવર આવીઆ એ, ત્રણ પ્રદક્ષિણા દેઇ રે, પ્રણમી મંગળા, રત્ન કુક્ષિ તારી સહી એ; જન્મ્યા સુમતિ જિણંદ રે, ત્રણ જ્ઞાન સહિત, ધન્ય વાણી જિનજી તણી એ ॥ ૩ ॥ પંચ રૂપ કરી હાથ રે, ઇંદ્રે તેડીઆ, ચામર વીંઝે દોય હરિ એ; એક હરિ છત્ર ધરંત રે, વજ્ર કરે ગ્રહી, એક હરિ આગળ ચાલતા એ, આવ્યા મેરૂને શૃંગે રે, પાંડુક વન જિહાં, નવરાવી ઘર મૂકીઆ એ; જક્ષ તુંબરૂં દેવ રે, મહાકાળી જક્ષિણી, ઋષભ કહે રક્ષા કરો એ. ॥ ૪ ॥

## શ્રી ગિરનારજીની સ્તુતિ.

શ્રી ગિરનાર શિખર શણગાર, રાજીમતી હૈડાનો હાર, જિનવર નેમિકુમાર; પૂર્ણ કરૂણા રસ ભંડાર, ઉગાર્યાં પશુઓ એ વાર, સમુદ્રવિજય મલ્હાર; મોર કરે મધુરો કિંકાર, વિચે વિચે કોયલના ટહુકાર, સહસ્ર ગમે સહકાર; સહસ્ર વનમેં હુઆ અણગાર, પ્રભુજી પામ્યા કેવળ સાર, પહોચ્યાં મુક્તિ મોઝાર ॥ ૧ ॥ સિદ્ધગિરિ એ તીરથ સાર, આબુ અષ્ટાપદ સુખકાર,

ચિત્રકૂટ વૈભાર; સુવર્ણગિરિ સંમેત શ્રીકાર, નંદીશ્વર વર દ્વીપ ઉદાર, જિહાં બાવન વિહાર; કુંડલ રૂચક ને ઇષુકાર, શાશ્વતા અશાશ્વતા ચૈત્ય વિહાર, અવર અનેક પ્રકાર; કુમતિ વયણે મંજુલ ગમાર, તીરથ ભેટે લાભ અપાર, ભવિયણ ભાવે જુહાર ॥ ૨ ॥ પ્રગટ છઠ્ઠે અંગે વખાણી, દ્રૌપદી પાંડવની પટરાણી, પૂજા જિનપ્રતિમાની; વિધિશું કીધી ઉલટ આણી; નારદ મિથ્યાદૃષ્ટિ અન્નાણી, છાંડી અવિરતિ જાણી; શ્રાવક કુળની એ સહીનાણી, સમકિત આલાવે આખ્યાણી, સાતમે અંગે વખાણી; પૂજનિક પ્રતિમા અંકાણી, ઇમ અનેક આગમની વાણી, તે સુણજો ભવી પ્રાણી ॥ ૩ ॥ કડે કટીમેખળા ઘુઘરીયાળી, પાયે નૂપુર રમઝમ ચાલી, ઉજજયંત ગિરિ રખવાળી; અધર લાલ જીસ્યા પરવાળી, કંચન વાન કાયા સુકુમાળી કર લહકે અંબ ડાળી; વૈરીને લાગે વિકરાળી, સંઘના વિઘ્ન હરે ઉજમાળી, અંબા દેવી મયાળી; મહિમાએ દશ દિશિ અજુઆળી, ગુરૂ શ્રી સંઘવિજય સંભાળી, દિન દિન નિત્ય દીવાળી ॥ ૪ ॥

## શ્રી સીમંધર પ્રમુખ વિચરતા જિનની સ્તુતિ.

શ્રી સીમંધર સેવિત સુરવર, જિનવર જય જય-

કારીજી, ધનુષ પાંચસો કંચન વર્ણી, મૂર્તિ મોહનગારીજી; વિચરંતા પ્રભુ મહાવિદેહે, ભવી જનને હિતકારીજી; પ્રહ ઉઠી નિત્ય નામ જપીજે, હૃદયકમળમાં ધારીજી ॥ ૧ ॥ [૧]સીમંધર યુગમંધર[૨] બાહુ[૩] સુબાહુ,[૪] સુજાત[૫] સ્વયંપ્રભ[૬] ઋષભજી;[૭]અનંત[૮] સુર[૯] વિશાળ[૧૦] [૧૧]વજ્રધર,[૧૨]ચંદ્રાનન અભિરામજી;[૧૩]ચંદ્ર[૧૪]ભુજંગ [૧૫]ઇશ્વર[૧૬]નેમિપ્રભ,[૧૭]વીરસેન ગુણધામજી;[૧૮] મહાભદ્ર ને [૧૯]દેવજશા વળી, [૨૦]અજિત કરૂં પ્રણામજી ॥ ૨ ॥ પ્રભુમુખવાણી બહુ ગુણખાણી, મીઠી અમૃત સમાણીજી; સૂત્ર અને અર્થે ગુંથાણી, ગણધરથી વીરચાણીજી; કેવળનાણી બીજ વખાણી, શિવપુરનિ નિશાનીજી; ઉલટ આણી દિલમાંહે જાણી, વ્રત કરો ભવી પ્રાણીજી ॥ ૩ ॥ પહેરી પટોળી ચરણાં ચોળી, ચાલી ચાલ મરાલીજી; અતિ રૂપાળી અધર પ્રવાળી, આંખલડી અણીયાળીજી, વિઘ્ન નિવારી સાંનિધ્યકારી, શાસનની રખવાળીજી, ધીરવિમળ કવિરાયનો સેવક, બોલે નય નીહાળીજી ॥ ૪ ॥

## ભાવનગરની સ્તુતિ.

ભાવનગર બંદર અતિ સુંદર, જિનમંદિર જ્યાં સોહે જી, આદિકરણ જ્યાં પ્રથમ તીર્થંકર, પ્રથમ

રાય મન મોહે જી; પ્રથમ ભિક્ષાચર ઋષભ જિનેશ્વર, એ અભિધાને પૂજોજી, દુરિત કરિગણ કેસરીસમજિનં, એ વિણ અવર ન દુજોજી ॥ ૧ ॥ અભિનંદન જિન, શાંતિ જિનેશ્વર, પાર્શ્વ ગોડીચા નિરખોજી, વડવા, માંહે ચંદ્રપ્રભ જિન, વદન દેખી મન હરખોજી ઇત્યાદિક જિનબિંબ નિહાળી, અનુભવ રસની થાળીજી, ભવોદધિ તારણ અધિકો કારણ, અર્ચો જિનવર આલિજી ॥ ૨ ॥ સમવસરણમાં જિનવર ભાખે, ઉત્પત્તિ ધ્રુવ નાશજી, તે અનુસારે ગણધર દેવે, દ્વાદશાંગી પ્રકાશીજી; મિથ્યા તિમિર નિવારણ હેતે, દિનકર તુલ્ય આચારેજી, જિન પડિમા જિન આગમ છે વળી દુષમ કાળે આધારેજી ॥ ૩ ॥ જિનમત ભકતા સમકિત સક્ત, ઉકતા જિનવર દેવજી, રમતા જિન શાસનમાં જે ભવી, કરતા તેહની સેવજી; જિનપદ ધ્યાવે તેહીજ પાવે, અક્ષયપદની ઋદ્ધિજી, મુનિગુણ રસીયા પરથી ખસીયા, તે પામે ગુણ વૃદ્ધિજી ૪

## શ્રી નેમિનાથની સ્તુતિ.

સુર અસુર વંદિત પાય પંકજ, મયણ મલ્લમક્ષોભિતં, ઘન સુઘન શ્યામ શરીર સુંદર; શંખલંછન શોભિતં; શિવાદેવી નંદન ત્રિજગ વંદન, ભવિક કમળ દિને-

શ્વરં, ગિરનાર ગિરિવર શિખર વંદો નેમિનાથ જિનેશ્વરં. ॥૧॥ અષ્ટાપદે શ્રી આદિ જિનવર, વીર પાવાપુરી વરં, વાસુપૂજ્ય ચંપા નયરી સિધ્ધા, નેમિરૈવત ગિરિવરં; સંમેત શિખરે વીશ જિનવર, મુક્તિપહોંચ્યા મુનિવરં, ચોવીશ જિનવર નિત્ય વંદો, સકલ સંઘને સુખકરં. ॥૨॥ અગ્યાર અંગ ઉપાંગ બારે, દશ પયન્ના જાણીએ, છ છેદ ગ્રંથ પ્રશસ્ત અર્થા, મૂળ ચાર વખાણીએ; અનુયોગદ્વાર ઉદાર નંદી સૂત્ર જિનમત ગાઇએ, વૃત્તિ ટીકા ભાષ્ય ચૂર્ણિ, પીસ્તાળીશ આગમ ધ્યાઇએ. ॥ ૩ ॥ દોય દિશિ બાળક દોય જેને, સદા ભવિયણ સુખકરૂ, દુઃખહરિ અંબાલુંબ સુંદર; દુરિત દોહગ અપહરૂ; ગિરનાર મંડણ નેમિ જિનવર, ચરણ પંકજ સેવીએ, શ્રી સંઘ સુપ્રસન્ન મંગળ, કરો અંબા દેવીએ. ॥ ૪ ॥

## દશ ત્રિક વિગેરેની સ્તુતિ.

ત્રણ નિસહિ ત્રણ પ્રદક્ષિણા, ત્રણ પ્રણામ કરીજેજી, ત્રણ પ્રકારી પૂજા કરીને, અવસ્થાત્રણ ભાવીજેજી; ત્રણદિશિ વર્જી જિન જુઓ, ભૂમિકા ત્રણ પુંજીજેજી, આલંબન મુદ્રા ત્રણ પ્રણિધાન, ચૈત્યવંદન ત્રણ કીજેજી. ॥ ૧ ॥ પહેલે ભાવજિન દ્રવ્યજિન બીજે, ત્રીજે એક ચૈત્ય

ચારો જી, ચોથે નામજિન પાંચમે સર્વ–લોકા ચૈત્ય જુહારોજી; વિહરમાન છઠ્ઠે જિન વંદો, સાતમે નાણ નિહાળોજી, સિદ્ધ મહાવીરજિન ઉજિંત અષ્ટાપદ, શાસનસુર સંભાળો જી. ॥ ૨ ॥ શક્રસ્તવમાં દોય અધિકાર, અરિહંત ચેઇયાણં ત્રીજે જી, ચોવીસત્થામાં દોય પ્રકાર, શ્રુતસ્વ દોય લીજેજી; સિદ્ધસ્તવમાં પાંચ પ્રકાર, એ બારે અધિકારોજી, નિર્યુકિતએ ક્રિયા જાણો. ભાષ્યમાંહે વિસ્તારોજી. ॥ ૩ ॥ તંબોલ પાન ભોજન વાહન, મેહુણ એક ચિત્ત ધારોજી, થુંક સલેખમ વડી લઘુ નીતિ, જુગટે રમતું વારોજી; એ દશે આશાતના મોટી, વર્જો જિનવરદ્વારોજી, ક્ષમાવિજય જિન એણી–પરે જંપે, શાસનસુર સંભારોજી. ॥ ૪ ॥

## શ્રી સીમંધરની સ્તુતિ.

શ્રી સીમંધર મુજને વહાલા, આજ સફળ દિન વહાણું જી; ત્રિગડે તેજ તપંતા જિનવર, મુજ તુઠયા હું જાણું જી; કેવળ કમળા કેલિ કરંતા, કુળમંડન કુળદીવોજી, લાખ ચોરાશી પૂરવ આયુ, રૂક્મણી વર ઘણું જીવોજી. ॥ ૧ ॥ સંપ્રતિ કાળે વીશ તીર્થંકર, ઉદયા અભિનવ ચંદાજી, કેઇ કેવળી કેઇ બાળપણે, કેઈ મહીપતિ સુખકંદાજી; સુરનર કોડાકોડ મળીને, જુએ

શ્વરં, ગિરનાર ગિરિવર શિખર વંદો નેમિનાથ જિનેશ્વરં. ॥૧॥ અષ્ટાપદે શ્રી આદિ જિનવર, વીર પાવાપુરી વરં, વાસુપૂજ્ય ચંપા નયરી સિધ્ધા,નેમિરૈવત ગિરિવરં; સંમેત શિખરે વીશ જિનવર, મુક્તિપહોંચ્યા મુનિવરં, ચોવીશ જિનવર નિત્ય વંદો, સકલ સંઘને સુખકરં. ॥૨॥ અગ્યાર અંગ ઉપાંગ બારે, દશ પયન્ના જાણીએ, છ છેદ ગ્રંથ પ્રશસ્ત અર્થા, મૂળ ચાર વખાણીએ; અનુયોગદ્વાર ઉદાર નંદી સૂત્ર જિનમત ગાઇએ, વૃત્તિ ટીકા ભાષ્ય ચૂર્ણિ, પીસ્તાળીશ આગમ ધ્યાઇએ. ॥ ૩ ॥ દોય દિશિ બાળક દોય જેને, સદા ભવિયણ સુખકરૂ, દુઃખહરિ અંબાલુંબ સુંદર; દુરિત દોહગ અપહરૂ; ગિરનાર મંડણ નેમિ જિનવર, ચરણ પંકજ સેવીએ, શ્રી સંઘ સુપ્રસન્ન મંગળ, કરો અંબા દેવીએ. ॥ ૪ ॥

## દશ ત્રિક વિગેરેની સ્તુતિ.

ત્રણ નિસહિ ત્રણ પ્રદક્ષિણા, ત્રણ પ્રણામ કરીજેજી,ત્રણ પ્રકારી પૂજા કરીને, અવસ્થાત્રણ ભાવીજેજી;ત્રણદિશિ વર્જી જિન જુઓ, ભૂમિકા ત્રણ પુંજીજેજી, આલંબન મુદ્રા ત્રણ પ્રણિધાન, ચૈત્યવંદન ત્રણ કીજેજી. ॥ ૧ ॥ પહેલે ભાવજિન દ્રવ્યજિન બીજે, ત્રીજે એક ચૈત્ય

ચારો જી, ચોથે નામજિન પાંચમે સર્વ-લોકા ચૈત્ય જુહારોજી; વિહરમાન છઠ્ઠે જિન વંદો, સાતમે નાણ નિહાળોજી, સિદ્ધ મહાવીરજિન ઉજિંત અષ્ટાપદ, શાસનસુર સંભાળો જી. ॥ ૨ ॥ શક્રસ્તવમાં દોય અધિકાર, અરિહંત ચેઇયાણં ત્રીજે જી, ચોવીસત્થામાં દોય પ્રકાર, શ્રુતસ્વ દોય લીજેજી; સિદ્ધસ્તવમાં પાંચ પ્રકાર, એ બારે અધિકારોજી, નિર્યુકિતએ ક્રિયા જાણો. ભાષ્યમાંહે વિસ્તારોજી. ॥ ૩ ॥ તંબોલ પાન ભોજન વાહન, મેહુણ એક ચિત્ત ધારોજી, થુંક સલેખમ વડી લઘુ નીતિ, જુગટે રમવું વારોજી; એ દશે આશાતના મોટી, વર્જો જિનવરદ્વારોજી, ક્ષમાવિજય જિન એણી-પરે જંપે, શાસનસુર સંભારોજી. ॥ ૪ ॥

## શ્રી સીમંધરની સ્તુતિ.

શ્રી સીમંધર મુજને વહાલા, આજ સફળ દિન વહા-ણુંજી; ત્રિગડે તેજ તપંતા જિનવર, મુજ તુઠયા હું જાણુંજી; કેવળ કમળા કેલિ કરંતા, કુળમંડન કુળ-દીવોજી, લાખ ચોરાશી પૂરવ આયુ, રૂક્મણી વર ઘણું જીવોજી. ॥ ૧ ॥ સંપ્રતિ કાળે વીશ તીર્થંકર, ઉદયા અભિનવ ચંદાજી, કેઇ કેવળી કેઇ બાળપણે, કેઈ મહીપતિ સુખકંદાજી; સુરનર કોડાકોડ મળીને, જુએ

મુખ અરવિંદાજી, શ્રી સીમંધર આદિ અનૂપમ, મહાવિદેહ ક્ષેત્રે જિણંદાજી ॥ ૨ ॥ શ્રી સીમંધર ત્રિગડું જોવા, અલજયો હું વાણીજી, વાટ વિષમ ને આડાં ડુંગર, આવી ન શકે કો પ્રાણીજી; રાગ ધરી રંગધરી પાયે લાગું, સૂત્ર અર્થ મન આણીજી, અમૃત રસથી અધિક વખાણી, જીવદયા પટરાણીજી. ॥ ૩ ॥ પંચાગુલિ તુંહીજ પ્રત્યક્ષ, તુંહી જગમાં માતાજી, પહેરી ચરણા ચોળી કાળી, અધર વિરાજેરાતાજી; સ્વર્ગભવન સિંહાસન બેઠી, તુંહી દેવી વિખ્યાતાજી, સીમંધર શાસન રખવાળી, શાંતિ કુશળ સુખ શાતાજી. ॥ ૪ ॥

## વર્ધમાન તપની સ્તુતિ.

વર્ધમાન તપ ઓળી પાળું, ત્રિવિધે ત્રિવિધે પાતક ટાળું શરીર અને જીવ ભિન્ન નિહાળું. શ્રાવક ગુણઠાણું અજવાળું. ॥ ૧ ॥ અતીત અનાગત ને વર્તમાન, ત્રિગડે બેસી કરે વ્યાખ્યાન; કોઇ નહીં એ તપની તોલે, વીશ વિહરમાન ઇમ બોલે. ॥ ૨ ॥ અંતગડ આગમની વાણી, આચાર દિનકર ગ્રંથ નિશાની; તપ શૂરા અણગાર કહીજે, પૂજી પ્રણમી લાહો લીજે. ॥ ૩ ॥ શાસન સુરવર કરે સહાયા, તપશી નરના પૂજે પાયા; વિમલેશ્વર યક્ષ પ્રસન્ન, ધર્મરત્નના કરે જતન્ન. ॥ ૪ ॥

વર્ધમાન આંબિલ તપ આદરો,
ચોવીશ જિનની પૂજા કરો;
અંતગડ આગમ સુણો વખાણ,
સિદ્ધાઇ દેવી કરે કલ્યાણ. ॥ ૧ ॥
( આ સ્તુતિ ચારેવાર કહેવાય. )

## શ્રી વીશસ્થાનકની સ્તુતિ.

વીશ સ્થાનક તપ વિશ્વમાં મોટો, શ્રી જિનવર કહે આપજી । બાંધે જિનવર ત્રીજા ભવમાં, કરીને સ્થાનક જાપજી ॥ થયા થશે સવિ જિનવર અરિહા, એ તપને આરાધીજી । કેવલજ્ઞાન દર્શન સુખ પામ્યા, સર્વે ટાળી ઉપાધિજી ॥૧॥ અરિહંત[1] સિદ્ધ [2]પવયણ[3] સૂરિ[4] સ્થવિર[5], વાચક[6]સાધુ[7]નાણજી[8] દર્શન[9]વિનય[10]ચરણ[11] બંભ[12] કિરિયા[13] તપ[14] કરોગોયમ[15] ઠાણજી ॥ જિનવર[16]ચારિત્ર[17]પંચ વિધ નાણ,[18]શ્રુત[19]તીર્થ[20]એહ નામજી । એ વીશ સ્થાનક આરાધે તે પામે શિવપદધામ જી ॥ દોય કાળ પડિકમણું પડિલેહણ, દેવવંદન ત્રણ

---

૧ આ વીશસ્થાનકમાં કેટલાક નામાંતર આવે છે, ૧૩ મું ક્રિયાપદ તે સમાધિપદ, ૧૫મું ગોયમ પદ તે દાન પદ ૧૬મુ જિન પદ તે વૈયાવચ્ચ પદ. ૧૮ મુ પંચવિધ જ્ઞાનપદ તે અભિનવ જ્ઞાન પદ–આમ નામાંતર છે. તેમજ ચારિત્રને લગતા બે પદ છે, જ્ઞાનને લગતા ૩ પદ છે, એમાં કાંઇક કાંઇક જુદા જુદા ભાવદર્શાવેલ છે.

વારજી નોકારવાળી વીશ ગુણીજે, કાઉસગ્ગ ગુણ અનુ-સારજી। ચારસો ઉપવાસ કરી ચિત્ત ચોખે, ઉજમણું કરો સારજી। પડિમા ભરાવો સંઘ ભક્તિ કરો, એવિ શાસ્ત્ર મોઝારજી ॥ ૩ ॥ શ્રેણિક સત્યકિ સુલસા રેવતિ, દેવ-પાળ અવદાતજી। સ્થાનક તપ સેવા મહિમાએ, થયા જગમાંહિ વિખ્યાતજી ॥ આગમ વિધિ સેવે જે તપીયા, ધન્ય ધન્ય તસ અવતારજી। વિઘ્ન હરે તસ શાસન-દેવી, સૌભાગ્ય લક્ષ્મી દાતારજી ॥ ૪ ॥

## શ્રી અધ્યાત્મની સ્તુતિ,

( મંગળ આઠ કરી જસ આગળ—એ દેશી. )

સોવન વાટી ફુલડે છાઇ, છાબ ભરી હું લાવું જી,
ફુલજ લાવું ને હાર ગુંથાવું, પ્રભુજીને કંઠે સોહાવુંજી;
ઉપવાસ કરૂં તો ભૂખજ લાગે, ઉનું પાણી નવિભાવેજી,
આંબિલ કરૂં તો લુખું ન ભાવે, નીવીએ ડુમા આ-વેજી. ॥૧॥ એકાસણું કરૂં તો ભુખે રહી ન શકું, સુખે ખાઉં ત્રણ ટંકજી, સામાયિક કરૂં તો બેસી ન શકું, નિંદ્રા કરૂં સારી રાતજી; દેરે જાઉં તો ખોટીજ થાઉં, ઘરનો ધંધો ચૂકુંજી, દાન દઉં તો હાથજ ધ્રૂજે, હૈયે કંપ વછુટેજી. ॥ ૨ ॥ જીવને જમડાનું તેડુંજ આવ્યું, સર્વ મેલીને ચાલેજી, રહો રહો જમડાજી આજનો

દહાડો, શેત્રુંજે જઇને આવું જી; શેત્રુંજે જઇને દ્રવ્યજ ખરચ્યું, મોક્ષ માર્ગ હું માગું જી, ઘેલા જીવડા ઘેલું શું બોલે, એટલા દિવસ શું કીધું જી. ॥૩॥ જાતે જે જીવે પાછળ ભાતું, શું શું સાથે આવેજી, કાચી કુલેર ખોખરી હાંડી, કાષ્ટના ભારા સાથેજી; જ્ઞાનવિમળસૂરિ એણી પેરે ભાખે, ધ્યાઓ અધ્યાત્મ ધ્યાનજી, ભાવ ભકિતશું જિનજીને પૂજો, સમકિતને અજવાળોજી. ૪

## ઉપદેશક પદો.

( ૧ )

ફુલ્યો શું ફરે છે ફુલી રે, મુરખ પ્રાણી !
કાયા માયા જુઠી કેવી, ઝાંઝવાના નીર જેવી;
તેને તુચ્છ કરી દેવીરે, મુરખ૦ ફુલ્યો૦ ૧
આઉખું જાવે છે ખુટી, કરે શું તું માથા કુટી;
ખુટી તે નહીં બુટીરે, મુરખ૦ ફુલ્યો૦ ૨
પાણી માંહિ પરપોટા, ખેલ સહુ એમ ખોટા;
માન નહીં એમ મોટારે, મુરખ૦ ફુલ્યો૦ ૩
કુટુંબ કબીલો તારો, માન નહીં મન મારો;
એક દિન થશે ન્યારોરે, મુરખ૦ ફુલ્યો૦ ૪
આંખે જે જે દેખે સારૂં, તે તે ભાઇ નહીં તારૂં;
માને કેમ મારૂં મારૂં રે, મુરખ૦ ફુલ્યો૦ ૫

ચેતી લેને જાય ચાલી, કરી માથાકૂટ ખાલી;
માયામાં શીદ રહ્યો મ્હાલીરે, મુરખ૦ ફુલ્યો૦ ૬
કાયા માયાથી રૂહે ન્યારો, અરૂપી અલખ ધારો;
બુદ્ધિસાગર મન પ્યારો રે, મુરખ૦ ફુલ્યો૦ ૭

( ૨ )

શાને તું કરે છે માયા રે, નાહક પ્રાણી !
મરડી મુંછોને ચાલે, મગરૂરી માંહી મ્હાલે;
જવું પડે હાથ ઠાલે રે, નાહક૦ ૧
પ્રભુ નામ નહીં લીધું, સંતને ન દાન દીધું;
કપટ વિષ પ્રેમે પીધું રે, નાહક૦ ૨
ભ્રાંતિમાં તું ભૂલ્યો ભારી, આખી તો ઉમર હારી;
થાશે કોણ ગતિ તારી રે, નાહક૦ ૩
ખોદે તે પડે છે પહેલો, પરના બુરામાં ઘેલો;
મનમાં સમજીને મેલો રે, નાહક૦ ૪
બીજાનું દેખીને સારૂં, મનમાં લાગે નઠારૂં;૫
ભલું થાશે કેમ તારૂં રે, નાહક૦ ૫
કપટથી કાળું થાશે, ધાર મન વિશવાસે;
તેથી તું તો છેતરાશે રે, નાહક૦ ૬
કપટ કળાને ત્યાગી, સદ્ગુરૂ શીખ માગી;
બુદ્ધિસાગર ઘટ જાગી રે, નાહક૦ ૭

( ૩ )

જોતાં જોતાં ચાલ્યા ગયા રે, જોડીયા તારા;
રમણિક રઢીયાળા, રંગે રૂડા ને રૂપાળા;
મરી ગયા બહુ વ્હાલા રે, જોડીયા૦ ૧
ખમા ખમા જેની થાતી, જગ આણ વરતાતી;
ચાલ્યા પરભવ વાટી રે, જોડીયા૦ ૨
જુત્તા બુટ પહેરી ચાલ્યા, વ્યભિચારી થઇ મ્હાલ્યા;
ઘોર માંહે ગોંધી ઘાલ્યા રે જોડીયા૦ ૩
પાઘડી તો માથે ઘાલી, ફર્યા દેશોદેશ મ્હાલી,
મસાણે તે ગયા ખાલી રે, જોડીયા૦ ૪
નાત જાતને જે નડે, વેર ઝેરથી જે લડે;
પોક તેની જો ને પડે રે, જોડીયા૦ ૫
ચેતી લ્યોને નરનારી, હેત શીખામણ સારી;
બુદ્ધિસાગર સુખકારી રે, જોડીયા૦ ૬

( ૪ )

જોઇ જતન કર જીવડા, આયુ અજાણ્યું જાય રે; લે લ્હાવો લક્ષ્મીતણો, પછી કાંઈ નવિ થાય રે, જોઇ૦ ॥ ૧ ॥ દુલહો ભવ માણસ તણો, દુલહો દેહ નિરોગો રે; દુલહો દયા ધર્મ વાસના, દુલહો સુગુરૂ સંયોગો રે. જોઇ૦ ॥ ૨ ॥ દિન ઉગે દિન આથમે, ન વળે કોઇ દિન પાછો રે; અવસરે કાજ મેં કીધલું, તે મનમાં રહેશે

લાછો રે, જોઇ૦ ॥ ૩ ॥ લોભ લગે લખ વંચીયા, તેં પરધન હરી લીધાં રે; કેડે ન આવે કોઇને, કેડે કરમ રહ્યાં કીધાં રે, જોઇ૦ ॥ ૪ ॥ માતા ઉદરે ઉંધો રહ્યો, કોડિ ગમે દુઃખ દીઠાં રે; યોનિ જનમ દુઃખ જે હુવે, તે તુજ લાગે છે મીઠાં રે. જોઇ૦ ॥ ૫ ॥ હૈ હૈ ભવ એળે ગયો, એકો અરથ ન સાધ્યો રે; સદ્ગુરૂ શીખ સુણી ઘણી તો પણ સંવેગ ન વાધ્યો રે, જોઇ૦ ॥ ૬ ॥ માન મને કોઇ મતિ કરો, જમ જીત્યો નવિ કેણે રે; સુકૃત કાજ ન કીધલું, બે ભવ હારો છો તેણે રે. જોઇ૦ ॥ ૭ ॥ જપ જગદીશના નામને કાંઇ નિશ્ચિંત તું સુવે રે; કાજ કરે અવસર લહિ, સવી દીન સરખા નહુવેરે, જોઇ૦ ॥ ૮ ॥ જગ જાતો જાણી કરી, તિમ એક દિન તુજ જાવો રે; કર કરવો જે તુજને હોવે, પછી હોશે પસ્તાવો રે, જોઇ૦ ॥ ૯ ॥ તિથિ પર્વે તપ નવિ કર્યો, કેવળ કાયા તેં પોષી રે; પરભવ જાતાં ઇણ જીવને, સંબળ વિણ કિમ હોશી રે, જોઇ૦ ॥ ૧૦ ॥ સુણ પ્રાણી પ્રેમે કહી, લબ્ધિ લહી જિન-વાણી રે; સંબળ સાથે રે સંગ્રહો, ઇમ કહે કેવળ નાણી રે, જોઇ જતન કર જીવડા. ॥ ૧૧ ॥

— ❖ —

# શીળની નવ વાડોની સજ્ઝાય.

દોહા.

શ્રી ગુરૂને ચરણે નમી, સમરી શારદ માય;
નવવિધ શિયળની વાડનો, ઉત્તમ કહું ઉપાય. ૧

ઢાળ ૧ લી. વધાવાની.

( પહેલાને પાસો હોજી—એ દેશી. )

પહિલીને વાડે હોજી વીર જિનેશ્વરે કહ્યો,
સેવો સેવો હો વસતિ વિચારીને જી;
સ્ત્રી પશુ પંડક હોજી વાસો વસે જિહાં,
તિહાં નવિ રહેવું હો શીલવ્રતધારીને જી. ૨
જેમ તરૂ ડાળે હોજી વસતો વાનરો,
મનમાં બીહે હો રખે ભૂંઈ પડું જી;
મંજારી દેખી હોજી પિંજરમાંહેથી,
પોપટ ચિંતે હો રખે દોટે ચડું જી. ૩
જેમ સિંહલંકી હોજી સુંદરી શિર ધરી,
જળનું બેડું હો જુગતિશું જાળવે જી;
તિમ મુનિ મનમેં હોજી રાખે ગોપવી,
નારીને નીરખી હોજી ચિત્ત નવિ ચાળવે જી. ૪
જિહાં હોવે વાસો હોજી સહેજે મંજારનો,

જોખમ લાગે હો મુષકની જાતને જી;
તેમ બ્રહ્મચારી હોજી નારીની સંગતે,
હારે હારે હો શિયળ સુધાતને જી. ૫

ત્રુટક.

એમ વાડ વિઘટે વિષય પ્રગટે, શંકા કંખા નીપજે,
તીવ્ર કામે ધાતુ બિગડે, રોગ બહુવિધ ઉપજે;
મનમાંહી જાગે વિષય વ્યાપે, વિષયશું મન રહે મળી,
ઉદયરત્ન કહે તિણે કારણે, નવ વાડ રાખો નિર્મળી. ૬

ઢાળ ૨ જી.

( વિદર્ભ દેશ કુંડનપુર નયરી—એ દેશી. )

સુરપતિ સેવિત ત્રિભુવન ધણી, અજ્ઞાન તિમિરહર દિનમણિ
શિયળ રત્નના જતન તંતે, ભાખી વાડ બીજી ભગવંતે. ૧

ત્રુટક.

ભગવંત ભાખે સંઘ સાખે, શિયળ સુરતરૂ રાખવા;
મુક્તિ મહાફળ હેતુ અદ્ભુત, ચારિત્રનો રસ ચાખવા. ૨
મીઠે વચને માનનીશું, કથા ન કરો કામની;
વાડ વિધશું જેહ પાળે, બલિહારી તસ નામની ૩
વાત વ્રતને ઘાતકારી, પવન જિમ તરૂપાતને;
વાત કરતાં વિષય જાગે, તે માટે તજો વાતને. ૪
લીંબુ દેખી દૂરથી જેમ, ખટાશે દાઢા ગળે;
ગગન ગર્જારવ સુણીને, હડકવા જેમ ઉછળે. ૫

તિમ વ્રતીનાં ચિત્ત વિણસે, વચણ સુંદરીના સુણી;
કથા તજો તેણે કારણે, એમ પ્રકાશે ત્રિભુવન ધણી. ૬

ઢાળ ૩ જી.

( તટ જમુનાનો રે અતિ રળિયામણો રે—એ દેશી. )

ત્રીજીને વાડે રે ત્રિભુવન રાજીયો રે, એણી પરે દીયે ઉપદેશ; આસન છંડો રે સાધુજી નારીના રે, મુહૂર્ત લગે સુવિશેષ, હું બલિહારી રે જાઉં તેહની રે. ॥ ૧ ॥ ધન્ય ધન્ય તેહની હો માત; શીળ સુરંગી રે રંગાણી રાગશું રે, જેહની સાતે હો ધાત, હું૦ ॥ ૨ ॥ શયનાસને રે પાટ ને પાટલે રે, જિહાં જિહાં બેસે હો નાર; બે ઘડી લગે રે તિહાં બેસે નહીં રે, શીળવ્રત રાખણહાર. હું ॥ ૩ ॥ કોળા કેરી રે ગંધ યોગથી રે, જેમ જાયે કણીકનો વાક; તિમ અબળાનું રે આસન સેવતાં રે, વિણસે શિયળ સુપાક. હું૦ ॥ ૪ ॥

ઢાળ ૪ થી.

( હું વારી રંગ ઢોલણા—એ દેશી. )

ચોથીને વાડે ચેતજો હો રાજ, ઇમ ભાખે શ્રીજિન ભૂપરે, સંવેગી સુધા સાધુજી; નયણ કમળ વિકાસીને હો રાજ, રખે નિરખો રમણીનું રૂપ રે. સં૦ ॥ ૧ ॥ રૂપ જોતાં રઢ લાગશે હો રાજ, હેલા ઉલ્લસશે અનંગરે, સં૦ રાનમાંહે જાગશે મોહની હો રાજ, ત્યારે

હોશે વ્રતનો ભંગરે. સં૦ ॥ ૨ ॥ દિનકર સામું દેખતાં હો રાજ, નયણ ઘટે જિમ તેજ રે; સં૦ તિમ તરૂણી તન પેખતાં હો રાજ, હીણું થાયે શિયળશું હેજ રે. સં૦ ॥ ૩ ॥

ઢાળ ૫ મી.

( થાંપર વારી મારા સાહિબા, કંબલ મત ચાલો—એ દેશી. )

પંચમી વાડ પરમેશ્વરે, વખાણી હો વારૂ;
સાંભળજો શ્રોતા તુમે, ધર્મી વ્રતધારૂ. ૧
કુડયાંતર વર કામિની, રમે જિહાં રાગે;
સ્વર કંકણાદિકના સુણી, જિહાં મન્મથ જાગે. ૨
તિહાં વસવું બ્રહ્મચારીને, ન કહ્યું વીતરાગે;
વાડ ભાંગે શીળરત્નની, જિહાં લાંછન લાગે. ૩
અગ્નિ પાસે જેમ ઓગળે, ભાજનમાંહે ધરીઓ;
લાખ ને મીણું જાયે ગળી, ન રહે રસ ભરીઓ.૪
તિમ હાવભાવ નારીતણા, વળી હાંસુ ને રૂદના;
સાભળતાં શીળ વિઘટે, મન વધે હો મદના. ૫

ઢાળ ૬ ઠ્ઠી.

( સહીયાં મારા નયણ સમારો—એ દેશી. )

છઠ્ઠી વાડે છયલ છબીલો, ગુણ રત્ને ગાઢો ભર્યો જી; સિદ્ધાર્થ રાયને કુળે નગીનો, વીર જિણંદ ઇમ ઉચ્ચર્યો જી. ॥ ૧ ॥ અવ્રતીપણે જે જે આગે, કામક્રીડા બહુ વિધ કરી જી, વ્રત લઇને વિલસિત પહેલાં,

રખે સંભારો દિલ ધરી જી. ॥ ૨ ॥ અગ્નિ ભાર્યાં ઉપર પૂળો, મેલે જિમ જવાળા વમે જી; વરસ દિવસે જિમ વિષધરનું, શંકાએ વિષ સંક્રમે જી. ॥ ૩ ॥ વિષય સુખ જે વિલસિત પહેલાં, તિમ શિયળવ્રતી સંભારતો જી; વ્યાકુળ થઇને શિયળ વિરાધે, પછી થાયે વળી ઓરતોજી. ॥ ૪ ॥

ઢાળ ૭ મી.

( ગઢ બુંદીરા વાળા—એ દેશી. )

સાતમી વાડે વીર પયંપે, સુણો સંજમના રાગી હો, શીળરથના હો ધોરી, સુધા સાધુ વૈરાગી, મુઝ આણાકારી ને બ્રહ્મચારી, વિષય રસના ત્યાગી હો.શી૦ ॥ ૧ ॥ સરસ આહાર ને તજજો સહેજે, વિગય થોડી વાવરજો હો; શી૦ માદક આહારે મન્મથ જાગે, તે જાણી પરહરજો હો. શી૦ ॥ ૨ ॥ સન્નિપાતે જિમ ધૃત યોગે, અધિક કરે ઉછાલા હો; શી૦ પાંચે ઇંદ્રિય તિમ રસે પોષ્યે ચારિત્રમાં કરે ચાળા હો. શી૦ ॥ ૩ ॥

ઢાળ ૮ મી.

( રાગ—મારૂ. ગોહણુ બોલો કમાર—એ દેશી. )

ત્રિશલા સુત હો ત્રિગડે બેશી એમ,
આઠમી વાડ વખાણી શીલરત્નની જી;
અતિમાત્રા હો આહાર તજો અણગાર,
લાલચ રાખો જો સંયમ શીલની જી. ૧

અતિ આહારે હો આવે ઉંઘ અપાર,
સ્વપ્નમાંહે થાયે શીલ વિરાધના જી;
વળી થાયે હો તેણે મદવંત દેહ,
સંયમની નવિ થાયે આરાધનાજી. ૨
જિમ શેરના હો માપમાંહી બશેર,
ઓરીને ઉપર દીજે ઢાંકણું જી;
ભાંજે તોલડી હો ખીચડી ખેરૂ થાય,
તિમ અતિમાત્રાએ વ્રત બગડે ઘણું જી. ૩

ઢાળ ૯ મી.

( કાય થકે સવ.રે, અથવા ગરબાની દેશી. )

નવમી વાડે નિવારજો જી, સાધુજી શણગાર;
શરીર શોભાએ શોભે નહીં રે, અવનિ તળે અણગાર. ૧
એમ ઉપદિશે વીરજી રે, મુનિવર ધરજો રે મન;
શીખામણ એ માહરી રે, કરજો શીળ જતન. ૨
સ્નાન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્ર અપાર;
તેલ તંબોળ આદિ તજો રે, ઉદ્ભટ વેષ મ ધાર. ૩
ચોઇને ધરણી ધર્યો રે, જિમ રત્ન હાર્યો કુંભાર;
તિમ શીળરત્નને હારશો રે, જો કરશો શણગાર. ૪

ઢાળ ૧૦ મી.

( ભટીયાણીની દેશી. )

એકલી નારી સાથે, મારગે નવિ જાવું હો, વળી

વાટે વાત ન કીજીએં; એક સેજે નર હોય, શીળવંત નવિ સુવે હો, વલી સહેજે ગાળ ન દીજીએ. ॥ ૧ ॥ ન સુવારે નિજ પાસ, સાડા છ વરસની હો, વળી પુત્રીને પણ હેજમાં; સાતવરસ ઉપરાંત, સુતને પણ ન સુવારે હો, વળી શીળવંતી સેજમાં. ॥ ૨ ॥ સ્ત્રીસંગે નવ લાખ, પ્રાણી હણાયે હો, વળી ભગવંતે ભાખ્યું ઇશ્યું; અસંખ્યાતા પણ જીવ, સંમૂર્છિમ પંચેંદ્રિ હો, હણાયે વળી ઘણું કહીએ કીશ્યું. ॥ ૩ ॥ ઇમ જાણી નર નાર, શિયળની સદ્દહણા હો, સૂધી દીલમાં ધારજો; લેઇ દુર્ગતિનું મૂળ, અબ્રહ્મ સેવામાંહી હો, જાતાં દિલને વારજો. ॥ ૪ ॥ તપગચ્છ ગયણ દિણંદ, મનવાંછિત ફળ દાતા હો, શ્રીહીરરત્ન સૂરીશ્વરૂ પામી તાસ પસાય, વાડો વખાણી હો, શિયળની મનોહરૂં, ॥ ૫ ॥ ખંભાત રહી ચોમાસ, સત્તરશેં ત્રેસઠે હો, શ્રાવણ વદિ બીજ બુધે ભણે; ઉદયરત્ન કહે કર જોડ, શિયળવંત નરનારી હો, તેહને જાઉં ભામણે. ॥ ૬ ॥

ઇતિ શ્રી શિયળની નવ વાડોની સઝાય.

## નારકીના ઢાળીઆ.

વર્ધમાન જિનને વિનવું, સાહિબ સાહસ ધીર જી; તુમ દરિસણ વિણ હું ભમ્યો, ચિહું ગતિમાં વડ-

વીરો જી, ॥ ૧ ॥ પ્રભુ નરકતણાં દુઃખ દોહિલાં, મેં સહ્યાં કાળ અનંતો જી; સાર કિયા નવિ કો સુણે, એક વિના ભગવંતો જી. ॥ ૨ ॥ પાપ કરીને પ્રાણીઓ, પહોંચ્યો નરક મોઝાર જી; કઠિન કુભાષા સાંભળી, નયન શ્રવણ દુઃખકાર જી. ॥ ૩ ॥ શીતળ જોનિ ઉપજે, રહેવું તપતે ઠામો જી; જાનુ પ્રમાણ રૂધિરના, કીચ કર્યાં બહુ તામો જી. ॥ ૪ ॥ તવ મનમાંહિ ચિંતવે, જાઈએ કેણી દિશિ નાશી જી; પરવશ પડીઓ પ્રાણીઓ, કરતો કોડી વિખાસો જી. ॥ ૫ ॥ ચંદ્ર નહીં સૂરજ નહીં, ઘોર ઘટા અંધકારો જી; સ્થાનક અતિહિ બિહામણાં, ફંસ જિસ્યો ખુંધારોજી. ॥ ૬ ॥ નવો નરકમાં ઉપજે, જાણે અસુર તિવારો જી; કોપ કરી આવે તિહાં, હાથ ધરી પથિયારો જી. ॥ ૭ ॥ કરી કાતરણી દેહની, કરતો ખંડોખંડ જી; રીવ અતિવ કરે બહુ, પામે દુઃખ પ્રચંડ જી. ॥ ૮ ॥

ઢાળ ૨ જી. વૈરાગની

ભાંજે કાયા ભાંજતો રે, મારે ફાંસા માંય; ઉંધે માથે અગન દેઇ, ઉંચા બાંધે પાય રે, જિનજી સાંભળો, કડવાં કર્મ વિપાક રે, જિ૦ ॥ ૧ ॥ વૈતરણી તટિની તણા રે, જળમાં નાંખે રે પાસ; કરી કુહાડા તરૂપરે રે, છેદે અધિક ઉલ્લાસ રે, જિ૦ ॥ ૨ ॥ ઉંચા જોયણ પાંચશેં રે, ઉછાળે આકાશ; શ્વાન રૂપ કરડ તિહાં રે,

સૂગ જિમ પાડે પાસો રે, જિ૦ ॥ ૩ ॥ પંદર ભેદે સુર મળી રે, કરવત દીએ રે કપાળ; આરોપી શૂલી શિરે રે, ભાંજે જિમ તરૂડાળ રે, જિ૦ ॥ ૪ ॥ બોળે તાતા તેલમાં રે, તળી કરી કાઢે રે તામ; વળી ભોભરમાં ખેપવે રે, વીરૂવા તાસ વિરામો રે, જિ૦ ॥ ૫ ॥ ખાલ ઉતારે દેહની રે, આમિષ દીએ રે આહાર; બહુ અરડાટા પાડતાં રે, તનુ વચ્ચે ઘાલે ખાર રે જિ૦ ॥ ૬ ॥

ઢાળ ૩ જી. રાગ—મારૂ.

તાપ કરી તે ભૂમિકા રે, વનશું શીતળ જાણ; આવી બેસે તરૂવર છાંયડે રે, પડતાં ભાંજે પ્રાણ. ચતુર મત રાચજો રે. ॥ ૧ ॥ વીરૂઆ વિષયવિલાસ; સુખ થોડાં દુઃખ બહુલાં જેહથી રે, લઇએ નરક નિવાસ, ચ૦ ॥ ૨ ॥ કુંભીમાંહે પાક કરે તસ દેહની રે, તલ જિમ ઘાણી માંય; પીલી પીલીને રસ કાઢે તેહનો રે, મહેર ન આવે તાંય, ચ૦ ॥ ૩ ॥ નાઠો જાયે ત્રીજી નરકનો રે, મન ધરતો ભયભ્રાંત; પછે પરમાધામી સુર મળે રે, જેવા કાળ કૃતાંત, ચ૦ ॥ ૪ ॥ ખાલ ઉતારે તેહની ખાંતશું રે, ખાર ભરે તસ ખાસ; પૂરાની પરે તે તિહાં ટળવળે રે, મહેર ન આવે તાસ, ચ૦ ॥ ૫ ॥ દાંત વચ્ચે દીયે દશ આંગળી રે, ફરી ફરી લાગે પાય; વેદના સહેતાં કાળ ગયો ઘણો રે, હવે સહી ન જાય, ચ૦

॥ ૬ ॥ જિહાં જાયે તિહા ઉઠે મારવા રે, કોઇને પૂછે સાર; દુઃખ ભર રોવે સોર કરે ઘણો રે, નિપટ નહીં આધાર, ચ૦ ॥ ૭ ॥

ઢાળ ૪ થી.

( રે જીવ જિન ધર્મ કીજીએ—એ દેશી. )

પરમાધ્રામી સુર કહે, સાંભળ તું ભાઇ;
કીયો દોષ અમારડો, નિજ દેખ કમાઇ પર૦ ૧

પાપ કર્મ કીધા ઘણાં, બહુ જીવ વિણાશ્યા;
પીડા ન જાણી પરતણી, કુડા મુખ ભાશ્યા, પર૦ ૨

ચોરી લીધાં ધન પારકાં, સેવી પરનાર;
આરંભ કામ કીધાં ઘણાં, પરિગ્રહ નહીં પાર, પર૦ ૩

નિશિ ભોજન કીધાં ઘણાં, બહુ જીવ સંહાર;
અભક્ષ્ય અથાણાં આચર્યાં, પાતક નહીં પાર, પર૦ ૪

માત પિતા ગુરૂ ઓળવ્યા. કીધો ક્રોધ અપાર;
માન માયા લોભ મન ધર્યાં, મત હીણ ગમાર, પર૦ ૫

ઢાળ ૫ મી.

ઇમ કહી સુર વેદના એ, વળીય ઉદીરે દેહી તો;
શીલા કંટાલા વજ્રતણા એ, તિહાં પછાડે સાહી તો. ૧

તૃષાવશે તાતો તરૂ એ, મુખમાં ઘાલે તામ તો;
અગ્નિવર્ણી પૂતળી એ, આલિંગન દે જામ તો. ૨

સચલ વદન કીડા ભરે એ, જીવ કરે શત ખંડ તો;
એ ફળ નિશિ ભોજનતણોએં, જાણે પાપ અખંડ તો, ૩

અતિ ઉનો અતિ આકરો એ, આણે તાતો નીર તો;
તે ઘાલે તસ આંખમાં એ, કાને ભરે કથીર તો, ૪
કાળા અધિક બીહામણા એ, તે હુંડક સંઠાણ તો;
દીસે દીન દયામણા એ, વળી નિરાધાર પ્રાણ તો. ૫

ઢાળ ૬ ઠ્ઠી.

એણી પરે બહુ વેદન સહી, ચિત્ત ચેતો રે; વસતો નરક મોઝાર, ચતુર ચિત્ત ચેતો રે; જ્ઞાની વિણ જાણે નહી, ચિત્ત ચેતો રે, કહેતાં નાવે પાર, ચતુર ચિત્ત ચેતો રે. ॥ ૧ ॥ દશ દ્રષ્ટાંતે દોહીલો, ચિ૦ લાધ્યો નર ભવ સાર, ચતુ૦; પામ્યો આલે મ હારજો, ચિ૦, કરજો એહ વિચાર, ચતુ૦ ॥ ૨ ॥ સુધો સંજમ આદરો, ચિ૦, ટાળો વિષયવિકાર, ચતુ૦; પાંચે ઇંદ્રિય વશ કરો, ચિ૦, જિમ હોય છુટક બાર, ચતુ૦ ॥ ૩ ॥ નિંદા વિકથા પરિહરો, ચિ૦, આરાધો જિન ધર્મ, ચતુ૦; સમકિત રત્ન હઇયે ધરો, ચિ૦, ભાંજે મિથ્યા ભર્મ, ચતુ૦ ॥ ૪ ॥ વીર જિણંદ પસાઉલે, ચિ૦, અહિપુર નગર મોઝાર, ચતુ૦; સ્તવન રચ્યો રળિયામણો, ચિ૦, પરમ કૃપાળ ઉદાર, ચતુ૦ ॥ ૫ ॥

---

## અંતસમયની આરાધના.

મુજને ચાર શરણ હોજો, અરિહંત સિદ્ધ સુસાધુ

જી; કેવળી ધર્મ પ્રકાશીઓ, રત્ન અમુલખ લાધ્યું જી. મુજને૦ ॥ ૧ ॥ ચઉ ગતિતણા દુઃખ છેદવા, સમરથ શરણાં એહો જી; પૂર્વે મુનિવર જે હુવા, તેણે શરણાં કીધાં તેહો જી. મુ૦ ॥ ૨ ॥ સંસારમાંહે જીવને, સમરથ શરણાં ચારો જી; ગણિ સમયસુંદર એમ ભણે, કલ્યાણ મંગળકારો જી. મુ૦ ॥ ૩ ॥

લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકો જી; મિચ્છામિ દુક્કડ દીજીએ, જિન વચને લહીયે ટેકો જી. લા૦ ॥ ૧ ॥ સાત લાખ ભૂ દગ તેઉ વાઉના, દશ ચૌદ વનના ભેદો જી; ષટ વિગલ સુર તિરિ નારકી. ચઉ ચઉ ચઉદે નરના ભેદો જી. લા૦ ॥ ૨ ॥ મુજ વૈર નહીં કેહશું; સૌ સૌ મિત્ર સ્વભાવો જી; ગણિ સમય સુંદર એમ કહે, પામીએ પુણ્ય પ્રભાવો જી. લા૦ ॥ ૩ ॥

પાપ અઢાર જીવ પરિહરો, અરિહંત સિદ્ધની સાખે જી; આલોયાં પાપ છૂટીએ, ભગવંત એણી પરે ભાખે જી. પાપ૦ ॥ ૧ ॥ આશ્રવ કષાય દોય બંધવા,[૧] વળી કલહ અભ્યાખ્યાનો જી; રતિ અરતિ પૈશૂન્ય નિંદના, માયામોસ મિથ્યાતો જી. પાપ૦ ॥ ૨ ॥ મન વચ કાયાએ જે કર્યાં, મિચ્છામિ દુક્કડ તેહો જી;

---

૧ પાંચ આશ્રવ (હિંસાદિ), ચાર કષાય (ક્રોધાદિ), બે બંધન (રાગ ને દ્વેષ).

ગણિ સમયસુંદર એમ કહે, જૈનધર્મનો મર્મ એહો જી. પાપ૦ ॥ ૩ ॥

ધન્ય ધન્ય તે દિન મુજ કયારે હોશે, હું પામીશ સંજમ સુધે જી; પૂર્વ ઋષી પંથે ચાલશું, ગુરૂ વચન પ્રતિબુધ્ધો જી. ધન્ય૦ ॥ ૧ ॥ અંત પ્રાંત ભિક્ષા ગોચરી, રણ વન કાઉસગ્ગ લહીશું જી; સમતા શત્રુ મિત્રે ભાવશું, સમ્યક સુદ્ધો ધરશું જી, ધન્ય૦ ॥ ૨ ॥ સંસારના સંકટથકી, હું છુટીશ જિનવચને અવતારો જી; ધન્ય ધન્ય સમયસુંદર તે ઘડી, તો હું પામીશ ભવનો પારો જી, ધન્ય૦ ॥ ૩ ॥

## આત્મશિક્ષા સઝાય.

( રાગ રામગિરિ. )

આતમરામે રે મુનિ રમે, ચિત્ત વિચારીને જોય રે, તારૂં દીસે નવિ કોય રે, સહુ સ્વારથે મલ્યું જોય રે, જન્મ મરણ કરે લોય રે, પુંઠે સબ મિલી રોય રે, આત્મા૦ ॥ ૧ ॥ સ્વજન વર્ગ સવિ કારામો, કુડો કુટુંબ પરિવાર રે, કોઇ ન કરે તુજ સાર રે, ધર્મ વિણ નહીં કોઇ આધારરે, જેણે પામે ભવ પાર રે, આત્મા૦ ॥ ૨ ॥ અનંત કલેવર મૂકીઆ, તેં કીયા સગપણ અનંત રે, ભવ ઉદ્વેગે રે તું ભમ્યો, તોહી ન આવ્યો

નિવાર રે. સ૦ ॥૮॥ હસી હસી દેતારે તાળીઓ,શય્યા કુસુમના સાર રે, તે નર અંતે માટી થયા, લોક ચણ ઘરબાર રે, ઘડપાં પાત્ર કુંભાર રે, એહવું જાણી અસાર રે, છંડે વિષય વિકારરે, ધન્ય તેહનો અવતાર રે. સ૦ ॥૯॥ થાવચ્ચાસુત શિવ વર્યા વળી એલાચીઃ કુમાર રે, ધિક્ ધિક્ વિષયા રે જીવને, લહી વૈરાગ્ય રસાળ રે, મેલ્યા મોહ જંજાળ રે, ઘર રમે કેશળ બાળ રે, ધન્ય કરકંડું ભૂપાળ રે, સ૦ ॥ ૧૦ ॥ શ્રી શુભવિજય સુગુરૂ લહી, ધર્મરયણ ધરો છેક રે, વીરવચન રસ શેરડી, ચાખે ચતુર વિવેક રે, ન લહે તે નરભેકરે, ધરતા ધર્મનો ટેક રે; ભવજળ તરીઆ અનેક રે. સ૦ ॥ ૧૧ ॥

## ચેતનને શીખામણની સઝાય.

( કડખાની દેશી. )

ચતુર તું ચાખ મુજ હિત શિખ સુખડી, બાપડા વિષય કાં મૂઢ મંડે; વિષય લંપટ પણે રાત દિન નવિ ગણે, ક્રોધ મદ માન માયા ન છંડે, ચતુર૦ ૧. સદન ધન સ્વજન જન નીરખી નિજ વશ અરે, મારૂં મારૂં મારૂ મ કર ભોળા; તાહરૂં તેહ જે સુકૃત સંચય કરે, પિંડ પાપે ભરી કરીય રોળા, ચ૦૨. કાળ અરહટ્ટ શશિ સૂર વૃષ જોડતું, દિવસ ને નિશિ અતિ ઘડીય માળ;

નિરખી જિન આઉખું નીર ઉલેચતાં, કાં ન છંડે હુ-જીય મોહજાળ; ચ૦ ॥ ૩ ॥ સકળ શુભ કાર્યની આજવેળા લહી, મોહે મુંઝયો હજી શું વિમાસે; સકળ સુખ તુજ ગમે દેહ દુઃખ નવિ ખમે, કરણી વિણ મુક્તિ, રતિ કેમ કરાશે, ચ૦ ॥ ૪ ॥ અસ્થિર સંસારમાં સાર નવકારનું, ધ્યાન ધરતાં સદા હૃદય રીઝે; એહથી ભવ તરે મેરૂ મહિમા ધરે, ઋદ્ધિવિજયાદિ સુખ સકળ સીઝે, ચ૦ ॥ ૫ ॥

## ભાવનાના મહિમાની સઝાય.

( કડખાની દેશી. )

વિમળ કુળ કમળના હંસ તું જીવડા, ભુવનના ભાવ ચિત્ત જો વિચારી; જેણે આ મનુજગતિ રત્ન નવિ કેળ-વ્યું, તેણે નર નારી મણિ કોડિ હારી, વિમળ૦ ॥૧॥ જેણે સમકિત ધરી સુકૃત મતિ અનુસરી, તેણે નર નારી નિજ ગતિ સમારી; વિરતિ નારી વરી કુમતિ મતિ પરિહરી, તેણે નર નારી સબ દુર્ગતિ વારી, વિ૦ ॥૨॥ જૈન શાસન વિના જીવયતના વિના, જે જના જગ ભમે ધર્મ હીના; જૈનમુનિ દાન બહુમાન હીના નરા, પશુ પરે તે મરે ત્રિજગ દીના વિ૦ ॥ ૩ ॥ જૈન-ના દેવ ગુરૂ ધર્મ ગુણ ભાવના, ભાવ્ય નિત્ય જ્ઞાન લો-

તુજ અંત રે, ચેતો હૃદયમાંહી સંત રે, આ૦ ॥ ૩ ॥ ભોગ અનંતા તેં ભોગવ્યા, દેવ મનુષ્ય ગતિ માંહી રે, તૃપ્તિ ન પામ્યો રે જીવડો, હજી તુજ વાંછા છે ત્યાંહી રે, આણ સંતોષ ચિત્તમાંહી રે, આ૦ ॥ ૪ ॥ ધ્યાન ધરો રે આતમતણું, પરવસ્તુથી ચિત્ત વારી રે, અનાદિ સંબંધ તુજ કો નહીં, શુદ્ધ નિશ્ચય એમ ધાર રે, એણી વિધિ નિજ ચિત્ત ધાર રે, મણિચંદ્ર આતમ તાર રે, આ૦ ॥ ૫ ॥

## સહજાનંદીની સઝાય.

( બીજી અશરણ ભાવનાની દેશી )

સહજાનંદી રે આતમા, સુતો કાંઇ નચિંત રે, મોહતણા રણિયા ભમે, જાગ જાગ મતિવંત રે, લુંટે જગતના જંત રે, નાંખી વાંક અત્યંત રે, નરકાવાસ ઠવંત રે, કોઇ વિરલા ઉગરંત રે, સહજા૦ ॥ ૧ ॥ રાગ દ્વેષ પરિણતિ ભજી, માયા કપટ કરાય રે, કાસકુસુમ પરે જીવડો, ફોગટ જન્મ ગમાય રે, માથે ભય જમરાય રે, શો મન ગર્વ ધરાય રે, સહુ એક મારગ જાય રે, કુણ જગ અમર કહાય રે, સહજા૦ ॥ ૨ ॥ રાવણ સરિખા રે રાજવી, નાગા ચાલ્યા વિણ ધાગ રે, દશ માથાં રણ રડવડયાં, ચાંચ દીયે શિર કાગ રે, દેવ

ગયાં સવિ ભાગ રે, ન રહ્યો માનનો છાગ રે, હરિ હાથે હરિ નાગ રે, જો જો ભાઇઓના રાગ રે, સહજા૦ ॥ ૩ ॥ કેઇ ચાલ્યા કેઇ ચાલશે, કેતા ચાલણહાર રે, મારગ વહેતો રે નિત્ય પ્રત્યે, જોતાં લગનહજાર રે, દેશ વિદેશે સધાર રે, તે નર એણે સંસાર રે, જાતાં જમદરબાર રે, ન જુએ વાર કુવાર રે, સ૦ ॥ ૪ ॥ ન..ગણ પુરી દ્વારિકા, બળતી મેલી નિરાશ રે, રોતા રણમાં રે એકલાં, નાડા દેવ આકાશ રે કિહાં તરૂ છાયા આવાસ રે, જળકુળ કરી ગય સાસ રે, બળભદ્ર સરોવર પાસ રે, સુણી પાંડવ શિવવાસ રે. સ૦ ॥ ૫ ॥ રાજી ગાજીને બોલતા, કરતા હુકમ હેરાન રે, પોઢયા અગ્નિમાં એકલા, કાયા રાખ સમાન રે, બ્રહ્મદત્ત નરક પ્રયાણરે, એ ઋદ્ધિ અથિર નિદાન રે, જેહવું પીપળ પાન રે, મધરો જુઠ ગુમાન રે, સ૦ ॥ ૬ ॥ વાલેશ્વર વિના એક ઘડી, નવિ સોહાતું લગાર રે, તે વિના જન્મારો વહી ગયો, નહીં કાગળ સમાચાર રે, નહીં કોઇ કોઇનો સંસાર રે, સ્વારથીએ પરિવાર રે, માતા મરૂદેવા સાર રે, પંહોંચ્યા મોક્ષ મોઝાર રે. સ૦ ॥ ૭ ॥ માત પિતા સુત બાંધવા, અધિકો રાગ વિચાર રે, નારી અસારી રે ચિત્તમાં, વંછે વિષય ગમાર રે, જુઓ સૂરિકાંતા જે નાર રે, વિષ દેતી ભરતાર રે; નૃપ જિન ધર્મ આધાર રે, સજ્જન નેહ

ચન વિચારી; કર્મભર નાશની બાર વર ભાવના, ભાવ્ય નિત્ય જીવ તું આપ તારી, વિ૦ ॥ ૪ ॥ સર્વ ગતિ માંહી વર નર ભવો દુલ્લહો, સર્વ ગુણ રત્નને શોધી કાઢી; સર્વ જગ જંતુને જેણે હિત કીજીએ. સોય મુનિ વંદીએ શ્રુત વિચારી, સકળ મુનિ વંદીએ શ્રુત વિચારી વિ૦ ॥ ૫ ॥

## અનિત્ય ભાવવાની સઝાય.

મુંઝમાં મુંઝમા મોહમાં જીવ તું, શબ્દ વર રૂપરસગંધ દેખી; અથિર તે અથિર તું અથિર તનુ જીવિતં, ભાવ્ય મન ગગન હરિચાપ પેખી, મું૦ ॥ ૧ ॥ લક્ષ્મી સરિઅત પરે એક ઘરે નવિ રહે, દેખતાં જાય પ્રભુ જીવ લેતી; અસ્થિર સબ વસ્તુને કાજ મૂઢા કરે, જીવડા પાપની કોડી કેતી, મું૦ ॥ ૨ ॥ ઉપજી વસ્તુ સવિ કારમી નવિ રહે, જ્ઞાનશું ધ્યાનમાં જો વિચારી; ભાવ ઉત્તમ હર્યાં અધમ સબ ઉધર્યાં, સંહરે કાળ દિન રાત ચારી, મું૦ ॥ ૩ ॥ દેખ કલિ કુતરો સર્વ જગને ભખે, સંહરી ભૂપ નર કોટિ કોટિ; અથિર સંસારને થિરપણે જે ગણે, જાણ તસ મૂઢની બુદ્ધિ ખોટી, મું૦ ॥૪॥ રાય મમરાજની ઋદ્ધિશું પરવર્યો, અંત સબ ઋદ્ધિ વિસરાલ હોશે; ઋદ્ધિ સાથે સવિ વસ્તુ મૂકી જતે, દિવસ દો તિન પરિવાર રોશે, મું૦ ॥ ૫ ॥ કુસુમપરે યૌવનં જળબિંદુ

જીવિતં, ચંચલં નરસુખં દેવ ભોગો; અવધિ મન કે-વલી સુકવિ વિદ્યાધરા, કલિજુગે તેહનો પણ વિયોગો, સું૦ ॥ ૬ ॥

---

## આત્માને હિતશિક્ષાની સઝાય.

( હવે રાણી પદ્‌માવતી—એ દેશી. )

રે જીવ સાહસ આદરો, મત થાઓ દીન;
સુખદુઃખસંપદ આપદા, પૂર્વ કર્મ આધીન, રે જીવ૦ ૧
ક્રોધાદિક વશે રણ સમે, સહ્યાં દુઃખ અનેક;
તે જો સમતાથી સહે, તો ખરો વિવેક, રે જી૦ ૨
સર્વ અનિત્ય અશાશ્વતો, જે દીસે એહ;
તન ધન સ્વજન સગાં સહુ, તિણશું શો નેહ. રે જી૦ ૩
જિમ બાલક વેલુ તણાં, ઘર કરીય રમંત;
તેહ છતે અથવા ઢહે, નિજ નિજ ગૃહ જંત. રે જી૦ ૪
પંથી જેમ સરાહમાં, નદી નાવની રીતિ;
તિમ એ પરિચણ તો મીલ્યો, તિણથી શી પ્રીતિ, રે જી૦ ૫
જ્યાં સ્વાર્થ ત્યાં એ સહુ સગાં, વિણ સ્વારથ દૂર;
પર કાજે પાપે ભળે, તું કિમ હોયે શૂર. રે જી૦ ૬
તજ બાહિર મેળાવડો, મિલીયા બહુ વાર;
જે પૂર્વે મીલીયા નહીં, તિણશું ધર પ્યાર. રે જી૦ ૭

ચક્રી હરિ બલ પ્રતિહરિ, તસ વિભવ અમાન;
તે પણ કાળે સંહર્યાં, તુજ ધનસ્યે માન. રે જી૦ ૮
હા હા હું કરતો તું ફીરે, પરિયણની ચિંત;
નરક પડચા કહે તુજને, કોણ કરે નિચિંત. રે જી૦ ૯
રોગાદિક દુઃખ ઉપજે, મન અરતિ મ ધેવ;
પૂરવ નિજ કૃત કર્મનો, એ અનુભવ હેવ. રે જી૦ ૧૦
એહ શરીર આશાશ્વતો, ખીણમેં સીઝંત;
પ્રીત કિસી તે ઉપરે, જે સ્વારથ વંત. રે જી૦ ૧૧
જ્યાં લગે તુજ ઇણ દેહથી, છે પૂરવ સંગ;
ત્યાં લગે કોટિ ઉપાયથી, નવિ થાયે ભંગ. રે જી૦ ૧૨
આગળ પાછળ બિહું દિને, જે વિણસી જાય;
રોગાદિકથી નવિ રહે, કીધ કોટિ ઉપાય. રે જી૦ ૧૩
અંતે પણ એને તજ્યાં, થાયે શિવ સુખ,
તે જો છુટે આપથી, તો તુજ શું દુઃખ. રે જી૦ ૧૪
એ તન વિણસે તાહરે, નવિ કોઇ હાણ;
જો જ્ઞાનાદિક ગુણ તણો, તુજ આવે જ્ઞાન. રે જી૦ ૧૫
તું અજરામર આતમા, અવિચળ ગુણ રાણ;
ક્ષણભંગુર જડ દેહથી, તુજ કિહાં પિછાણ. રે જી૦ ૧૬
છેદન ભેદન તાડના, વધ બંધન દાહ;
પુદ્ગલને પુદ્ગલ કરે, તું અમર અગાહ. રે જી૦ ૧૭

પૂર્વ કર્મ ઉદયે સહી, જે વેદના થાય;
ધ્યાવે આતમ તિણ સમે, તે ધ્યાની રાય. રે જી૦ ૧૮
જ્ઞાન ધ્યાનની વાતડી, કરણી આસાન;
અંત સમે આપદ પડયાં, વિરલ કરે ધ્યાન. રે જી૦ ૧૯
અરતિ કરી દુઃખ ભોગવે, પરવશ જિમ કિર;
તો તુજ જાણપણા તણો, ગુણ કેવો ધીર. રે જી૦ ૨૦
શુદ્ધ નિરંજન નિર્મળો, નિજ આતમ ભાવ;
તે વિણસે કહે દુઃખકિશો, જે મીલીયો આય. રે જી૦૨૧
દેહ ગેહ ભાડા તણો, એ આપણો નાંહી;
તુજ ગૃહ આતમ જ્ઞાનએ, તિણમાંહે સમાહી.રેજી૦૨૨
ગેતારજ સુકોશલો, વળી ગજસુકુમાળ;
સનતકુમાર ચક્રી પેરે, તન મમતા ટાળ. રે જી૦ ૨૩
કષ્ટ પડયાં સમતા રમે, નિજ આતમ ધ્યાય;
દેવચંદ્ર તિણ મુનિ તણા, નિત્ય વંદુ પાય. રે જી૦ ૨૪

.........

## આત્મ હિતશિક્ષાની સઝાય.

( પ્રાણી ધરીએ સંવેગ રંગ—એ દેશી. )

જ્ઞાન ધ્યાન ચારિત્રને રે, જો દઢ કરવા ચાહ; તો એ-
કાકી વિહરતાં રે. જિનકલ્પાદિ સહાય રે. પ્રાણી એ-
કલ ભાવના ભાવ, શિવ મારગ સાધન દાવ રે, પ્રા૦

॥૧॥ સાધુ ભણી ગૃહવાસની રે, છુટી મમતા તેહ; તો પણ ગચ્છ વાસી પણો રે, ગણ ગુરૂ પર છે નેહ રે, પ્રા૦ ॥ ૨ ॥ વન મૃગની પરે તેહથી રે, છાંડી સકળ પ્રતિબંધ; તું એકાકી અનાદિનો રે, કિણથી તુજ પ્રતિબંધ રે. પ્રા૦ ॥ ૩ ॥ શત્રુ મિત્રતા સર્વથી રે, પામી વાર અનંત; કોણ સ્વજન દુશ્મન કિશોરે, કાળે સહુનો અંત રે, પ્રા૦ ॥ ૪ ॥ બાંધે કર્મ જીવ એકલો રે, ભોગવે પણ તે એક; કિણ ઉપર કિણ વાતની રે, રાગ દ્વેષની ટેક રે, પ્રા૦ ॥ ૫ ॥ જો નિજ એકપણું ગ્રહે રે, છોડી સકળ પરભાવ; શુદ્ધાતમ જ્ઞાનાદિશું રે, એક સ્વરૂપે ભાવ રે. પ્રા૦ ॥૬॥ આવ્યો પણ તું એકલો રે; જાઇશ પણ તું એક; તો એ સર્વ કુટુંબથી રે, પ્રીત કિશી અવિવેક રે, પ્રા૦ ॥૭॥ વનમાંહે ગજ સિંહાદિથી રે, વિહરતાં ન ટળે જેહ; જિણ આસન રવિ આથમેરે; તિણ આસન નિશિ છેહ રે, પ્રા૦ ॥ ૮ ॥ આહાર ગ્રહે તપ પારણે જી, કરમાં લેપ વિહીણ; એક વાર પાણી પિવતાં રે, વનચારી ચિત્ત અદીન રે. પ્રા૦ ॥ ૯ ॥ એહ દોષ પર ગ્રહણથી રે, પર સંગે ગુણ ખોય; પરધન-ગ્રાહી ચોર તે રે, એકપણે સુખ હોય રે. પ્રા૦ ॥ ૧૦ ॥ પર સંજોગથી બંધ છે રે, પર વિયોગથી મોક્ષ; તેણે

તજી પર મેલાવડો રે, એકપણો નિજ પોષ રે. પ્રા૦ ॥ ૧૧ જન્મ ન પામ્યો સાથ કોરે, સાથ ન મરશે કોય; દુઃખ વેચાવા કો નહીં રે, ક્ષણ ભંગુર સહુ લોય રે. પ્રા૦ ॥ ૧૨ ॥ પરિજન મરતો દેખીને રે, શોક કરે જન મૂઢ; અવસરે વારો આપણો રે, સહુ જનની એ રૂઢ રે. પ્રા૦ ॥૧૩॥ સુરપતિ ચક્રી હરિ બળી રે, એકલા પરભવ જાય; તન ધન પરિજન સહુ મિલી રે, કોઇ સખાય ન થાય રે પ્રા૦ ॥ ૧૪ ॥ જ્ઞાયક રૂપ હું એક છું રે, જ્ઞાનાદિક ગુણવંત; બાહ્ય જોગ સહુ અવર છે રે, પામ્યો વાર અનંત રે, પ્રા૦ ॥ ૧૫ ॥ કરકંડુ નમિને ગાઇએ રે, દુર્મુખ પ્રમુખ ઋષિરાય; મૃગાપુત્ર હરિકેશિના રે, વંદુ હું નિત્ય પાય રે, પ્રા૦ ॥ ૧૬ ॥ સાધુ ચિલાતીસુત ભલો રે, વળી અનાથી તેમ; એમ મુનિગુણ અનુમોદતાં રે, દેવચંદ્ર સુખ ખેમ રે, પ્રા૦ ॥૧૭॥

## વૈરાગ્યની સઝાય

જીવ તું ઘેન માંહે પડયે, તારી નિદ્રાને વાર રે, નરક તણા દુઃખ દોહિલાં, સેવ્યાં તેં અનંતી વાર રે, ચેતન ચેતજો પ્રાણીયા. ॥ ૧ ॥ ધન કુટુંબને કારણે, રળ્યો રાતને દીન રે; લાખ ચોરાશીનું ખોળીયું, કર્યાં

નિત્ય નવા વેશ રે; ચેતન૦ ॥ ૨ ॥ જ્યાં રે જઇશ કર્મ આગળે, ત્યાં તારા પડીયલા પાસ રે; ભોગવ્યા વિના રે છુટકો નહીં, કર્યાં કર્મનો દાસ રે, ચે૦ ॥ ૩ ॥ જેમ રે પંખી વાસો વસે, તેમ તું જાણ સંસાર રે; આ રે સંસાર અથિર છે, આઉખાનો ન કર વિશ્વાસ રે, ચે૦ ॥ ૪ ॥ ભવિક જીવ તુમે સાંભળો, પાળો જીવદયા સાર રે; સત્યવિજય પંડિત ઇમ ભણે, પ્રભુ આવાગમન નિવાર રે, ચે૦ ॥ ૫ ॥

---

## શ્રી સિદ્ધાચળજીની પંદર તિથી.

( વિમળગિરિ રંગરસે સેવો, ત્રિભુવન તીરથ નહીં એવો,

વિમળ૦ એ દેશી. )

પ્રથમ જિનેશ્વર પદ ભજીએ, કે મોહ માન મનશું તજીએ, કે ધર્મધ્યાન પંથે સજીએ; સિદ્ધાચળ સમરણ નિત્ય કીજે, કે અનુભવ અમૃત રસ પીજે, સિદ્ધા૦ ॥ ૧ ॥ પડવાએ પરગુણ લીજે, કે દાન સુપાત્રે નિત્ય દીજે; કે તો જગમાં બહુ રસ લીજે, સિદ્ધા૦ ॥ ૨ ॥ બીજે બીજું સહુ જાણે, કે અંતર ધ્યાન પ્રભુ આણે; કે તો સહેજે શિવસુખ માણે, સિ૦ ॥ ૩ ॥ ત્રીજે

ત્રિભુવન જિનરાયા, કે નાભિરાયા કુળ દીપાયા; કે
માતા મરૂદેવી જાયા, સિ૦ ॥ ૪ ॥ ચોથે ચાર ગતિ
વારી, કે સકળ જીવના હિતકારી; કે આપ તર્યાં પ્રભુ
પરતારી, સિ૦ ॥ ૫ ॥ પાંચમે પંચ પ્રમાદ તજીએ, કે
પંચ પરમેષ્ટીને ભજીએ; કે શિવમાળા વરવા સજીએ,
સિ૦ ॥ ૬ ॥ છઠ્ઠે છકાયા પાળો, કે છએ દ્રવ્ય ગુણ અ-
જવાળો; કે ચેતનના ગુણ સંભાળો, સિ૦ ॥ ૭ ॥
સાતમે સાતે ભય વારી, કે અખંડ રૂપ પ્રભુ પદ ધારી
કે ભવિજન ભજતાં સુખકારી, સિ૦ ॥ ૮ ॥ આઠમે
આઠ કર્મ તજીએ, કે મદ આઠે તજી પ્રભુ ભજીએ;
કે તો શિમમંદિર જઇ ગજીએ, સિ૦ ॥૯॥ નોમે નવ-
વિધ વ્રત લહીએ, કે નવ પદ ધ્યાને લીન રહીએ; કે
સત્ય વચન મુખથી કહીએ, સિ૦ ॥ ૧૦ ॥ દશમે દશ-
વિધ યતિ ધરમે, કે દશ દિશિ વારી રહો ધરમેં; કે
નિજ ગુણ ધારી ન રહો પરમેં, સિ૦ ॥ ૧૧ ॥ એકા-
દશી પડિમા વહીએ, કે મૌન કરી મુખ વ્રત લહીએ;
એકાદશી મહિમા બહુ કહીએ, સિ૦ ॥ ૧૨ ॥ બારશે
બાર વ્રત ધારી; કે દેશ વ્રતી ગુણ અધિકારી; કે અરિ-
હંત ગુણ જાઉં વારી, સિ૦ ॥ ૧૩ ॥મેરૂ તેરશ મનમાં
ધરીએ, કે કાઠીયા તેર દૂર કરીએ; કે તો અષ્ટ સિદ્ધિ

ભાવ નિધિ વરીએ, સિ૦ ॥ ૧૪ ॥ ચૌદશ સહુ તિથીમાં વડીએ, કે મોહરાય સન્મુખ લડીએ; કે ચૌદમે ગુણ-ઠાણે ચડીએ, સિ૦ ॥ ૧૫ ॥ પુનમે પૂરણ તિથી કહીએ, કે સિદ્ધગીરી મહિમા બહુ લહીએ, કે ઋષભ જિન સનમુખ રહીએ, સિ૦ ॥ ૧૬ ॥ સંવત ઓગણીવીશમાંયે, મહા શુદિ પંચમી ગુણ ગાયે; કે પાલીતાણા પુરમાં ઠાયે, સિ૦ ॥ ૧૭ ॥ શા. દીપચંદ સુત સવાઈ, વીરચંદ સિંહ બેહુ ભાઈ; કે તસ આગ્રહથી તિથી ગાઈ, સિ૦ ॥ ૧૮ ॥ અહોનિશ સમરૂં ગિરિરાયા, કે કે મયા કર દરીશન પાયા; કે ભાઇચંદ ગિરિગુણ ગાયા, સિ૦ ॥ ૧૯ ॥ ઇતિ.

---

## બાર માસનું ગીત.

કાર્તિકે કુંજરને કાને, કે ડાભ અણી કપટી ધ્યાને કે તન ધન જોબન એમ જાણે; રસીલો ધર્મ સદા કરીએ, કે જિનજીના વચન હૃદય ધરીએ, કે પ્રભુજીના વચન હૃદય ધરીએ, રસીલો ધર્મ સદા કરીએ. ॥૧॥ માગશરે મનુષ્યપણું પામી, કે આરાધો અંતરજામી; કે શિવરમણીના સુખ કામી, રસીલો૦ ॥ ૨ ॥ પોષે શોષ કરો મનમાં, કે ધ્યાન ધરો વસંત ઋતુમાં; કે

કે જીવનથી જાણજો જવું ક્ષણમાં, રસીલો૦ ॥ ૩ ॥ માહે રે તું તો મોહ્યો પરનારી, કે બાંધ્યા કર્મ ઘણાં ભારી; કે બાજી સર્વ ગયો હારી, રસીલો૦ ॥ ૪ ॥ ફાગણે ફેરા નવિ ફરીએ, કે જીવદયા દિલમાં ધરીએ; કે અજરામર પદવી વરીએ, રસીલો૦ ॥ ૫ ॥ ચૈતરે તમે ચિત્તમાં ધારો; સ્વાર્થનો સર્વ પરિવારો; અંતે કોઈ નથી તારો, રસીલો૦ ॥ ૬ ॥ વશાખે વય થઇ છે પાકી, હાથ પગ ને કાયા થાકી; કેના કાકા ને કાકી, રસીલો૦ ॥ ૭ ॥ જેઠે રે વેઠ તજો ઘરની, કે ચાડી ચુગલી તજો પરની; આગળ વાતો છે રણની, રસીલો૦ ॥ ૮ ॥ અષાડે આશા મન મોટી, કે કાયાની માયા સર્વે ખોટી; કે કાળ ઓચિંતો ધરશે ચોટી, રસીલો૦ ॥ ૯ ॥ શ્રવણે સદ્દગુરૂને સેવો, કે ભજીએ દેવાધિદેવો; કે જેમ પામો મુક્તિ તણો મેવો, રસીલો૦ ॥ ૧૦ ॥ ભાદરવે મનમાં આણી, આપ સમાન સર્વે જાણી; કે શિવરમણીના સુખ માણી, રસીલો૦ ॥ ૧૧ ॥ આશોએ આત્માને દમીએ, સાધુ શ્રાવકના વ્રતમાં રમીએ; કે નરક નિગો-દમાં નવિ ભમીએ, રસીલો૦ ॥ ૧૨ ॥ સકળ પંડિતમાં જસવાયા, શેઠ મલુકના ગુરૂ રાયા; સાધુ શ્રાવકના ગુણ ગાયા, રસીલો૦ ॥ ૧૩ ॥

---

# સ્ત્રીઓને ગાવાની ગરબીઓ.

૧

( આદિત્યે અરિહંત અમ ઘર આવો રે, મારા શામ સલુણા નેમ દિલમાં લાવો રે. એ દેશી. )

ચાલો સખીઓ મમ સાથ, જિન ઘર જઇએ રે;
અવલોકી આદિનાથ, પાવન થઇએ રે. ૧
મોહન મરૂદેવી નંદ, જગ જયકારી રે;
જસ વદન પુનમનો ચંદ, જાઉં બલિહારી રે. ૨
કંચનગિરિ હરિ જિનરાજ, જઇ નવરાવે રે;
કરવાને આતમ કાજ, શચી હુલરાવે રે. ૩
વિનિતા નગરીના રાય, હરખું નીરખી રે;
પણ શત ધનુષની સુવય, કાર્ણ સરખી રે. ૪
અમ દિલ વસીયા એ દેવ, રંગ રસીલા રે;
જસ સુરવર સારે સેવ, છેલ છબીલા રે, ૫
સ્વામી શિવરમણીના કંત, કામણગારા રે;
સુખ આપે સાદિ અનંત, પૂરણ પ્યારા રે. ૬
પ્રભુપૂરણ પુણ્ય પસાય, મુખડું દીઠું રે;
આ હરખ હૈયામાં ન માય, લાગે મને મીઠું રે. ૭
રમઝમ કરી જિન ગુણ રાસ, રમીએ રંગે રે;
આવો જિનજી આવાસ, સખીઓ સંગે રે. ૮

પૂજો પ્રભુને શિર તાજ, કેસર ઘોળી રે;
અંબોડા લઇએ આજ, સહીયર ટોળી રે. ૯

---

૨

શું ફુલ્યો ફરે છે સંસારમાં રે, અભિમાનના શું પૂરમાં તણાય છે રે, શું ફુલ્યો ફરે છે સંસારમાં રે. એ આંકણી. તું તો પુણ્યમાં પાઇ નવિ વાવરે રે, મુઓ લોભે ખુવે ઘરબાર, શું૦ ॥ ૧ ॥ તારે નારી સુંદર ઘણા દીકરા રે, તારે કુટુંબ મ્હોળો પરિવાર, શું૦ ॥ ૨ ॥ સર્વે આવી સંબંધે ભેળું થયું રે, વીંખાતા નહીં લાગે વાર, શું૦ ॥ ૩ ॥ સુરશશિના વહાલાને જ્યારે ઓળખે રે, ત્યારે પામીશ ભવનો પાર, શું૦ અભિમાનના શું પૂરમાં તણાય છે રે. શું૦ ॥ ૪ ॥

---

૩

મારૂં મારૂં કરીને વળગી રહ્યા રે, એમા તારૂં નથી તલભાર, મારૂં મારૂં કહીને વળગી રહ્યા રે. એ આંકણી. ઘરે રથ મેના ને સુંદર પાલખી રે, દ્રવ્ય મેળ્યું ઘણે સંતાપ, મારૂં મારૂં૦ ॥ રૂડા મોહોલત ને મેડીઓ રે, મૂકી ગયા જોને તારા બાપ, મારૂં૦

॥૧॥ ઘણું કપટ કરીને ધન મેળવ્યું રે, નવિ વાવર્યું તેં દેવ ગુરૂ કાજ, શું મુખડું દેખાડે છે લોકને રે. ॥ જમલોકના ઝપાટા જ્યારે લાગશે રે, તીહાં કરશે તાહરી કુણ સાજ, શું મુખ૦ ॥૨॥ અહીં આંખો દેખાડતાં બીતો નથી રે, શું ફુલે છે મન નથી લાજ; શું મુખ૦ ॥ સુરશશિના વાલાનું ઘણું જોર છે રે, રખે જાણતો પોપાંબાઇનું રાજ, શું મુખ૦ ॥ ૩ ॥

---

## શ્રી મહાવીર પ્રભુનો ચૂડો.

તારા મુખડાં ઉપર જાઉં વારી રે, વીર મારા મન માન્યા, તારા દર્શનની બલિહારી રે, વીર૦ મુઠી બાકુળા માટે આવ્યા રે, વીર૦ મને હેત ધરી બોલાવ્યા રે, વીર૦ ॥ ૧ ॥ પાયે કીધી ઝાંઝરની ઝેણ રે, વીર૦ માથે કીધી મુગટની વેણ રે, વીર૦ પ્રભુ શાસનનો એક રૂડો રે, વી૦ મેં તો પહેર્યો તારા નામનો ચૂડો રે, વી૦ ॥ ૨ ॥ એ ચૂડો સદાકાળ છાજે રે, વી૦ મારે માથે વીર ધણી ગાજે રે, વી૦ મને આપી જ્ઞાનની હેલી રે, વી૦ પહેલા થયા ચંદનબાળા ચેલી રે, વી૦ ॥ ૩ ॥ એને ઓઘો મુહપત્તિ આલ્યા રે, વી૦ તિહાં

મહાવીર વિચરતાં આવ્યા રે, વી૦ મને આપી અજ્ઞાનની હેલી રે, વી૦ બીજા થયા મૃગાવતી ચેલી રે, વી૦ ॥૪॥ તિહાં દેશના અમૃત ધારો રે, વી૦ ભવિ જીવને કીધો ઉપગારો રે, વી૦ ચંદ્ર સૂર્ય મૂળ વિમાને આવ્યા રે, વી૦ ચંદનબાળા ઉપાશ્રયે આવ્યા રે વી૦ ॥ ૫ ॥ ચંદ્ર સૂર્ય સ્વસ્થાને જાય રે, વી૦ મૃગાવતી ઉપાશ્રયે આવ્યા રે, વી૦ ગુરૂણીજી બાર ઉઘાડો રે, વી૦ ગુરૂણીએ કીધો તાડો રે, વી૦ ॥ ૬ ॥ ગુરૂણીને ખમાવવા લાગ્યા રે, વી૦ કેવળ પામ્યા ને કર્મ ભાગ્યા રે, વી૦ એણે આવતાં સર્પને દીઠો રે, વી૦ ગુરૂણીજીનો હાથ ઉંચો કીધો રે, વી૦ ॥ ૭ ॥ ગુરૂણીજી ઝબકીને જાગ્યા રે, વી૦ સાધ્વીને પૂછવા લાગ્યા રે, વી૦ તને એશું કેવળ થાય રે, વી૦ ગુરૂણીજી તમારે પસાય રે, વી૦ ॥ ૮ ॥ ચંદનબાળા ચેલીને ખમાવ્યા રે, વી૦ તિહાં ખામતાં તે કેવળ પામ્યા રે, વી૦ ગુરૂણી ને ચેલી મોક્ષ પાયા રે, વી૦ તેમ પદ્મવિજયજી ગુણ ગાયા રે, વી૦ ॥ ૯ ॥

---

# શ્રી સિદ્ધચક્રનું સ્તવન.

( તમે પિતાંબર પહેર્યાંજી મુખને મરકલડે–એ દેશી. )

શ્રી સિદ્ધચક્રને વંદોજી, મનોહર મનગમતાં, અવિચળ સુખનો કંદોજી, મ૦ માસ આસોએ મધુરે સોહાવેજી, મ૦ ભવિ આદરો તમે ભલે ભાવેજી, મ૦ ॥ ૧ ॥ નવ આંબિલ તપ કીજેજી, મ૦ તો અવિચળ સુખડાં લીજેજી, મ૦; શુદી સાતમથી તમે માંડીજી, મ૦ ઘરના આરંભ સવિ છાંડી જી, મ૦ ॥ ૨ ॥ પહેલે પદે અરિહંત સેવાજી, મ૦ આપે મુક્તિના મેવાજી, મ૦ બીજે પદે સિદ્ધ સોહાવેજી, મ૦ મન શુદ્ધ પૂજો ભલે ભાવે જી, મ૦ ॥ ૩ ॥ આચાર્ય ત્રીજે પદે નમો જી, મ૦ તમે ક્રોધ કષાયને દમો જી, મ૦ ઉવઝાય તે ચોથે વંદોજી, મ૦ સાધુ પાંચમે દેખી આણંદોજી મ૦ ॥ ૪ ॥ છઠ્ઠે દરિસણ જાણોજી, મ૦, શ્રી જ્ઞાનને સાતમે વખાણોજી મ૦ ચારિત્ર પદ આઠમે સોહેજી, મ૦ વળી નવમે તપ મન મોહેજી, મ૦ ॥ ૫ ॥ રથ ત્યાગે આંબિલ કીજેજી, મ૦ તો મુક્તિતણાં ફળ લીજે જી, મ૦ સંવત્સર યુગ (૪) ષટ (૬) માસે જી; મ૦ તે તપ કીજે ઉલ્લાસે જી, મ૦ ॥ ૬ ॥ એ તો મયણાં ને શ્રીપાળજી, મ૦ તપ

કીધો થઇ ઉજમાળ જી, મ૦ તેનો કોઢ શરીરનો ટાળ્યો જી, મ૦ જગમાં જશવાદ પગટાયોજી, મ૦ ॥ ૭ ॥ પંચમ કાળે તુમે જાણો જી, મ૦ પ્રગટે પરચો પરમાણોજી, મ૦ એનું ગુણણું બે હજાર જી, મ૦ તમે ધરો હૃદય મોઝાર જી, મ૦ ॥ ૮ ॥ નર નારી એ પદને ધ્યાવે જી, મ૦ તે તો સંપદ સઘળી પાવે જી, મ૦ મુનિ રત્નસુંદર સુપસાયજી, મ૦ સેવક મોહન ગુણ ગાયજી, મનોહર મનગમતાં. ॥ ૯ ॥

---

## મુંબઈ ભાયખાલાનું સ્તવન.

( શ્રાવણ વરસે રે સ્વામી—એ દેશી. )

સુખકર સાહેબ રે પામી, પ્રથમ રાય વિનિતાનો સ્વામી; કંચન વર્ણી રે કાયા, લાગી મનમોહન સાથ માયા. ॥ ૧ ॥ ક્ષીરોદકના રે પાણી, સુરતરૂ ફળ સુર આપે આણી; ત્રાશી લાખ પૂર્વ રંગ રસીયા, લાખ પૂર્વ સમતામાં વસીયા ॥ કં૦ લા૦ ॥ ૨ ॥ શિવ નીસરણી રે થાપી, તેણે સિદ્ધાચળ યાત્રા વ્યાપી; બાકી ફરસનરે જાણું, નાથજી આવ્યા પૂર્વ નવાણું ॥ કં૦ લા૦ ॥૩॥ નામ યુગાદિ રે જપતાં, દશ હજાર મુનિ મલપંતા; સં-

જમ સ્થાનક રે વરિયા, અષ્ટાપદ અનશન ઉચ્ચરીયા. ॥ કં૦ લા૦ ॥૪॥ યોગ નિરોધે રે વાસી, પરિશાટન પં-ચાશી નાસી; પૂર્ણાનંદી દ્દુગ ઉપયોગે, સુખીયા શિવ-રમણી સંજોગે. કં૦ લા૦ ॥ ૫ ॥ દિલભર કરતા રે દેવા, સુંદર તસ પડિમાની સેવા; અહોનિશ દેવ રહે અનુચ-રમાં, ઋષભદેવ શ્રી રાજનગરમા. કં૦ લા૦ ॥૬॥ ચિંતે દેવા રે મનમાં, વસીએ ક્રીડા કારણ વનમાં; ભુતલે ભ-મતાં રે દીઠો, મુંબઇ બંદર બાગ ગરિઠો. કં૦ લા૦ ॥૭॥ ઇહાં નિત્ય ક્રીડા રે કરીએ, મનમોહન મોટે મંદિરિએ; પ્રભુને પ્રીત ધરી પધરાવું, બાગનો કર્ત્તા શેઠ જગાવું. કં૦ લા૦ ॥ ૮ ॥ શેઠ અમીચંદ સાકરચંદ તસ કુળ દીપક મોતીચંદ; શ્રીશુભ વીર સુખે નિત્ય સુતા. સ્વ-પ્ને સુર સંદેશો દેતા. કં૦ લા૦ ॥ ૯ ॥

---

## મુંબઇ ભાયખાળાનું સ્તવન ૨ જું.

( જળયાત્રાના વરઘોડાનું વર્ણન. )
( વિવાહલાની દેશી. )
( મોરો સાસરો આવ્યા રે સાસુ સોતા, મારો નાવ્યો માડીજાયો વીર મેં મહા જગ માંડીયો. એ દેશી. )
(રૂપે મોહી ઋષભની માતા, ઋષભ ઘેર આવે છે એ દેશી.)

હવે સામગ્રી સવિ સજ્જ કરી, ચઢે જળજાત્રા

વરઘોડે, તીરથજળ લાવે છે; શહેરના સઘળાં વ્યવ-હારીયા, વર વેશ ધરી રથ જોડે. તીરથ૦ ॥ ૧ ॥ લાવે લાવે મોતીચંદ શેઠ, નમણજળ લાવે છે, નવરાવે મરૂદેવીનંદ, પ્રભુ પધરાવે છે. આંકણી. સાંબેલા ઘણા શણગારીયા, જાણે દેવકુંવર અવતાર; તીરથ૦ ગાય ગીત ભલી ગુણવંતીઓ, વર તોરણ ઘર ઘર બાર. તી૦ ॥ ૨ ॥ આઠ મંગળધર આગળ ચાલે, બોલે ચાચક મંગળ ભાવ; તી૦ ચલે કળશ ભરી જળઝા-રીઓ, થાય પંથે વળી છંટકાવ. તી૦ ॥ ૩ ॥ ઉંચી કરી રે ધજા વૈજયંતીઓ, ચારટ બગીઓના બનાવ; તી૦ મેડી માળે જુએ મહિલા ચઢી, જોયા જેવા જા-મ્યો રે જમાવ. તી૦ ॥ ૪ ॥ લઘુ હસ્તી કુતીલંભે ચાલતાં, એક મહાવત કર અંકુશ; તી૦ વાજે વાજીંત્ર વીલાતનાં, ભલી પડી રે નગારાની ધુંસ. તી૦ ॥ ૫ ॥ ટહુકે શરણાઇ ટહુકડા, ચળકતા ભાલા ઝળકાર; તી૦ ઝણઝણીયો નીશાન તે ઝગઝગે, ગારદી તુરકી અસ-વાર. તી૦ ॥ ૬ ॥ આઠ છત્રધરા ચામરધરા, રૂડા ઇંદરધજ સંગાત; તી૦ અલબેલી સાહેલી સાથમાં, રામણદીવો શેઠાણીને હાથ. તી૦ ॥ ૭ ॥ ભેરી ભુંગળ વીણા વાજતી, વાજિંત્ર વિચિત્ર પ્રકાર; તી૦ ઘણી

રૂપઘટા ગગને ચડી, નવલે વેશે નર નાર. તી૦ ॥૮॥ શેઠ સાજન મોટે સંચર્યાં, બાલાભાઇ ત્રીકમજી સાથ; તી૦ ચામર ઢળતા શિર પાલખી—માંહે બેઠા જગતના નાથ. તી૦ ॥ ૯ ॥ કર જોડી કરે સહુ વંદના, પ્રભુ રહેજો હઇડાની પાસ; તી૦ દેવ દેવી જોએ ગગને રહી, તલ પડવા નહીં અવકાશ. તી૦ ॥ ૧૦ ॥ હાથી ઘોડા ને રથ પાલખી, ઘોડવેહલ્યોનો નહીં પાર; તી૦ ટોપીવાળા હાકમ જોઇ હરખતા, વરઘોડો ચલ્યો પુરબાર. તી૦ ॥ ૧૧ ॥ વડ શીતળ છાંયે ચાલતાં, સહુ પહોંચ્યા વાડી મોઝાર; તી૦ વરઘોડો તિહાં જઇ ઉતર્યો, દેવ નોતરીયા તિણિવાર. તી૦ ॥ ૧૨ ॥ તસ આપે અનોપમ બાકળા, ભણે મંત્ર આગમ ઉપદેશ; તી૦ વિધિજાણ શ્રાવક વિધિ સાચવે, નહીં ભૂલ પડે લવલેશ. તી૦ ॥ ૧૩ ॥ જળકુંભ ભરી શ્રીફળ ઠવી, શિર ધરીયા સોહાસણ નારી; તી૦ વળીયો વરઘોડો શાહેરમાં, ઉતરીયો શેઠ દરબાર. તી૦ ॥ ૧૪ ॥ રાત્રિજગો પૂજા પ્રભાવના, સાચવીયો સકળ વિવેક; તી૦ શુભવીર પ્રભુને શાસને, શેઠ ધરતા ધરમની ટેક. તી૦ ॥ ૧૫ ॥

# પતિવ્રતા સ્ત્રીને હિતશિક્ષા.

( ઓધવજી સંદેશો કહેજો શામને-એ રાગ. )

સાચી શિક્ષા સમજુ સ્ત્રીને સાનમાં, કદિ ન કરવો પ્રાણપતિપર ક્રોધ જો; સાસુ સસરાની હિતશિક્ષા માનવી, પુત્રપુત્રીને કરવો સારો બોધ જો. સાચી૦ ॥ ૧ ॥ પતિઆજ્ઞાએ કારજ સહુ ઘરનું કરે, નિંદા લવરી કરે નહીં તલભાર જો; પરપુરૂષની સાથે પ્રીતિ નવી કરે, પતિદુઃખે દુઃખી શીલવંતી નાર જો. સાચી૦ ॥ ૨ ॥ પુત્રપુત્રીઓ પ્રેમે પ્રમદા પાળતી, લડે નહીં ઘરમાંહે કોઇની સાથ જો; નિત્ય નિયમથી ધર્મ કર્મ કરતી રહે, સમરે પ્રેમે ત્રણ ભુવનના નાથ જો. સાચી૦ ॥ ૩ ॥ લજ્જા રાખી બોલે મોટા આગળે, લક્ષ્મી જેવી તેવું ભોજન ખાય જો; લોકવિરૂદ્ધ વર્તે નહીં કુળવટ સાચવી, કુલટા સ્ત્રીની સાથે ક્યાંઇ ન જાય જો. સાચી૦ ॥ ૪ ॥ સમતા રાખે સહુ કારજ કરતાં થકાં, શિક્ષા દેતાં કદી નહીં અકળાય જો; ગંભીરતા રાખી વર્તે સંસારમાં, એવી સ્ત્રીના સદ્દગુણ સર્વે ગાય જો. સાચી૦ ॥૫॥ દેવ ગુરૂ ને ધર્મે ભક્તિ જેહની, સંકટ આવે પતિને કરતી સહાય જો; બુદ્ધિસાગર

શિયળ પાળે પ્રેમથી, શિયળવંતી નારી સુખડાં પાય જો. સાચી૦ ॥ ૬ ॥

---

## લક્ષાધિપતિઓને હિતશિક્ષા.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગ. )

હે લક્ષાધિપતિઓ ! જગમાં શું રહ્યા, કયાંથી આવ્યા ને કયાં જાશો ભવ્ય જો; શાને માટે જન્મ્યા જાગી જાણજો, સમજો જગમાં શું સારૂં કર્તવ્ય જો. હે લક્ષા૦ ॥ ૧ ॥ શેર એક દારૂનો નીશો જે ચઢે, લાખો પતિને તેવું ધનનું ઘેન જો; ધનના ઘેને ઘેરાયો અહંકારમાં, એવા નરને સમતાનું નહીં ચેન જો. હે૦ ॥ ૨ ॥ ગાડી વાડી લાડીમાં ગુલતાન છે, પૈસા માટે પાપ કરે નિશદિન જો; વૈરાગ્યે મન વાળે કયાંથી પ્રાણીયા, વ્યાપારે વર્તે વૃત્તિ લયલીન જો. હે૦ ॥ ૩ ॥ પૈસાને પરમેશ્વર માન્યો પ્રેમથી, સ્ત્રીને ગુરૂ માની કરતા તસ સેવ જો; રાત દિવસ લોભે લલચાયા લાલચુ, એક ચિત્તથી સેવે નહીં જિનદેવ જો. મે૦ ॥ ૪ ॥

ધર્મ કર્મને મૂકી ક્યાં અથડાઓ છો, પદવી પુચ્છે મળતું શું ઉપમાન જો; દુનિયાના માને શું મન મલકાઓ છો, લક્ષ્મી દેખી શું થાઓ ગુલતાન જો. હે૦ ॥ ૫ ॥ મરતાં લક્ષ્મી સાથ ન આવે જાણજો, હાય હાય કરતો જાઇશ તું એક જો; લક્ષ્મી લાભે લોભ વધે છે સોગણો, સત્યાસત્યનો દિલમાં કરો વિવેક જો. હે૦ ॥ ૬ ॥ લક્ષાધિપતિઓની રાખો થઇ ઘણી, મરતાં તેવી રાખ તમારી થાય જો, ચેતો ચેતો વૈરાગી થઇ જાગજો, નહીં ચેતે તે પાછળથી પસ્તાય જો. હે૦ ॥ ૭ ॥ સાત ક્ષેત્રમાં લક્ષ્મી ખર્ચો ભાવથી, દુઃખી જનનો કરજો ઝટ ઉદ્ધાર જો; ફોગટ લક્ષ્મી ખર્ચે નહીં કુક્ષેત્રમાં, પુણ્ય કર્યાથી સ્વર્ગાદિક અવતાર જો. હે૦ ॥૮॥ શરીર ન્યારૂં લક્ષ્મી ન્યારી છેવટે, એકીલો જીવ જાશે કોઇ ન સાથ જો; ધર્મ કરી લ્યો સદ્‌ગુરૂગમથી પ્રાણીયા, સેવો શ્રી કરૂણાળુ જિનવર નાથ જો. હે૦ ॥૯॥ ધર્મ કરંતાં સુખીયાં જગમાં પ્રાણીયા, શાશ્વત સુખડાં સહેજે તેથી થાય જો; બુદ્ધિસાગર અવસર પામી ચેતજો, પામો જલદી શિવસ પદ સુખદાય જો. હે૦ ॥૧૦॥

# ગુંહલી.

ચતુરા ચતુરી ચાલશું રે, ચાલી ચોખ્ખે ચીરે, હાંહાંરે ચાલી ચોખ્ખે ચીરે, સાથ સાહેલી સંચરે રે, સરોવરને તીરે, હાંહાંરે સરોવરને તીરે; જળ ભરતાં જિન સાંભર્યાં રે, વિકસ્યું મન વીરે, હાંહાંરે વિકસ્યું મન વીરે, ભાજન સવિ ભૂલી ગઇ રે, તજી ભરીયાં નીરે, હાંહાંરે તજી ભરીયાં નીરે. ॥ ૧ ॥ ચંપાં વનમાં સમોસર્યાં રે, પ્રભુ નયણે દીઠાં, હાંહાંરે પ્રભુ નયણે દીઠા, સરસ સુધારસકુંડથી રે, મને લાગ્યા મીઠા, હાંહાંરે મને લાગ્યા મીઠા; કોણિક સામૈયું સજી રે, તેણી વેળા આવે, હાંહાંરે તેણી વેળા આવે, પ્રભુ ચરણે પ્રેમે કરી રે, નિજ શીષ નમાવે, હાંહાંરે નિજ શીષ નમાવે. ॥ ૨ ॥ સિંહાસન બેઠા પ્રભુ રે, પગ બાજોઠ થાપી, હાંહાંરે પગ બાજોઠ થાપી, બેઠા ખુરશી આસને રે, આસન સુખદાયી, હાંહાંરે આસન સુખદાયી; સંઘાચારી ભાષ્યમાં રે, એ પાઠ વદેતાં; હાંહાંરે એ પાઠ વદેતાં, જોગમુદ્રા કર ધરી રે, પ્રભુ દેશના દેતાં, હાંહાંરે પ્રભુ

દેશના દેતાં. ॥ ૩ ॥ માલવકેશી રાગશું રે, સુણે પર્ષદા બાર, હાંહાંરે સુણે પર્ષદા બાર, આઢક અક્ષત ઉજળારે, બળિ રાય ઉછાળે, હાંહાંરે બળિ રાય ઉછાળે, અધર પડતાં તે લહી રે, માદળીયે ઘાલે, હાંહાંરે માદળીયે ઘાલે, અશિવાદિક તસ ઘર થકી રે, ઉપદ્રવ ટાળે, હાંહાંરે ઉપદ્રવ ટાળે. ॥ ૪ ॥ આગંતુક ખટ માસનો રે, વળી રોગ હરીજે, હાંહાંરે વળી૦ બળી કેરા આવશ્યકે રે, નીર જુગતે સુણીજે, હાંહાંરેનીર૦ ઇણ અવસર પદ્દમાવતી રે, વળી ધારણી રાણી, હાંહાંરે વળી૦ ભક્તિ ભરી વિનયે કરી રે, વળી ઘુંઘટ તાણી, હાંહાંરે વળી૦ ૫ ગહુંળી કરી ચિત્ત ચોકમાં રે, ગતિ ચાર હઠાવે, હાંહાંરે ગતિ૦ સખી ઉભી ટોળે મળી રે, તીહાં ગહુંળી ગાવે, હાંહાંરે તી૦ જિન મુખચંદ્ર કીરણુથકી રે, નિજ નમણ ઠરાવે, હાંહાંરે નિજ૦ મુક્તાફળ હાથે ધરી રે, શુભ વીર વધાવે, હાંહાંરે શુભ૦ ૬



# શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

મારા પ્રભુજી મુજને તારોરે વીરજિણંદા,
ભવ ભવનાં દુઃખ નિવારોરે જ્ઞાની મુણીંદા;
વહાલા રે મારા પાંપતણી મતિ લીધી,
મેં પરનિંદા બહુ કીધી રે વીરજિણંદા, ૧
વહાલા રે મારા નરક નિગોદમાં ભમીયો;
મેં એળે કાળ ગમીયો રે વીર જિણંદા. ૨
વહાલા રે મારા પરદારામાં ઘણું રાચ્યો;
જેમ ફરતો સાંઢ માચ્યો રે વીરજિણંદા. ૩
વહાલા રે મારા ધન રમણીમાં ઘણું રાચ્યો;
મેં જાતો કાળ ન જાણ્યો રે વીરજિણંદા. ૪
વહાલા રે મારા પરધન લેવાને રસીયો;
હું લઇને હઇડે હસીયો રે વીરજિણંદા. ૫
વહાલા રે મારા સેવા ન કીધી તમારી;
શી ગતિ થાશે અમારી રે વીર જિણંદા. ૬
વહાલા રે મારા ક્રોધ કષાયમાં મુંઝયો;
હું તેથી ભવમાં બુડયો રે વીરજિણંદા. ૭

વહાલા રે મારાં સેવક ધારીને સ્થાપો;
માણેકને મુક્તિ આપોરે વીરજિણંદા. ૮
મારા પ્રભુજી મુજને તારો રે વીરજિણંદા;
ભવ ભવનાં દુઃખ નિવારો રે જ્ઞાની મુણીંદા. ૯

---

## દીવાળીનું સ્તવન.

( ધારણી મનાવેરે મેઘકુમારને રે—એ દેશી. )

દીવાળીને દહાડે રે વીર પ્રભુ પામીયા રે, અનુપમ પદ નિર્વાણ; તેણે દિન દેવો રે સૌ મળી એકઠા રે, આવ્યા અપાપાપુરી ઠાણ. દી૦ ॥ ૧ ॥ તિહાં પ્રભુ વીર રે મોક્ષ જવા થકી રે, કર્યું પાપાપુરી નામ; અનુક્રમે આવ્યારે નંદીશ્વર ગિરિ રે, કરવા કલ્યાણકનાં કામ. દી૦ ॥ ૨ ॥ તેણે દિન કાશીરે કોશલ દેશના રે, ત્યાં ગણરાય અઢાર; પોસહ કર્યો રે તેણે આહાર ત્યાગનો રે, સંસારનો અંતકાર. દી૦ ॥૩॥ તે રાજાએ મનમાં ચિંતવ્યો રે, ભાવદીપકનો અભાવ; દ્રવ્યદીપક રે ત્યાં પ્રકટાવીયો રે, થયો દીવાળી પ્રભાવ. દી૦

દી ૪ ॥ તેણે દિન કરી રે ભવી દીપાલિકા રે, વિધિ જયણાએ જિન દ્વાર; તિમિર મીટાવીરે નિજ આતમતણું રે, કરે શિવલક્ષ્મી સ્વીકાર. દી૦ ॥ ૫ ॥

---

## श्री वीशस्थानक तप पूजाना दुहा.

---

### श्री अरिहंत पद पूजा. १

પરમ પંચ પરમેષ્ઠીમાં. પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ. ૧

### श्री सिद्ध पद पूजा. २

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મ મળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ. ૨

### श्री प्रवचन पद पूजा. ३

ભાવામય ઔષધ સમી, પ્રચવન અમૃત વૃષ્ટિ;
ત્રિભુવન જીવને સુખકરી, જય જય પ્રવચન દૃષ્ટિ. ૩

### श्री आचार्य पद पूजा. ४

છત્રીશ છત્રીશી ગુણે, યુગપ્રધાન મુણીંદ;
જિનમત પરમત જાણતા, નમો નમો તેહ સૂરીંદ. ૪

### श्री स्थविर पद पूजा. ५

તજી પર પરિણતિ રમણતા, લહે નિજ ભાવ સ્વરૂપ;
સ્થિર કરતા ભવી લોકને, જય જય સ્થવિર અનૂપ. ૫

### श्री उपाध्याय पद पूजा. ६

બોધ સૂક્ષ્મ વિણુ જીવને, ન હોય તત્ત્વપ્રતીત;
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત. ૬

### श्री साधु पद पूजा. ७

સ્યાદ્વાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ;
સાધે શુદ્ધાનંદતાં, નમો સાધુ શુભ રંગ. ૭

### श्री ज्ञान पद पूजा. ८

અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવભ્રમ ભીતિ;
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ. ૮

### श्री सम्यग् दर्शन पद पूजा. ९

લોકાલોકના ભાવ જે, કેવળીભાષિત જેહ;
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ. ૯

### श्री विनय पद पूजा. १०

શૌચમૂલથી મહાગુણી, સર્વ ધર્મનો સાર;
ગુણ અનંતનો કંદ એ, નમો વિનય આચાર. ૧૦

श्री चारित्र पद पूजा. ११

રત્નત્રય વિણુ સાધના, નિષ્ફળ કહી સદીવ;
ભાવરયણનું નિધાન છે, જય જય સંયમ જીવ. ૧૧

श्री ब्रह्मचर्य पद पूजा. १२

જિનપ્રતિમા જિનમંદિરા, કંચનના કરે જેહ;
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયળ સુદેહ. ૧૨

श्री क्रिया पद पूजा. १३

આત્મબોધ વિણ જે ક્રિયા, તે તો બાળકચાલ;
તત્ત્વારથથી ધારીએ, નમો ક્રિયા સુવિશાલ. ૧૩

श्री तप पद पूजा. १४.

કર્મ તપાવે ચીકણાં, ભાવમંગળ તપ જાણ;
પચ્ચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ. ૧૪

श्री गौतम पद पूजा. १५

છઠ્ઠ છઠ્ઠ તપ કરે પારણું, ચઉનાણી ગુણ ધામ;
એ સમ શુભ પાત્ર કો નહિ, નમો નમો ગોયમ સ્વામ ૧૫

श्री जिन पद पूजा. १६

દોષ અઢારે ક્ષય ગયા, ઉપના ગુણ જસ અંગ;
વૈયાવચ્ચ કરીએ મુદા, નમો નમો જિનપદ સંગ. ૧૬

श्री संयम पद पूजा. १७

શુદ્ધાતમ ગુણમેં રમે, તજી ઇંદ્રિય આશંસ;
સ્થિર સમાધિ સંતોષમાં, જય જય સંયમ વંશ. ૧૭

श्री अभिनव ज्ञान पद पूजा. १८

જ્ઞાનવૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂલ;
અજર અમર પદ ફળ લહો, જિનવર પદવી ફુલ. ૧૮

श्री श्रुत पद पूजा. १९

વક્તા શ્રોતા યોગથી, શ્રુત અનુભવ રસ પીન;
ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુત સુખ લીન. ૧૯

श्री तीर्थ पद पूजा. २०

તીરથ યાત્રા પ્રભાવ છે, શાસન ઉન્નતિ કાજ;
પરમાનંદ વિલાસતાં, જય જય તીર્થ ઝહાજ. ૨૦

इति विंशति स्थानक पद पूजा दुहा.

---

## શ્રી પાર્શ્વનાથની સ્તુતિરૂપ ધમાલ.

ચિદાનંદ ઘન પરમ નિરંજન, જન મન રંજન દેવ, લલના; વામા નંદન જિનપતિ થુણીએ, સુરપતિ

જસ કરે સેવ, મનમોહન જિનજી ભેટીએ હો. ૧ એ આંકણી. જાઇ જુઇ ચંપક કેતકી, દમણો ને મચકુંદ, લલના; કુંદ ઇંદુ રૂચિ સુંદર જોડી, પૂજીએ પાસ જિણંદ મન૦ ૨ કેસર ઘોલ ઘસી ઘન ચંદન, આનંદનવનસાર લલના; પ્રભુની પૂજા કરો મન રંગે, પામીએ પુણ્ય સફાર. મન૦૩ અંગે ચંગી આંગી બનાઇ,અલંકાર અતિ સાર, લલના; દ્રવ્યસ્તવ વિધિ પૂરણ વિરચી, ભાવીએ ભાવ ઉદાર. મન૦ ૪ પરમાતમ પૂરણ ગુણ પ્રત્યક્ષ પુરૂષોતમ પરધાન, લલના; પ્રકટ ભાવ પ્રભાવતીવલ્લભ, તું જયો સુગુણ નિધાન. મન૦ ૫ જો તુજ ભક્તિ મોરિ મુજ મન, વન વિચરે અતિચિત, લલના; દુરિતભુજંગમ બંધન તૂટે, તો સઘળો જગ મિત્ત, મન૦ ૬ તુજ આણા શિર વેલી મુંજ મન, નંદન વન જિહાંરૂઢ, લલના; કુમતિ કદાગ્રહ કંટક શાખા, સંભવે નહિતિહાં ગુઢ. મન૦ ૭ ભક્તિરાગ તુજ આણારાધન. દોય ચક્ર સંચાર, લલના; સહસ અઢાર શીલાંગ રથ ચાલે, વિઘ્ન રહિત શિવધાર. મન૦ ૮ ગુરૂ ઉપદેશે જો મુજ મન લાગ્યો, તુજ શાસનકો રાગ, લલના; મહાનંદ પદ ખેંચ

લહેગો, જ્યું અલિ કુસુમ પરાગ. મન૦ ૯ બાહર મન નીકસન નહિ ચાહત, તુજ શાસનમાં લીન, લલના; ઉમગ નિમગ કરી નિજપદ રહેવે, જ્યું જલનિધિ જલ મીન. મન૦ ૧૦ ઓરનકી ગણુતી નવિ પાઉં, જો તું સાહિબ એક, લલના; ફલ વાસના અતિ દ્રઢ નિજ મનકી, જ્યું અવિચલ પદ ટેક. મન૦ ૧૧ મુજ તુજ શાસન અનુભવકો રસ, કયું કરી જાણે લોક, લલના; અપરિણીત કન્યા નવિ જાણે, જ્યું સુખ દયિત સંજોગ. મન૦ ૧૨ તું સાહિબ હું સેવક તોરો, એ વ્યવહાર વિભાગ, લલના; નિશ્ચય નય મત દોનુ વિચે હે, નહિ ભેદકો લાગ૦ ૧૩ મન વચનાદિક પુદ્ગલ ન્યારો, ન્યારો સકલ વિભાવ, લલના; શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ઘટમાં, તુજ સેમ શુદ્ધ સ્વભાવ. મન૦ ૧૪ તું ઘટ અંતર પ્રકટ વિરાજે, જ્યું નિર્મળ મણિકાંત લલના; બાહેર હું ઢત મૂઢ ન પાવે, જ્યું મૃગમદ મૃગભ્રાંત. મન૦ ૧૫ ગુણસ્થ.નાદિક ભાવે મિશ્રિત, સબ માંહે તુજ અંશ લલના; ખીર નીર જિમ ભિન્ન કરત હે, ઉજવલ અનુભવ હંસ. મન૦ ૧૬ આતમજ્ઞાન દિશા જબ લાગી, વૈરાગી તુજ જ્ઞાન લલના; સો પાવે જ્યું રત્ન પરીક્ષા, પ્રત્યક્ષ રત્ન પ્રધાન. મન૦ ૧૭ પુણ્ય પ્રકૃતિ દેવનકો લક્ષણ, મૂઢ લહે નહિ ધર્મ

લલના; જ્યું પીળો કોઈ કંચન માને, લહત ન અંતર સર્મ; મન૦ ૧૮ ગંધ રૂપ રસ સ્પર્શ વિવર્જિત, ન ધરે તિહાં સંઠાણ લલના; અણ અવતાર અશરીરી અવેદી, તું પ્રભુ શુદ્ધ પ્રમાણ, મન૦ ૧૯ કેવળજ્ઞાન સદા અવલોકે, લોકાલોક પ્રમાણ લલના; દર્શન વીર્ય ચરણ ગુણધારી, સો સેવત સબ અહિઠાણ. મન૦ ૨૦ સત્તા શુદ્ધ અરૂપી તોરી, નહિ જગકો વિવહાર લલના; કહા કહીએ કછુ કહત ન આવે, તું પ્રભુ અલખ અપાર, મન૦ ૨૧ દીપ ચંદ્ર રવિ ગ્રહ ગણ કેરો, જિહાં પ્રસરત નહિ તેજ લલના; તિહાં એક તુજ ધામ વિરાજે, નિર્મળ ચેતન સેજ મન૦ ૨૨ આદિ રહિત અજરામર નિર્ભય, વ્યાપક એક અનંત લલના; શુદ્ધ પ્રકૃતિ અકષાયી અમાયી, તું પ્રભુ બહુ ગુણવંત. મન૦ ૨૩ તું માતા તું ત્રાતા ભ્રાતા, પિતા બંધુ તું મિત્ર લલના; શરણ તુંહિ તુંજ સેવા કીજે, દ્રઢ કરી તનુ વચ ચિત્ત. મન૦ ૨૪ પાસ આશ પૂરો અબ મેરી, અરજ એક અવધાર લલના; શ્રી નયવિજય વિબુદ્ધ પય સેવક, જસ કહે ભવ ભય ટાળ. મન૦ ૨૫.

